# રુસ્તમ નામુ.

( શાહાનામા પ્રમાણે )

---

કર્તા

જીવનજી જમશેદજી મોદી. બી. એ, પીએચ. ડી.

# RUSTAM NÂMEH

(As prepared from Firdousi's Shanameh)

By

**JIVANJI JAMSHEDJI MODI,** B. A, PH. D.

1917.

આ ગ્રંથ કર્તાનાં બીજાં પુસ્તકો.

# BY THE SAME AUTHOR.

---

The Funeral Ceremonies of the Parsees.

The Naojote Ceremony of the Parsees.

The Religious System of the Parsees.

Marriage Customs among the Parsees, their Comparison with similar Customs of other Nations.

The Parsees at the Court of Akbar and Dastur Meherji Rana.

Aiyâdgâr-i Zarirân, Shatroihâ-i-Airân, va Afdya va Sahigiya-i-Sistân, *i.e.*, The Memoir of Zarir, Cities of Iran, and the Wonders and Marvels of Seistan (Pahlavi Translations, Part I. Texts in Gujarâti character, with English and Gujarati translations and notes.)

Jamaspi (Pahlavi Translations, Part III. Pahlavi, Pazend and Persian texts with translations).

Asiatic Papers, Part I.

Asiatic Papers Part II.

A Few Events in the Early History of the Parsees and their Dates.

A Glimpse into the Work of the Bombay Branch Royal Asiatic Society during the last 100 years, from a Parsee point of view.

Anthropological Papers Part I.

,, ,, ,, II. (in the Press).

Masonic Papers.

Dante Papers.

Moral Extracts from Zoroastrian Books.

Anquetil Du Perron of Paris and Dastur Darab of Surat.

Education among the Ancient Iranians.

Symbolism in the marriage ceremonies of different nations.

Impression d'un Parsi sur la Ville de Paris.

La visite d'un Parsi a la Ville de Constantinople.

La Ceremonie du Naojote parmi les Parsis.

*Gujarati* ગુજરાતી.

વાયુચક્ર શાસ્ત્ર. Meteorology.

જમશેદ, હોમ અને આતશ. Jamshed, Hom and Fire.

અવસ્તા જમાનાની ઘરસંસારી જીંદગી, ભુગોળ, અને એકરારનામું. The Social Life, Geography and Articles of Faith of Avesta times.

અનાહીત અને ફરોહર. Anahita and Farohar.

ભવિષ્યની જીંદગી અથવા આતમાનું અમરપણું. Immortality of the Soul.

મેહેર અને જશને મેહરગાન. Mithra and the Feast of Mithras.

અવસ્તાના વિશેષ નામોની ફરહંગ. A Dictionary of Avestic Proper Names.

ઇરાની વિષયો. Iranian Essays, Part I.

ઇરાની વિષયો, ભાગ બીજો. Iranian Essays, Part II.

ઇરાની વિષયો ભાગ ત્રીજો. Iranian Essays, Part III.

મોત ઉપર વાએજ. A Sermon on Death

શાહનામું અને ફીરદોસી. Shah-nâmeh and Firdousi.

શાહનામું મીનોચેહેરનાં રાજ્ય સુધી. Shah-nâmeh up to the Reign of Minocheher

જ્ઞાન પ્રસારક વિષયો, (ભાગ પેહેલો.) Lectures before the Dnyân Prasarâk Society, Part I.

જ્ઞાન પ્રસારક વિષયો, (ભાગ બીજો.) Lectures before the Dnyân Prasarâk Society, Part II.

જ્ઞાન પ્રસારક વિષયો, (ભાગ ત્રીજો.) Lectures before the Dnyân Prasarâk Society, Part III.

ઇરાનનું પેશદાદીયન વંશ.

ઇરાનનું કઇયાનોયન વંશ.

જરથોશ્તી ધર્મ સંબંધી પ્રશ્નોતર.

જરથોશ્તી ધર્મની તવારીખ.

જરથોશ્તી ધર્મના કામો અને કીયાઓ.

જરથોશ્તી ધર્મની નીતી અને નેકીઓ.

પુરાતન ઇરાનનો ઇતિહાસ ભાગ ૧ લો.

મુંબઈના પારસી ધર્મ ખાતાંઓ.

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part I.

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ બીજો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part II.

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ ત્રીજો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part III.

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ ચોથો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part IV.

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ પાંચમો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part V.

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ છઠ્ઠો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part VI.

બુનદેહેશ. Bundehesh (Pahlavi Translations Part II).

કદીમ ઇરાનીઓ, હીરોડોટસ અને સ્ત્રેબો મુજબ. અવસ્તા અને બીજા પારસી પુસ્તકોની સરખામણી સાથે The Ancient Iranians, according to Herodotus and Strabo, compared with the Avesta and other Parsee Books.

શાહનામાનાં દાસ્તાનો, ભાગ પેહેલો. Episodes from the Shah-nameh, Part I.

શાહનામાનાં દાસ્તાનો, ભાગ બીજો. Episodes from the Shah-nameh, Part II.

શાહનામાની સુંદરીઓ. Heroines of the Shah-nameh.

મુકતાદના દિવસો કેટલા છે? તે બાબેની પેહેલવી, પાજંદ, ફારસી વગેરે પુસ્તકોને આધારે તપાસ. An Inquiry from Pahlavi, Pazend, Persian and other works on the subject of the Number of Days of the Fravardegan.

---

## WORKS EDITED BY THE SAME AUTHOR.

K. R. Cama Memorial Volume.

The Pahlavi Mâdigân-i Hazâr Dâdistân.

K. R. Cama Masonic Jubilee volume.

Spiegel Memorial Volume.

Sir Jamsetjee Jeejeebhoy Zarthosti Madressa Jubilee Volume.

---

આ પુસ્તક

આ જમાનાના જેહાં પેહલ્લવાન રૂસ્તમ ગણાતા

મરહુમ જેનરલ લોર્ડ રોબર્ટસની

પવિત્ર યાદને અર્પણ કર્યું છે.

THIS BOOK OF RUSTAM-NÂMEH

IS

DEDICATED TO

THE SACRED MEMORY

OF

THE LATE GENERAL LORD ROBERTS,

THE JEHAN PEHLWÂN RUSTAM OF THIS AGE.

# સાંકળ્યું.

પાનું



## માજીનદરાંનનાં મુલકનાં બંદમાંથી, હફતખાંન પસાર કરી રૂસ્તમે કાઉસને છોડવવો.



## રૂસ્તમે કાઉસ પાદશાહને હમાવરાંનનાં પાદશાહનાં બંદમાંથી છોડવવો.

## સ્યાવક્ષ અને રૂસ્તમનું દાસ્તાંન.



## કએખુસરૂ અને અફ્રાસ્યાબનું દાસ્તાંન

પાનું

# દિ બા ચો.

એક ખેશી, ભાઇ નાદર જમશેદજી એરચજી મોદી, "શીર્દોસ" નામનું એક માહવારી પ્રગટ કરતા હતા. તે માહવારી માટે તેવણે મારી પાસે કોઇ લખાણુ માગવાથી તેવણના માહવારીનાં નામ વાળા "શીર્દોસ" શબ્દ ઉપરથી મને એકદમ ફીર્દોસીનું નામ યાદ આવ્યું અને મેં વિચાર કીધો કે "ફીર્દોસ"માં ફીર્દોસી, જેના અભ્યાસમાં મે મારી જીંદગીના ઘણાક કલાકે પસાર કર્યા છે, તેનાં શાહનામાનું કોઇ દાસ્તાન લાયક થઇ પડશે. કોઇ નાના છુટાં દાસ્તાંનો મેં અવાર નવાર જાહેરમાં વાંચ્યાં હતાં અને પ્રગટ પણ કર્યાં હતાં. આ વખતે મેં ફીર્દોસીનાં શાહનામાંમાંથી જેહાં પેહલવાંન રૂસ્તમની સર્વ હકીકત તારવી કાહડી તેની જીંદગીનું આખું દાસ્તાંન, એક નાનુ રૂસ્તમનામું, આપવાનો વિચાર કર્યો. તે વિચારને અમલમાં મેલી આ મહાવારીના કેટલાક અંકોમાં તે બાબે લખાંણુ આપ્યું. પણ થોડાક વખત બાદ એ ચોપાંન્યાની માલેકીમાં ફેરફાર થયો. આ પુસ્તકમાં ઉપર મુજબ ફીર્દોસમાં પ્રગટ થયલો તેમજ નવો નહિ પ્રગટ થયલો સર્વ ભાગ સાંમતો છાપ્યો છે. હું ભુલતો નહિ હોઉ તો આ પ્રકારની આ કોશેશ પેહલી છે.

આ પુસ્તક મેં આ જમાનાના જેહાં પેહલવાંન રૂસ્તમ, મરહુમ સરદાર, જેનરલ લોર્ડ રોબર્ટસની પવિત્ર યાદને અર્પણ કર્યું છે, તે બાબે થોડાક શબ્દો બોલવાની જરૂર જોઉં છું.

મારી ઉમર ૬૨) વર્ષની થઇ છે. તેમાંથી હેપેલાં ૫૫) વર્ષ મેં કોલાબાની લશ્કરી છાવણીમાં પસાર કર્યાં છે અને તે તે છાવણીમાં આવેલી જરથોસ્તી દરેમેહરના સંબંધમાં અને તેની પડોશમાં પસાર કર્યાં છે. હું ધારૂં છું કે કોઇપણ જરથોસ્તી, શું બેહદીન કે અથોરનાંન, એવાં નહિ હશે, કે જેણે, મારી માફક, ૫૫) વર્ષનો લાંબો અરસો, એક હાથ ઉપર, એક દરેમહેરના પવિત્ર આતશને ગેહે ગેહે દેવાતી બોઓના ઘંટના અવાજો સાંભળી, અને બીજા હાથ ઉપર એક લશ્કરી મથકનાં ખિસ્તિ દેવળના ઘંટના અવાજો સાંભળી, અને ત્રીજા હાથ ઉપર એક લશ્કરી મથકમાં રાત દાહડો નિયમીત વખતે ફુંકાતાં બ્યુગલના અવાજો સાંભળી પોતાની જીંદગી ગુજારી હશે. જેમ એક દરેમેહર તે દાદારની દરગાહ છે, તેમ એક લશ્કરી મથક યા છાવણી, એક પ્રકારે, રાજ્યની દાદગાહ છે. આ બન્ને દાદગાહો યા મથકો,' ત્યાં ચાલતાં વખતે વખતનાં ગેહે ગેહેનાં નિયમીત કામોથી, આપણુને નિયમ યા સુધારણુક (discipline) ની, જો આપણે ચતુર રહી ચેતેલા રહેવા માગતા હોઇએ તો, યાદ આપે છે અને બોધ આપે છે. તેવી યાદ અને બોધ આપનારી આ બે દરગાહોએ મારાં તન અને મન ઉપર છાપ લેતો મને ઉછાર્યો છે અને આજે હું જેવો છુ તેવો મને ઘણી રીતે બનાવ્યો છે. તે આજે હું આભારની લાગણી સાથે યાદ કરૂં છું. ઘણીકવાર આ લશ્કરી છાવ-

ણીમાં થોકાતી લોહોડી યા ફૂકાતું બ્યુગલ, દરેમેહર સાથનાં મારાં કામની મને યાદ આપતાં અને મને બીદાર કરતાં, કે "ઉઠો, બીદાર થાઓ, વખત થયો." કોઇક મધરાતોને વખતે, જ્યારે એ દરેમહેરના સુંદર ચોકમાં ચંદણી ભોગવતો અને ભણુતો ભણુતો હું ફરતો હતો, ત્યારે, એક હાથ ઉપર, તેવા શાંત વખતે, ત્યાં ભણાતા વંદીદાદનાં ભણુતર સાથે હું હાવનીમ અને લાલાઠોકાવાના અવાજ સાંભળતો, અને બીજા હાથ ઉપર, સાથે સાથે, આ લશ્કરી છાવણીની લોહોડીના કલાકો ઠોકાવાના અવાજો હું સાંભળતો.

હવે મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઇની આ કોલાબાની દરેમહેરેજ મારામાં, જ્યારે હું અગીયાર બાર વર્ષનો નાનો છોકરો હતો ત્યારથી, શાહનામાંનાં વાંચણુનો ભાવ ઉત્પન્ન કર્યો હતો. ત્યાં બરશનુમ લેવા આવતા મોબેદ સાહેબોમાંથી કોઈ ખુશ આવાજી મોબેદ સાહેબ, પોતા સાથે શાહનામા યા બરજોર નામાનાં પુસ્તકો લાવી, તે બાગે બુલંદ આવાજે રાત્રે દસ અગ્યાર વાગા સુધી વાંચતા. તે હું ઉંઘ વેચી ઉજાગરો કરી હોંસ સાથે સાંભળતો હતો. એ દાસ્તાંનો પણ ઘણે ભાગે લડાઇની બાબતનાં હોતાં. તેથી આ લશ્કરી મથક સાથના સંબંધે, તેમ આ દાસ્તાનોએ પણ મને લડાઇ, તેમાં દેખાવી જોઇતી બાહાદુરી, મર્દાનગી, કવાયદ વિગેરે માટે વિચાર કરતો ઉધાર્યો હતો. આ મથકમાં તપાસ અર્થે આવતા સેપેહસાલારોમાં બેનાં નામ મારી જાણમાં વધારે આવ્યાં હતાં. એક મુંબઈ ઇલાકાના સેપેહસાલાર, તે પાછળથી એબીસીનીયાની લડાઈમાં પ્રસીધ્ધ થયલા લોર્ડ નેપીઅર ઓફ મગદલા (Lord Napier of Magdala) હતા, અને બીજા હિંદનાં સેપેહસાલાર, આપણી બાબતવાળા જેનરલ રોબર્ટસ હતા. મારા કોલાબા ખાતેના વસવાત દરમ્યાન એવણુની સેપેહસાલારી દરમ્યાનનાં કામો અને સેવાઓમાં, એવણુના તે કામ તરફ હું ઘણી પસંદગી સાથે અને આગલી પાછલી કેટલીક યાદ સાથે જોતો રહયો હતો. તે કામ આ હતું, કે સોલજરોમાંથી દારૂનો લખ ઓછો કરવો, અને તે કાજે તેઓની "કેન્ટીનો"ને ચાહ કાફીનાં નરમ પીણાના મથકો તરીકે સુધારવી. આ કામ તરફ એમ પસંદગી સાથ જોવાનો એક સબબ જવાનીનો એક બનાવ હતો, કે જ્યારે આસરે ૨૪ યા ૨૫ વર્ષની ઉંમ્મરે, એક સોલજર સાથે મને હાથો હાથ થવું પડયું હતું. દરેમહેરની પડોશનાં મારાં મકાનમાં એક રાત્રે તે દાખલ થવાની કોશેશ કરતો હતો, જે દારૂનું પરિણામ હતું. મેં તેને પકડયો, પણ પરિણામમાં તેણે પોતે હાથમાં કાહાડેળાં એમ્યુનીશન બુટથી મને મોંહ ઉપર જખમ કર્યા અને દર્યા કિનારાની રેતીમાં અછાડ પછાડ કરી વધુ જખમી કર્યો. પાછળથી જ્યારે જેનરલ રોબર્ટસે ઉપલો સુધારો કર્યો, ત્યારે તેવણુનાં એ ભલા કામ ઉપરથી ઉપલા આગલા બનાવને અવારનવાર સરખામણીમાં હું યાદ કરતો રહયો.

૨ વળી, પછવાડે પ્રસતાવનામાં મેં દેખાડયું છે તેમ, લોર્ડ રોબર્ટસની સરખાંમણી જેહાં પેહેલવાંન રૂસ્તમ સાથ કરવામાં આવી છે. રૂસ્તમની માફક તેવણનું નામ જાબુલસ્તાન અને કાબુલસ્તાનના મુલકો સાથે જોડાયલું છે. રૂસ્તમની માફક તેવણ જઇફીમાં પણ, અને પોતાના વાહલા બેટાના મરણ બાદ પણ, દેશની મુશ્કેલી વેળાએ લડવાને બહાર પડતા હતા. સેપહેસાલાર રૂસ્તમની માફક જાણે લડતા લડતા લડાઇના જંગમાં તેવણ મરણ પામ્યા.

૩ વળી ત્રીજું આ કે, તા૦ ૮ સપ્ટેમ્બર ૧૯૦૯ ને દીને, મરહુમ શેઠ બેરામજી જીજીભાઇની બાજને દીને, તેવણે સ્થાપેલાં ધી બેરાંમજી જીજીભાઇ ચેરીટેબલ ઇનસ્ટીટયુશનના વિદ્યાર્થીઓએ સ્થાપેલાં એક મંડળ તરફથી તે ઇનસ્ટીટયુશનનાં મકાનમાં, મેં " જેહાં પેહેલવાન રૂસ્તમ અને તેનો રખશ ઘોડો " એ વિષય ઉપર શાહનામાના દાસ્તાનનું એક વાંચણ આપ્યું હતું. તે વાંચણ વેળા મેં ઉપલી સરખાંમણી ઉપર, ઉપર મુજબ કેટલુંક વિવેચન કર્યું હતું. તેનો સાર પત્રદવારે છપાતાં, તે ઉપર કલકતાવાળા વેપારી મી૦ ફરાંમજી મનચેરજી, જેવણને લોર્ડ રોબર્ટસ સાથે, તેના કલકતા ખાતેના વસવાત દરમેઆંન, સારી પિછાંન પડી હતી, તેવણનું ધ્યાંન ખેચાયું. તેવણે મારી સમતીથી, તે વિવેચનવાળા ભાગનો અંગ્રેજીમાં તરજુમો કરાવી, તે લોર્ડ રોબર્ટ સઉપર મોકલ્યો હતો. તેની પોહોંચ મી૦ ફરાંમજી જોગાં પોતાનાં તા૦ ૩ જી નવેમ્બર ૧૯૦૯ નાં પત્રમાં કબુલતાં, તેવણે લખ્યું હતું કે, "Will you please thank your friend Jeewanjee Jamsetjee Mody for the very kind and flattering way in which he referred to me when speaking in Guzerati to some of his friends. I am obliged to you for sending me the translation of the speech and have been much gratified in reading it."

આ સર્વ સબબોએ મને સુચના કીધી, કે જેહાં પેહલવાંન રૂસ્તમનું મારૂં આ રૂસ્તમનામું, આ જમાનાના જેહાં પેહલવાન, મરહુમ લોર્ડ રોબર્ટસની પવિત્ર યાદને મારે અર્પણ કરવું, તેમ હું કરૂ છું, અને ખુદા હજુર દુઆ ગુજારૂં છું કે તે સાહેબ તે મરનારનાં રૂહની વૃધ્ધિ કરે અને તેનું રવાંન ભલી પ્રેરણાથી તેના જન્મ દેશની હાલની મુશ્કેલીમાં અને તેના એક વખતે કરી લીધેલા આ હિંદ દેશની મુશ્કેલીમાં રહેબરી કરતું રહે.

મીઠી લોજ, કોલાબા,

તા૦ ૨૯ જુલાઇ ૧૯૧૭.

---

# PREFACE.

In this volume, I give an account of Rustam, the National Hero of Irân, as given by Firdousi in his famous Shâh-Nâmeh. The Editor of Firdous, a monthly Gujarati periodical of Bombay, had asked from me, some four years ago, a running contribution in installments for his periodical. I thought, that something from Firdousi, the author of the Shâh-Nâmeh, that "glorious monument of esteem, genius and learning,"† would be a proper contribution for the Firdous. So, I took from Firdousi the subject of Rustam "a most glorious example of all that is pious, disinterested and heroic,"* a type of a most likely denizen of Firdous (*i. e.* paradise). After the appearance of a part of my contribution, the journal changed hands. So, this book contains a part of what appeared in the journal and what remained unpublished.

A word in explanation of what has led me to connect my small publication with the name of that great personage, the late General Lord Roberts, will not be out of place here. Out of the 62 years of my life, I lived for the first 55 years at Colaba, a military station of the first rank. So, I was, as it were, brought up hearing the sound of military gongs and bugles, continuously for 55 years, perhaps, a rare thing even for military men. Hence, my attachment to military deeds and warlike achievements. The various acts of General Roberts, as the commander-in-chief in India, at Colaba, for the betterment of soldiers, often came to my notice. Of these various acts, one was that of improving their canteen arrangements, and that, by popularizing mild drinks like tea and coffee in place of strong alchoholic drinks. At the age of about 24 or 25, I had a strong scuffle with a soldier, who, one night, tried to enter into my house at Colaba, perhaps under the effects of drink. I succeeded in capturing him, but was badly bruised and mauled. So, General Robert's attempts, later on, to improve the morals of a soldier much appealed to me. Again, as a boy I was led to take an interest in deeds of chivalry and acts of bravery, because from the age of 11 or 12, I happened to hear, at the Colaba Fire-Temple, readings about Rustam in Gujarati from the Shâh-Nâmeh of Firdousi and the Burjor Nâmeh of Atâi.

When, during the second Afghan War (1879-80), General Roberts had his memorable marches from India to Cabul and Cabul to

---

† Sir W. Jones. * Atkinson.

Kandhar he reminded us of the words of the Roman General, *vini, vidi, vici*, I came, I saw I conquered. His bravery was then compared to that of Rustam, who had his feuderal seat in Jabul in Seistan, in close proximity to Kabul and Kandhar. That comparison was beforemy mind when, on 8th September 1909, while giving a reading from the Shâh-Nâmeh, on the episode of "Rustam and his Rakhsh," I enlarged upon the comparison and traced it upto the time of the Boer War, when General Roberts, forgetting his recent grief for the death of his only son, and responding to the call of duty, went to Africa to fight for his country. This reminded me of Rustam, who, after the death of his dear son Sohrab at his own hand, drowned his grief and continued to fight for his dear country of ancient Irân. Again there was a good deal common between Rustam's love for his favourite horse (the Rakhsh) and Robert's love for his favourite horse. This comparison drew the attention of Mr. Framji Muncherji, a known Parsi merchant of Calcutta, who happened to know well General Roberts, during his stay at Calcutta. He got the published portion of my Gujarati comparisan translated into English and sent it to General Roberts, who thus wrote in reply on 3rd November 1909 : "Will you please thank your friend Jeewanjee Jamsetjee Mody for the very kind and flattering way in which he referred to me when speaking in Gujarati to some of his friends. I am obliged to you for sending me the translation of the speech and have been much gratified in reading it."

The last phase of General Robert's life was his appearance on the battle-field in Europe, at a great advanced age, during the early part of the present war. He died in the midst of the roaring guns of the battle-field.

All these various circumstances have endeared to me the name and the fame of Lord Roberts. Hence, the liberty I have taken in my dedication with the name of the great General, connecting my humble literary production with his great military name.

*Mithi Lodge, Colaba, 31st July 1917.*

---

# પ્રસ્તાવના.

**પાજંદ—અઓજવાંનવર[1] બેદ ચુન રૂસ્તમ**

(બુજોર્ગોના નામની આફ્રીન)

**અર્થ—રૂસ્તમનાં જેવા જોરાવર થજો.**

**પાજંદ—ચુન રૂસ્તમ જોરાવર બેદ**

(પાજંદ આશીર્વાદ).

**અર્થ—રૂસ્તમનાં જેવા જોરાવર થજો.**

**સંસક્રીત—રૂસ્તમ એવ બલવાંન ભવ**

(સંસક્રીત આશીર્વાદ).

**અર્થ—રૂસ્તમનાં જેવા બળવાન થજો.**

(૧) અવસ્તા અઓજંઘ્રહવત.

આપણી આફ્રીન અને આપણા આશીર્વાદમાં જે જેહાં પેહેલવાનને નામે ઉપર પ્રમાણે દુઆ ગુજારવામાં આવે છે, તે જેહાં પેહેલવાનનું દાસ્તાન આ પુસ્તકમાં આપ્યું છે. ફીર્દોસીનું શાહનામું, જેને સર ઉવીલીઅમ જોન્સ પુર્વ ભણીના વિશેષ મનોબળ અને એલમના સ્તંભ (glorious monument of Eastern genius and learning) ગણે છે, તેના વર્ણન પ્રમાણે એ દાસ્તાન આપ્યું છે.

રૂસ્તમ ઈરાંનનો સ્વદેશ પ્રિય પેહલવાંન (National hero) ગણાયો છે. પેહેલવી બુનદેહશમાં[1] એનું નામ રૂતસ્તાંમ આપ્યું છે અને ત્યાં એને દસ્તાંનનો બેટો અને હુજવારેનો ભાઈ જણાવ્યો છે (મિન દસ્તાન રૂતસ્તાંમ વ હુજવારે જરહુન્ત હુમન્દ). એ દસ્તાંન તે શાહનામામાં ઝાલનું બીજું નામ છે. શાહનામામાં પણ ઝાલને કેઠે દસ્તાન કહયો છે, પેહેલવી યાદગારે જરીરાનમાં પણ રૂસ્તમનું નાંમ રૂતસ્તાંમ જણાવ્યું છે. ત્યાં "ભાલાઓ, તીરથી ભરેલા ભાલાઓ, ઘણાક રોશન બખ્તરો અને ઘણાક ચાર પડોનાં બખ્તરોને" રૂસ્તમના એ હથ્યારો સાથે સરખાવ્યાં છે (કબદ ઈકવીમૂનેત શપર્ગે રૂતસ્તાંમ, કબદ કન્તીરે પુર તીર વ કબદ જરેહે રોશન વ કબદ જરેહ ચેહાર કર્દ)[2]. પેહેલવી શત્રોઈહાએ અઈરાંનમાં એને "સીસ્તાંનનો પાદશાહ રૂતસ્તાંમ" (રૂતસ્તાંમ ઇ સીસ્તાંન શાહ)[3] કહયો છે. ત્યાં એને ફ્રયાંવ અને બાબુલસ્તાંનનાં શેહરોને સ્થાપનાર જણાવ્યો છે.

---

૧ બાબદ ૩૧. ૪. ૪૧. મારી બુનદેહેશ પા. ૧૭૬.

૨ મારી "યાદગારે જરીરાન શત્રોઈહાએ અઈરાંન" પા. ૧૦–૧૧.

૩ એજ પુસ્તક પા. ૯૧–૯૨.

જેહાં પેહલવાંન રૂસ્તમનું દાસ્તાંન શાહનામાનાં દાસ્તાંનોમાનું એક મોટું દાસ્તાંન છે. તેનું દાસ્તાંન પેશદાદીઅન પાદશાહ મીનોચેરનાં રાજ્યથી શરૂ થાય છે, તે એ વંશના પાદશાહો નોજર, જવ અને કેરશાસ્પના રાજ્યમાં ચાલુ રહે છે. કેરશાસ્પ પછી શાહ કએકોબાદ કેઆંનીઅન વંશનો પાયો નાખી કેઆંનીઅન વંશ શરૂ કરે છે. તેનાં રાજ્યમાં એ દાસ્તાંન ચાલું રહે છે. તેની પછી ગાદીએ આવનાર પાદશાહો કએકાઉશ, કએખુસ્રુ, કએલોહરાસ્પ, કએગુશ્તાસ્પ અને બહમનનાં રાજ્ય સુધી એ દાસ્તાંન ચાલુ રહે છે. પાદશાહ બહમનનાં રાજ્યમાં રૂસ્તમનાં મરણ સાથ તેનો છેડો આવે છે. એક પેહલવાનની જીંદગી માટે એ એક એવો મોટો લાંબો અરસો છે, કે જેની લંબાઇજ એ જેહાં પેહલવાંનની ખરી જીંદગી યા હૈયાતી માટે વાંચનારને શકમંદ કરે. પણ આગલા જમાનાઓમાં, જેમ જરથોસ્તી પાદશાહ પેહેલવાંનો અને મહાન પુરૂષોના સંબંધમાં, તેમ યાહુદી અને બીજી કોમના પાદશાહ પેહલવાંનો યા મહાન પુરૂષોના સંબંધમાં, આપણે જીંદગીના એવા લાંબા અરસા જોઇએ છિએ. એવા દાખલાઓમાં આપણે એમ સમજ્યે, કે એ લાંબા અરસાઓ, તે મહાન પુરૂષોની પોતાની જીંદગીના અરસા સાથે તેઓનું મુબારક નામ ધરાવનારા મહા પ્રાકર્મી વારેસોની જીંદગીના પણ અરસાઓ છે. એ બાબે ગમે તેમ વિચાર કરો, પણ એટલું દીસે છે કે જેહાં પેહલવાંન રૂસ્તમનાં ઇરાંનના સ્વદેશ પ્રિય પેહેલવાંન (National Hero) તરીકેનાં નાંમે અને કામે તેની પછીનાં ઇરાંનને, અને તે ઇરાંનના હાલના પારસી વારેસોને, એક ઉત્તમ પ્રકારના બોધનો વારસો આપ્યો છે. એનાં એક ફારસી દાસ્તાંનનો તરજુમો કરનાર એટકીન્સને એ બોધ તેને માટેની સ્તુતિના થોડાક શબ્દોમાં સરસ રીતે જણાવ્યો છે. તે કહે છે કે "જેબી કાંઇ પહરેજગાર, બીનસ્વાર્થી અને બહાદુર ગણાય તેનો રૂસ્તમ એક નામાંકીત દાખલો છે."[1] રૂસ્તમનું આખુ દાસ્તાંન આપણી હજુર જે ચિત્ર રજુ કરે છે, તે એક એવા ધણીનું છે, કે જે પોતાનાં દેશનાં ભલાં માટે, જરૂર વખતે, પોતાનો એશઆરામ તજે છે, લોકોનાં ભલાં માટે, પર્માર્થ માટે પોતાનાં સ્વાર્થનો ભોગ આપે છે, અને એવી સેવાઓ આપવા કાજે ઉત્તમ પ્રકારની બહાદુરી દેખાડે છે.

**શાહનામાનાં લાંબા દાસ્તાનનો દિસતો સબબ.**

---

1 "Rustam was a most illustrious example of all that is pious, disinterested and heroic."

રૂસ્તમનું નામ અને તેનાં કામો ફીર્દોસીનાં શાએર તરીકેનાં મનમાંથી કલ્પીત ઉભાં થયાં નથી, પણ તેઓ માટે ફીર્દોસી પાસે કોઇ પુરાણા પુસ્તકો યા લખાણો હતાં, એમ કેટલીક બાબતો ઉપરથી માલમ પડે છે. ફીર્દોસીની આગમચના પહેલવી, અરબી, આર્મીનીઅન વીગેરે પુસ્તકોમાં આપણુને રૂસ્તમનું નામ અને તેનાં કામોના એશારાઓ યા હકીકત મળે છે.

**રૂસ્તમનાં દાસ્તાન માટે ફીર્દોસીનાં સાધનો.**

(ક) એક કૌવતમંદ પેહેલવાન તરીકે એનું નામ અને એના કામના કોઈ એશારાઓ આપણે ફીર્દોસીની આગમચ લખાયલાં આપણાં બુનદેહેશ, યાદગારે જરીરાન અને શત્રોઇહા એ અઇરાન જેવાં પેહેલવી પુસ્તકોમાં જોઇએ છિએ. (ખ) એજ પ્રમાણે તે આપણે આપણા પાજંદ ભણુતરોમાં જોઇએ છિએ. (ગ) ખોરેનનો મોઝીસ (Moses of Khorene) નામનો આર્મીનીઅન લખનાર, જે ફીર્દોસીની ઘણી આગમચ, છેક ઇ૦ સ૦ ની પાંચમી સદીમાં થઇ ગયો છે, તે રૂસ્તમને લગતી બાબતનો એશારો કરે છે. તે એને લગતી કોઇ સહરાગતી વાતો, દાખલા તરીકે રૂસ્તમને ૧૨૦ હાથી જેટલું જોર હતું તે, હસી કહાડે છે. (ઘ) એનાં કોઇ કામનાં ફીર્દોસીના વર્ણનને મલતા એશારાઓ આપણે તબરી માસુદી જેવા અરબ લખનારાઓ, જેઓ ફીર્દોસીની આગમચ થઇ ગયા છે, તેઓના વર્ણનમાં જોઇએ છિએ (ચ) આપણે કોઈક વાર્તાઓનું દેશાંતર પ્રવેશ (Transmigration of Stories) જોઇએ છિએ. એવી વાર્તાઓમાં રૂસ્તમ સોહરાબની એક વાત છે, જે પુર્વથી પશ્ચિમમાં જર્મની તરફ હીલ્ડેબ્રાન્ડ અને હદયુબ્રાન્ડ (Hildebrand and Hadubrand) ની વાર્તા તરીકે ઇ૦ સ૦ ની આઠમી સદીમાં ગયલી દિસે છે. તે ફીર્દોસીની આગમચ કયુકયુલીન અને કોનલોખ (Cuculin and Conloch) ની વાર્તા તરીકે આયરલાંડ તરફ પણ ગયલી ધારી શકાય.[1] આ અને એવી બીજી હકીકતો દેખાડે છે કે રૂસ્તમનાં દાસ્તાનની કોઇ વાર્તાઓ ફીર્દોસીની ઘણી આગમચ જણાયલી હતી તેથી તેઓ કોઇપણ રીતે ફીર્દોસીનાં શાએરી મગજમાંથી કલ્પિત ઉભી થયલી નહિ ગણાય.

**તબરી અને માસુદી પ્રમાણે રૂસ્તમ.**

તબરી (આસરે ઇ૦ સ૦ ૮૩૮ થી ૯૨૩) જે ફીર્દોસીની આગમચ થઇ ગયો હતો, તે પોતાની તવારીખમાં એ પેહેલવાંનમાટે જે કેટલુંક વર્ણન આપે છે, તે ફીર્દોસીનાં વર્ણનને મલતું છે. આ એક ગવાહી છે, કે ફીર્દોસીએ પોતાનું શાહનામું કોઇ કલ્પીત બાબતોની કવિતા તરીકે લખ્યું નથી, પણ ઇરાંનની આગલી હકીકતો, જે તેને પેહેલવી અરબી વિગેરે પુસ્તકોમાં મલેલી, તેને આધારે લખ્યું છે.

---

૧ જુઓ મારો અંગ્રેજી વિષય "The Irish Story of Cuculin and Conloch and the Persian Story of Rustam and Sohrab" (Journal B. B. R. A. S., Vol. XVIII pp. 317-329). જુઓ મારૂં પુસ્તક Asiatic Papers Part 1, pp. 53-66.

તબરી રૂસ્તમની નીચલી હકીકતો વર્ણવે છે:—(ક) તેણે કએકાઉસને બંદીખાનામાંથી છોડવવો,[1] (ખ) કએકાઉસનાં બેટા સ્યાવક્ષને ઉધારવો,[2] (ગ) અફ્રાસ્યાબે સ્યાવક્ષને મારી નાખ્યો તેનાં કીનામાં તેની સામે રૂસ્તમે લડવું અને તેને હરાવવો,[3] (ઘ) સીસ્તાંન અને જાબુલસ્તાંન ઉપર તેની હાકમી,[4] (ઙ) અસ્ફન્દયારનાં રૂસ્તમને હાથનાં મરણ બાદ બહમને રૂસ્તમનાં મરણ બાદ તેનાં કુટુંબ ઉપર કીનો લેવો,[5] (ચ) અને માઝીનદરાંન ઉપર તેનો હુમલો અને હફતેખાંન પસાર કરવું.[6]

માસુદી, જે ઇ૦ સનેની નવમી સદીની સેવટમાં થઈ ગયો છે અને જે હીદુસ્તાંનમાં ઇ૦ સનેની ૧૦ મી સદીની શરૂઆતમાં (ઇ. સ. ૯૧૨) માં આવ્યો હતો, તે પણ પોતાનાં પુસ્તકમાં રૂસ્તમ બાબે કોઇ હકીકત જણાવી ગયો છે. શાહ કએકાઉશ યમનના રાજાને હાથ બંદ પડયો હતો તેની હકીકત,[7] અને અસ્પન્દયાર તેને હાથે માર્યો ગયો તેનો તે એશારો[8] કરે છે. એ જણવે છે કે "સકીસરાંન" નામનું એક પુસ્તક હતું, જેનો પેહેલવીમાંથી એબ્ન અલ મોકાફ્ફાએ અરબીમાં તરજુમો કર્યો હતો, તેમાં ઇરાંનની ઘણીક આગલી હકીકતો સાથે રૂસ્તમની ઘણીક હકીકતો આપેલી છે.[9]

**સર જોન માલ્કમ અને કર્નલ સાઇકસ પ્રમાણે રૂસ્તમ ખરો હૈયાત પુરૂષ.**

રૂસ્તમ ઇરાંની દંતકથાનો કોઇ તદ્દન કલ્પિત પુરૂષ હતો નહિ, પણ કોઇ ખરેખર હૈયાતી ભોગવી જનાર પુરૂષ હતો. તે ઘણો બળવાંન અને અદ્દભુત શકિતનો પુરૂષ હતો. તેથી તવારીખના એવા મોટા મહાન પુરૂષોના સંબંધમાં બને છે તેમ, એના નામ સાથે પાછળથી કોઇ સહરાગાતભર્યાં કામો જોડાયાં, અને વળી કોઇ જુદા જુદા જમાનાનાં કામો જોડાયાં. તેના કુટંબીઓના જમાનાને પણ તેના પોતાના જમાના સાથે જોડી, તેની જીંદગીની દોરીને પણ અત્યંત લાંબી વર્ણવવામાં આવી. ઇરાંનની પ્રજા-પ્રીતિએ એને એવું રૂપ આપવા છતાં, તે એક ખરેખર હૈયાતી ભોગવી જનાર પુરૂષ હોવો જોઇએ, અને તેનાં કોઇ પ્રાકમો ખરાં હોવા જોઇએ. એ બાબે ઇરાંનનો જાણીતો તવારીખનવેશ સર જોન માલ્કમ, જેણે ઇરાંનમાં એકથી વધુ મુસાફરી કરી હતી, અને જેણે ત્યારબાદ આપણા શેહેર અને ઇલાકા ઉપર ગવરનર તરીકે હાકમી કીધી હતી તે નીચે પ્રમાણે બોલે છે:—

---

(૧) Tabari par Zotenberg 1 pp. 465-66.

(૨) Ibid p. 462. (૩) Ibid p. 404.

(૪) Ibid p. 466. (૫) Ibid p. 507. (૬) Ibid p. 257.

(૭) Masudi, traduit par Barbier de Meynard II p. 119.

(૮) Ibid p. 118.

(૯) Ibid.

Though the story of Roostem and his family is enveloped in fable, there are some facts which seem probable. First, they were the hereditary chiefs or princes of Seestan, or Neemroz; secondly, they were connected with the royal family of Cabool, as well as that of Persia; and thirdly, though they never assumed the title of kings and had always kept a pageant of the royal blood upon the throne, they had been acknowledged and obeyed as rulers of a great province, and as the leaders of the armies of Persia, from the death of Manucheher, the Mandauces of the Greeks, till the elevation of KayKobad, the first monarch of the Kaianian dynasty."[1]

સર જોન માલ્કમ ફીર્દોસીના રૂસ્તમને યુનાનીઓનો આર્ટાબેનસ ગણે છે, કે જેણે ઝર્કસીસને મારી નાખી આર્ટાઝર્કસીસ (Artaxerxes Longimanus, અર્દેશર દરાજ દસ્ત, જે અસફંદયારના છોકરા બહમનનું બીજું નામ હતું, તે) ને ઇરાંનના તખ્ત ઉપર બેસાડયો હતો.[૨] આ અને માલકમની બીજી કેટલીક સરખામણીઓ સહી કબુલ રખાઇ નથી. પણ તે એટલું દેખાડે છે કે માલ્કમ રૂસ્તમને એક હૈયાતી ભોગવી જનાર પુરૂષ ગણી ગયો છે.

રૂસ્તમ એક ખરો હૈયાતી ભોગવી ગયલો પુરૂષ હતો તેના સંબંધમાં ઇરાનનો હાલનો પ્રખ્યાત મુસાફર કર્નલ સાઇક્સ નીચે પ્રમાણે કહે છે:—

With regard to the historical existence of Rustam, I think we may at all events admit that there was a champion, or a family of champions, who led the hosts of Irân, and furthermore, that as their history is given so circumstantially almost down to historical times, there is every probability that their exploits have a substratum of truth. Moreover in those days, a man bigger and heavier than his adversaries always inspired a very wholesome fear, for not only could he deal deadlier blows, but, equally important, he could carry heavier armour; in fact he was like a battleship, and his opponents resembled cruisers." (Ten Thousand miles in Persia or Eight years in Iran by Major Perry Molesworth Sykes (1902), p. 352.)

---

(1) The History of Persia, by Sir John Malcolm. Ed. of 1829 Vol. I, P. 512.

(૨) વાલમ ૧, પાનું ૫૨૯,

એક જોરાવર, લડાયક, જંગી, બહાદુર પેહલવાંન તરીકે રૂસ્તમનું નામ, ફક્ત ઇરાંનમાંજ નહિ પણ આખા એશિયામાં, બલકે જગમાં, મશહુર થઇ રહયું છે. ઇરાંનને ફનેહ કરનાર મુસલમાનોએ જે કેટલુંક અસલી ઇરાંની તત્વ પોતાનાં ધર્મ, સંસાર, રાહ રેવાજ વિગેરેમાં જાળવી રાખ્યું છે, તેમાં અસલી ઇરાંની નામો પણ છે. તે નામોમાં રૂસ્તમનું નામ વધારે જાણીતું છે. ઇરાંનના અને ત્યાર પછી મધ્ય એશિયાના બીજા ભાગોના અને હિંદુસ્તાનના ઘણાક મુસલમાનોએ રૂસ્તમનું નામ અખત્યાર કર્યું હતું. અને હાલ પણ અખત્યાર કરે છે. પાછલા વખતમાં મુસલમાન ખેતાબી શબ્દ "ખાંન" સાથે જોડાઇ "રૂસ્તમ ખાંન" નામ આપણે કેટલીકવાર મુસલમાનોએ લીધેલું જોઇએ છિએ. વધારે અજબ જેવું આપણે આ જોઇએ છિએ, કે ઇરાંન સાથ અને ઇરાન તરફના મુલકો સાથે વધારે સંબંધમાં આવનારા મોગલ વંશના પાદશાહોની હિંદુસ્તાનમાં સલતનત સ્થપાવા પછી, તેઓ ઉપરથી મરાઠા હિંદુઓએ પણ રૂસ્તમનું નામ લીધું છે. તેઓએ પોતાના ખેતાબી શબ્દ "રાઓ" સાથે જોડી "રૂસ્તમ રાઓ" એવે નામે એક ખેતાબ ઉત્પન્ત કર્યો હતો.[1]

**રૂસ્તમ નામ મુસલમાનોમાં અને હિંદુઓમાં.**

હાલમાં પણ મધ્ય એશીયામાં અને ખાસ કરી સીસ્તાંનમાં મુસાફરી કરનારાઓ રૂસ્તમનાં નામ સાથ કેટલીક જગ્યાઓ અને વાર્તાઓ જોડાયલી જોએ છે અને સાંભળે છે. દાખલા તરીકે, મી૦ ફાઉલ નામનો મુસાફર જણાવે છે[2], કે સીસ્તાંનમાં મુસાફરી કરતાં તેને એ મુલક, જે રૂસ્તમનો મુલક ગણાય છે, તેમાં, રૂસ્તમની, તેના બેટા સોહરાબની અને તેના ઘોડા રખશની વાતો સાંભળી. તેને એક જગ્યા રૂસ્તમના રખશને બાંધવાની જગ્યા તરીકે દેખાડવામાં આવી. એક મોટો મીનારો તેને ઘાસચારો નાખવાની જગ્યા (Manger) તરીકે દેખાડવામાં આવ્યો અને એક બીજી જગ્યા તે રખશના પગ (પછાડી) બાંધવાની જગ્યા તરીકે દેખાડવામાં આવી. આ પછાડી ઘાસ નાખવાની જગ્યાથી ૮૦ વાર દુર હતી. એક મોટા જેહાં પેહલવાનનો જંગી ઘોડો પણ ગંજાવર મોટો હોવો જોઇએ, એવા સહરાગત પામેલા ખ્યાલનું આ પરિણામ હતું. આ મુસાફરને તેનાં ભોમિઆ ખુદાદાદે કહ્યું કે "સાહેબ! જ્યારે રખશ આવો મોટો અને ગંજાવર હતો ત્યારે તેના સવાર રૂસ્તમનું કદ કેવું મોટું હશે!"

**રૂસ્તમનાં નામ સાથ હાલમાં પણ જોડાતી જગ્યાઓ અને વાર્તાઓ.**

---

(1) "Ishtûr Phakde" by Mr. C. Kincaid (1917) p. 7

(૨) The Academy of 5th July 1913, p. 23. Article "On the Road to Persia" IV by T. C. Fowle.

આ વાર્તા ઉપરથી મેં કેશમીરમાં સાંભળેલી એક વાત મને યાદ આવે છે[1]. મને ખબર નથી કે તે કેહે નોંધાઇ છે કે નહિ. આ વાર્તા પ્રમાણે આપણા ઇસ્લામી ભાઇઓના મોટા પેગામ્બરને પણ રૂસ્તમનું મશહુર નામ જણાયલું હતું. એક દિવસે પોતાના એક માનવંત પેહેલવાને બહાદુરી દેખાડતાં તેણે તેને સાબાશી આપી કે "તું રૂસ્તમની માફક બહાદુરીથી લડયો છે." તે પેહલવાંને પુછયું કે "રૂસ્તમ કોણ હતો"? તેની જીજ્ઞાસા પુરી પાડવા કહે છે કે પેગામ્બરે ખુદાતાલા હજુર દુઆ ગુજારી, કે તે સાહેબ રૂસ્તમને જીવતો કરે અને આ દુનિયામાં પાછો મોકલે. ખુદાતાલાએ તેમ કર્યું. એક દિવસે પેલો પહેલવાંન બે પહાડો વચ્ચેની એક ઘણી સાંકડી જગ્યા, જેમાંથી ફક્ત એકજ સવાર જઇ શકે, તેમાંથી પસાર થતો હતો. તેવામાં સામેથી રૂસ્તમ, જેને ખુદાતાલાએ સજીવન કીધો હતો, તે સામી બાજુથી દાખલ થયો. બન્ને સામાસામી થયા. બે ઘોડાઓ પસાર થાય તેટલો માર્ગ હતો નહિ. ત્યારે એકે બીજાને કહ્યું કે "તારો ઘોડો પાછો હઠાડી તું બહાર કાહાડ." બીજાએ કહ્યું કે "તું તારો ઘોડો પાછો હઠાડ." એમ એકમેક સાથ બોહોલાસ કરવા લાગ્યા અને બન્ને પોત પોતાના જોર ઉપર મુસ્તાક રહી, બોલવા લાગ્યા. ત્યારે સેવટે કહે છે કે રૂસ્તમે પોતાના રખશ માટેનો લાંબો ચાબકો લઇ તેનો દાંડો પેલા પેહલવાંનના ઘોડાનાં પેટ હેઠળ આપી તે ઘોડાને તેના સવાર સાથે એમનો એમ ઉંચકી પોતાના માથા ઉપરથી પસાર કરી પોતાની પછવાડે મેલી, પોતાનો માર્ગ ખુલ્લો કરી ચાલતો થયો. પેલો પેહલવાંન આ ધણીનાં આવાં કૌવતથી અજાયબીમાં ગર્કાવ થઇ ગયો. ઘરે જવા બાદ પેગામ્બરને મલતાં તેણે તેને આ બનાવ કહ્યો અને પેલા ધણીના કૌવતની તારીફ કીધી.

વળી થોડા અરસા બાદ એક દિવસ પેલો પેહલવાંન પસાર થતો હતો ત્યારે સજીવન થયલો રૂસ્તમ તેને પાછો મલ્યો. તે એક જગ્યાએ બેઠેલો હતો. તેનો રખશ પડોશમાં ચરતો હતો. તેનો દાણો ખાવાનો તોબરો થોડેક દૂર પડયો હતો. તે પેહલવાન ત્યાંથી પસાર થતાં રૂસ્તમે અરજ કીધી કે "મહેરબાની કરી આ તોબરો જરા મારી આગળ કરતો જા". તે પેહલવાંન તેમ કરવા કાજે તે તોબરો ઉઠાવવા ગયો, તો તે એટલો ભારી કે તેનાથી ઉંચકાય નહિં. જેમ તેમ તેણે ઉઠાવ્યો. તે ઉપરથી તે અજબ થયો કે, "જે ઘોડાનો તોબરો આવો ભારી, તે ઘોડો કેવો મજબુત હશે, અને તેનો સવાર કેવો જોરાવર હશે!" બીજે દિવસે તેણે પેગામ્બર આગળ જઇ આ અજાણા પુરૂષનાં જોરની આ બીજી વાત કહી અને અજાયબી સાથ તેની તારીફ કીધી. ત્યારે પેગામ્બરે ખુલાસો કીધો કે "એ અજાણો ધણી

---

(૧) જુઓ મારૂં પુસ્તક "Asiatic Pages" part I માં મારો વિષય "Cashmere and the Ancient Persians" પાના ૧૦૮-૯.

પેહલવાંન રૂસ્તમ હતો. તે દિવસે તારા જોરને મેં રૂસ્તમનાં જોર સાથે સરખાવ્યું હતું, તે ઉપરથી તેં રૂસ્તમ કોણ હતો તે બાબે મને પુછ્યું હતું. તે કાજે મે ખુદા આગળ દુઆ ગુજારી કે તુને દેખાડવા કાજે રૂસ્તમને થોડો વખત પાછો સજીવન કરે. ખુદાએ તેમ કર્યું."

કર્નલ સાઇકસ પોતાની મુસાફરીની ચોપડીમાં રૂસ્તમનાં નામ અને કામ સાથ જોડાયલી કેટલીક જગ્યાઓ માટે બોલે છે.[1]

**કર્નલ સાઇકસ પ્રમાણે હાલમાં પણ રૂસ્તમનાં નામ અને કામ સાથે જોડાયલી ઇરાંનની જગ્યાઓ.**

(ક) કેર્માંનથી કુહક જતાં દાર્જીન (Darzin નામની જગ્યા આવે છે. તે માટે કહે છે કે રૂસ્તમનાં બેટા ફરાંમરોજને બહમને એ જગ્યાએ ફાંસી દીધા હતો. તે ઉપરથી એ જગ્યાનું અસલ ખરૂં નામ "દાર જનાન" એટલે "સુલી ઉભી કરવી" થાય છે. તે ઉપરથી એ જગ્યાનું નામ પાછલથી દારજીન બન્યું.

(ખ) એજ મંજલમાં બામ નામની જગ્યાએ એક ૧૮૦ ફીટ ઉંડો કુવો છે, જે રૂસ્તમે બાંધેલો કેહવાય છે.

(ગ) માર્ગમાં એક નર્માશીર નામની જગ્યા આવે છે જે મેજર સાઇકસ નરીમાન શહેરનું ટુંકું બનેલું રૂપ ગણે છે. રૂસ્તમનાં બાપના બપાવા નરીમાનનાં નામ ઉપરથી એ શેહેરે પોતાનું અસલ નાંમ લીધું હોય.

(ઘ) સીસ્તાંન માટે બોલતાં આ અનુભવી મુસાફર કહે છે કે રૂસ્તમ જેમ હજારો વર્ષપર ઇરાંનનો પ્રજાપ્રિય પેહેલવાન તરીકે મશહુર હતો, તેમ આજે પણ તેનું નામ મશહુર છે. કોઇ મોટું ગંજાવર કામ, જેને લગતી હકીકત બરાબર સમજ નહિ પડે, તે રૂસ્તમને લાગુ પાડવામાં આવે છે. દાખલા તરીકે, પાસીંપોલીસ આગલનાં સાસાનીઅન કોતરકામો એને લાગુ પાડવામાં આવે છે.

(ઙ) સીસ્તાંનમાં કુહે ખોજા (Kuh-i-Khoja) નામનો પહાડ છે. તે કુહે જોર અથવા કુહે રૂસ્તમ પણ કેહવાય છે. હું ધારૂં છું કે 'ખોજ' નામ પણ 'જુર' નામના અર્થે પેહેલે અઓજ (અવસ્તા અઓજંઘ, સંસક્રીત અઓજસ, પેહલવી અઓજ) હતું. પેહેલવી 'અઓજ' શબ્દ 'ખઓજ' પણ વંચાવાથી એ પહાડે પાછળથી એ નામ લીધું હોય. કર્નલ સાઇકસ કહે છે, કે રૂસ્તમની પેહેલવાંનીનું પેહેલું

(૧) "Ten Thousand Miles in Persia or Eight years in Iran" by Major Percy Molesworth Sykes (1902). pp. 214, 218, 220, 361, 378-9, 404, 414, ૪૧૫, ૪૧૬.

મથક કુક નામે, આ પાહાડ ઉપર હતું. એક જવાન છોકરા તરીકે તેણે એ કુક નામનો કીલ્લો લઇ ત્યાંના એક કુક નામના રાજાને માર્યો હતો.

(ચ) કાઇન (Kâin) નાં પ્રગણામાં એક દુરૂક્ષ (Duruksh) નામની જગ્યા છે, તે આ ગ્રંથકર્તા "દરૂ રખ્શ" એટલે "રખશની ખીન" હોય એમ ધારે છે.

(છ) ખીરજંન્દથી સીસ્તાંનને માર્ગે યજદ જવાનાં રસ્તાપર "કેલએ શાહ દોજદ" (એટલે ચોર પાદશાહનો કિલ્લો) એવા નામની જગ્યા આવે છે. અંહીની દંતકથા કહે છે કે શાહ દોજદ નામના અતરેના પાદશાહે જાલેજરને ફરજ પાડી હતી, કે તે તેને ખંડણી આપે. રૂસ્તમે ઉમરે આવતાં તે ખંડણી અટકાવવા કાજે લડાઇ જાહેર કીધી. બન્ને જન હાથોહાથ લડયા. લડાઇમાં બન્ને થાકા ત્યારે આસાએશ માટે છુટા પડયા. રૂસ્તમ ઘણું થોડું ખાનું લઇ હલકો રહ્યો. તેનાં હરીફે પુરતું ખાધું અને પીધું. તેથી ખાનાં પછીની પાછી હાથો હાથ લડાઇમાં તે હાર્યો અને માર્યો ગયો.

(જ) ઉપલાજ માર્ગમાં ગરાગાહ (Garâgâh), જે શબ્દ અસલમાં ચરાગાહ દિસે છે, તે નામની જગ્યા આવે છે. એ રૂસ્તમની એક માનીતી શેકારગાહ ગણાય છે. કહે છે કે અસફંદયારે રૂસ્તમ સાથે લડવા આગમચ પોતાનાં બેટા બહમનને મોકલ્યો હતો કે રૂસ્તમને જઇને સમજાવે કે તે ખુશીથી શરણ થાય. તે કામ માંટે જતાં બહમને રૂસ્તમને અહીંની એક ટેકડી ઉપરથી નીચે બેઠેલો જોયો. તેથી તેણે તેને મારી નાખવાના ઇરાદાથી મોટો ખડક તેના ઉપર ગબડાવ્યો. રૂસ્તમે ગબડતા પથ્થરનો અવાજ સાંભળતાં તેને પોતાનાં પગે અટકાવી દીધો. કર્નલ સાઇકસ સાંભળેલી વાર્તા પ્રમાંણે આ પથ્થરને પગથી અટકાવેલો જણાવે છે, પણ ફીર્દોસી પ્રમાણે (જુઓ પછવાડે પાનું ૧૬૬), તેણે તે પથ્થરને હાથથી અટકાવી ખીસાડી નાખ્યો હતો.

એટકીનસન પોતાનાં સોહરાબ રૂસ્તમનાં દાસ્તાંનમાં રૂસ્તમને માટે કહે છે કે,

**રૂસ્તમ અસલી ઇરાંનનો એક "નાઇટ."**

"Single combat and the romantic enterprises of European chivalry may indeed be traced to the East. Rustam was a most illustrious example of all that is pious, disinterested and heroic. The adventure now described is highy characteristic of a chivalrous age" (The Chandôs Classics. The Shâhnâmah p. 347 note). શુરાતનપણું (chivalry) ની શરૂઆત ફયુડલ સીસ્ટમ (Feudal System) સાથે થઇ હતી. એક ઉમરાવ (Lord) એક

જવાંન મર્દને એક લડાયક પેહલવાંન તરીકે પોતાના આસરા તળે લેતો અને તેને નાઇટ (knight) બનાવતો. તેની પાસેથી તે વચન લેતો, કે તે જે થોડાક હકો (privileges) ભોગવે, તેનાં બદલામાં તેને માથે થોડીક જવાબદારી (responsibility) પણ રહે. તે ચોકસ મુલકોની આમદાંની ભોગવતો, અને તેનાં બદલામાં દેશની મુફ્ત સેવા બજાવતો. રૂસ્તમ ઇરાંની પાદશાહોનો એવા પ્રકારનો ઉમરાવ (Knight) હતો.

હવે 'શીવલરી' નાં જમાનામાં એ નાઇટહુડ (Knighthood ) ની સાથે ધર્મ સંબંધી અને નીતીમાન ફરજો જોડવા માટે, ઘણુંક ધાર્મિક તત્વ દાખલ કીધું હતું. તે એમ કે જેઓ "નાઇટ" થાય, તેઓએ જોરાવર સામે નબળાને સહાય થવું અને અનીતિવાંન સામે નીતિવાંનને મદદ કરવી. એવું નીતિમાંન તત્વ જોડાવાથી એ નાઇટહુડની ક્રિયામાં ફયુડલ સીસ્તમના જમાનામાં કેટલીક ધાર્મિક ક્રિયાઓ દાખલ થઇ હતી. તેનું થોડુંક વર્ણન નીચે પ્રમાણે આપવામાં આવ્યું છે.

The young man, the squire, aspiring to knighthood was first of all stripped of his garment and put into a bath, the symbol of purification. On his coming out of the bath, they clothed him in a white tunic, the symbol of purity, a red robe, emblematic of the blood he was to shed in the cause of the faith, and a black doublet, in token of the dissolution which awaited him as well as all mankind. Thus purified and clothed, the novice kept a rigorous fast for twenty-four hours. When evening came, he entered the church and passed the night in prayer, sometimes alone, sometimes with a priest and with sponsors who prayed in company with him. When the sermon was over, the novice advanced towards the altar with the sword of knighthood, suspended from his neck; the priest took it off, blessed it and attached it to his neck again. The novice then went and knelt before the lord, who was to knight him. "To what end," the lord then asked him, "Do you desire to enter into this order? If it is that you may be rich, repose yourself, and be honoured without doing honour to knighthood; then you are unworthy of it."

જો તે જવાન પોતાની ફરજ બજાવવાને જવાબ દેતો હતો, તો તેને "નાઇટ" બનાવવામાં આવતો હતો. ત્યારે બીજા હાજર રહેલા નાઇટો અને સ્ત્રીઓ (સ્ત્રીઓ, કારણ કે નબળી નાજુક પંથની તરીકે તેઓનું રક્ષણ કરવાની તેની ફરજ હતી) તે નવા નાઇટને નવો પોષાક પેહેરાવતાં અને હથીયાર પેહેરાવતાં. પછી તેને 'ડબ્ડ' (dubbed) કરવામાં આવતો, એટલે કે (Fr. શબ્દ 'adoubée' એટલે કે adopted

ઉપરથી) પેલો લૉર્ડ તેને 'નાઇટ' તરીકે કબુલ રાખતો. તેમ કરવા માટે તે તળવારનું પાનું (blade) તેના ખભાં ઉપર મારતો, અને કહેતો કે "ખોદાના નામથી હું તુંને એક નાઇટ બનાવું છું. તું બહાદુર હિમ્મતવાન અને વફાદાર થજે." પછી તે નાઇટ ઘોડા ઉપર, ઘણોખરો નાગી પીંઠે, કુદીને સવાર થઈને પોતાનો ભાલો અને તળવાર ફેરવતો ફેરવતો દેવળમાં ફરતો અને પછી બહાર ફરતો.

એ ક્રિયા ત્યારે દેખાડે છે કે 'શીવલ્રરી'ના જમાનામાં નાઇટહુડ સાથે ધાર્મીક અને નીતિજનક વિચારો અને ફરજો જોડાયાં હતાં. રૂસ્તમ તેના જમાનાનો એવા પ્રકારનો નાઇટ હતો. ઘણાક ધર્મોમાં અને ધર્મ સંબંધી ક્રિયાઓમાં–દાખલા તરીકે પારસીઓની નાવરની ક્રિયામાં—તળવાર, ગુરૂજ વિગેરે હથ્યારો એ સઘળથી અગત્યનો ભાગ લે છે.

**રૂસ્તમનાં દાસ્તાનને મલતાં બીજી પ્રજાઓના દાસ્તાનો.**

રૂસ્તમનું દાસ્તાન ફીર્દોસીના એવાં દાસ્તાનોમાંનું એક દાસ્તાન છે, કે જેવાં દાસ્તાનો બીજી પ્રજાઓની વિરરસ કવિતાઓમાં પણ દાખલ થયાં છે. કોઈ એનાં પ્રાકર્મોને હર્ક્યુલીસના પ્રાકર્મો સાથે સરખાવે છે. રૂસ્તમના દાસ્તાનોમાં એક દાસ્તાન રૂસ્તમની તેના બેટા સોરાબ સાથની લડાઇનું છે. ફીરદોસી પોતે કહે છે તેમ, એ દાસ્તાન આંખમાંથી આંસુ પડાવે તેવું છે.[1] સર હેનરી લેયર્ડ પોતાની ખોજીશતાંન વિગેરે પહાડી મુલકોની સફરનો એહેવાલ આપતાં જણાવે છે, કે એ પહાડી મુલકના તાયફાઓના બહાદુર જંગી મરદો વટીક, જ્યારે તેઓ વચ્ચે એ દાસ્તાન વાંચવામાં આવે છે ત્યારે, બાળકો માફક રડે છે. સર ઉલીઅમ જોનસે એ દાસ્તાનને ઘણું સરસ ગણી તેપરથી એક કરૂણારસ નાટક લખવા માંડયો હતો, જે તેનાં મરણથી અધુરો રહ્યો હતો. એ દાસ્તાન આયરલાંડની કયુકયુલીન અને કોનલોખની વાર્તાને મલતું છે.[2] એ દાસ્તાન જર્મનોનાં એક પુરાણા ગિતના દાસ્તાન (Old High German lay of Hildebrand) ને મલતું છે. એક રશીઅન વાર્તા અને હિંદુ વાર્તા પણ એ દાસ્તાનને મલતાં છે. આગળ જણાવેલી ઉપર કહેલી આઇરીશ વાર્તા આપણાં ફીર્દોસીના દાસ્તાનને ઘણી મલતી આવે છે.

---

(૧) "યકી દાસ્તાન અસ્ત પુર આબે ચશ્મ. દેલે નાઝુક અઝ રૂસ્તમ આયદ બખશ્મ."

(૨) જુઓ મારાં પુસ્તક Asiatic Papers Part I માં The Irish story of Cucullin and Conloch and the Persian story of Rustam and Sohrab pp. 53-66.

(ક) એ વાર્તા પ્રમાણે દુનિયાની તવારીખનાં ૩૯૫૦ નાં વર્ષમાં, અલસ્ટરમાં, કાનોર મેકનેસા (Conor Mac-Nessa King of Ulster) નામે રાજા હતો. એ વખતે આયર્લેન્ડના પેહલવાનોમાં એક કયુકયુલીન નામે હતો. તે આલબની (હાલનાં સ્કોટલેંડ) માં એર્ડગેની (Airdgenny) ની ખુબસુરત છોકરી એફે (Aife) સાથે પ્યારમાં પડયો હતો અને પરણ્યો હતો. તે બાયડી આશાવંતી હાલતમાં આવી, ત્યારે પોતાને દેશ જતાં પોતાની બાયડીને તે એક સુનાની સાંકળી આપી ગયો, કે જો તેણીને પેટ છોકરો અવતરે, તો તે સાંકળી તેને ગળે પહેરાવવી, તેને લશકરી તરબીયત આપવી અને તેને પછી અલસ્ટર ખાતે પોતાની આગળ મોકળાવો. તેણે બાયડીને તાકીદ કીધી, કે તે છોકરાના મન ઉપર નીચલી ત્રણ ચીજ ખાસ કરીને ઠસાવવી. ૧ તેણે પોતાના દુસ્મન આગળ કદી પોતાનું નામ કહેવું નહિ. ૨ કોઈ પણ ધણી એક બાબતમાં પોતાના હક તરીકે કાંઈ સરજોરી કરે તો તેને કદી શરણ થવું નહિ. ૩ જો કોઇ લડવા માગે તો કદી ના પાડવું નહિ. તેની બાયડીને પેટે છોકરો અવતર્યો. તેણીએ તેનું નામ કોનલોખ પાડયું. તે લસ્કરી તરબીયત લઇ આયરલંડમાં બાપને મુલક હથ્યારબંધ થઇ ગયો. અલસ્ટરના રાજા કોનોરને ખબર પડતાં, તેણે તેનાંથી તેનું નામ અને હકીકત જાણવા માગ્યાં. કોનલોખે તે જણાવવા ના પાડયું. ત્યારે અલસ્ટરના રાજાની તરફથી તેનો પેહલવાંન કયુકયુલીન તેનાં સામે, એટલે પોતાના બેટાનીજ સામે, લડવા આવ્યો. એ લડાઇમાં બેટો બાપને હાથે માર્યો ગયો.

(ખ) શુરવીર જમાનાના એક ભટકતા નાઇટ (Knight-errant) તરીકે શાર્દાંએ (Chardin IX 117) રૂસ્તમને યુરોપીયન વાર્તાઓના એમેડીસ (Amadis) સાથે સરખાવે છે. ૧૨ મી સદીમાં લખાયલી એક સ્પેનીશ વાર્તામાં એ એમેડીસનાં પ્રાક્રમો વર્ણવેલાં છે. (ગ) વળી આર્થર અને તેની ગોળ મેજના નાઇટો (Arthur and the Knights of the Round Table) ની માફક ઇરાંની ઉમરાવો કૌઉસ અને કેખશરૂના તખ્તની આજુબાજુ મળતા.

(ઘ) વળી શાર્દાંએ રૂસ્તમનાં પ્રાક્રમો જેવાં પ્રાક્રમો યુરોપની વાર્તાઓમાં ઓર્લાંડ (Orlande) નાં ગણે છે, કે જેણે શાર્લામેનના વખતમાં અજબ પ્રાક્રમો કર્યાં હતાં. એની ડયુરન્ડલ (Durandal) નામની એક તલવાર, તેજ કામ બજાવતી, કે જે રૂસ્તમનો ગુરૂજ બજાવતો. આપણે વાંચ્યે છિએ, કે રૂસ્તમ પોતાના ગુરૂજના ફટકાથી અલબુર્જ પાહડનાં ટુકડા કરતો હતો. તેમ ઓર્લેંડ, પોતાની 'ડયુરનડલ' તલવારના એક ફટકાથી પીરેનીજ પહાડનાં ટુકડા કરી નાખતો. તેની તલવારનું નામ Durandal (ફ્રેંચ Dure en Diable i. e. hard as the devil), એટલે "સેતાંન જેવી સખ્ત," આ ઉપરથી પડયું, કે તે ઘણી મજબુત હતી.

(૭) રોબર્ટસન રૂસ્તમ અને સોરાબની વાર્તાને એથન્સના રાજા ઇજીઅસ અને ઇથ્રાની નીચલી વાર્તા સાથે સરખાવે છે: ઇજીઅસ (Ægeus) નામે એથન્સનો રાજા હતો. તે ત્રીઝોનના રાજા પીટથીઅસ (Pittheus King of Træzone) ને ત્યાં મહેમાન તરીકે ગયો હતો. ત્યાં તે તે રાજાની બેટી ઇથ્રા (Aethra) સાથે પ્યારમાં પડયો હતો. ઇથ્રાથી છુટા પડતાં તેણે તેણીને એક તલવાર આપી હતી, એવું કહીને કે જો તેણીને પેટે એક છોકરો અવતરે તો તેને તેણીએ એ તલવાર નિશાણ તરીકે આપીને એથન્સ મોકલવો. ઇજીઅસ એથન્સ પાછો ફર્યો અને ઇથ્રાને પેટે થીસીઅસ (Theseus) નામનો બેટો અવતર્યો. તે બેટો મોહતો થઇ પોતાની માતા પાસેથી પેલી તલવાર લઇ એથન્સ ગયો, કે જ્યાં મીડીઆ (Medea) નામની એક સ્ત્રી, જે જેસન (Jasan) ની બાયડી થતી હતી, અને જે ઇજીઅસ સાથે આવી રહી હતી, તેણીનાં કાવત્રાંથી ઘણો ગેરકારોબાર ચાલી રહ્યો હતો. મીડીઆએ ઇજીઅસને સમજાવ્યો, કે તેણે થીસીઅસને ખાણાંમાં ઝેહર આપી મારી નાખવો. ઇજીઅસે ઝેર ભેળેલી શરાબની જામ થીસીઅસને આપી. તે લેવા થીસીઅસે હાથ લાંબો કરતાં, તેની તલવાર ઇજીઅસને દેખાઇ આવી. તેથી ઇજીઅસે તેને પોતાનાં બેટા તરીકે ઓળખી કાઢયો અને તેને વળગી પડયો.

**(ચ) રૂસ્તમ ઇરાંનનો જેહાં પેહેલવાન, ડોન રોડેરીગો સ્પેનનો જેહાં પેહલવાંન (સીડ).**

કાઉન્ટેસ સીઝારેસ્કો, પોતાના એક પુસ્તકમાં, ઇરાંનનો આ જેહાં પેહેલવાંન, જેનાં નામ અને કામ સાથે ઘણી તવારીખી અને દંતકથાની વાર્તાઓ જોડાયલી છે, તેની સાથે સ્પેનનો એક જેહાં પેહેલવાંન, જેનાં નામ સાથ પણ ઘણીક તવારીખી અને દંતકથાની વાર્તાઓ જોડાયલી છે, તેની સરખામણી કરે છે. યુરોપનું નાઇટહુદ, તેના ઘણાંક રંગરૂપમાં, પુર્વ ભણીથી દાખલ થયું છે. તે બાબે તેણી શરૂઆતમાં કહે છે કે: "હું ધારૂં છું કે આ બાબતમાં કાંઇ શક નથી, કે યુરોપના શૂરવીર નાઇટોનો નમુનો (The Knightly type યુરોપમાં) પુર્વ ભણીથી દાખલ થયલું એક ફુલ હતું, જોકે તે બીજાં પુર્વ ભણીના ફુલોની માફક યુરોપના બાગોમાં ઘણું સારી રીતે ઉગ્યું. ક્રુઝેદરોએ શિખવ્યું તેના કરતાં તેઓ શિખ્યા ઘણું."[1]

---

(૧) "I suppose that there is no doubt that the knightly type was a flower transported from the East, through, like many other Eastern flowers, it grew to its best in European Gardens. The crusaders learent more than they taught". ("The Place of Animals in Human Thought" by the countess Evelyn Martinengo Cesaresco, (1908) Chap. XIV "The Horse as Hero" p. 288).

આ સરખાંમણી બરાબર સહમજવા કાજે સ્પેનની ઇસલાંમી તવારીખ ઉપર એક ઘણી ટુકી ઉડતી નજર જરૂરની દિસે છે. સ્પેનનો મુલક પેહેલવેહલો ફીનીશીઅન લોકોને જાણીતો થયો હતો. ત્યાર પછી તે રોમનો સાથે લડનારા કાર્થેજીનીઅનોને જણાયલો હતો. ત્યાર પછી ઇ૦ સ૦ પુર્વે ત્રીજી સદીમાં તે રોમનોની જાણમાં આવ્યો અને ઓગસ્ટસે ત્યાં રોમન સત્તા સ્થાપી, જે નજદીક ૪૦૦ વર્ષ ચાલુ રહી. ત્યાર પછી પુર્વ ભણીના કોઇક તાયફાઓ, જેઓએ અવાર નવાર રોમન શાહનશાહાત ઉપર હુમલો કરી તેનો અંત આણ્યો હતો, તે તાયફાઓમાંથી સુએવી, વેન્ડાલ અને આલાની (Suevi, Vandal and the Alani) નામના તાયફાઓએ તે હાથ કર્યો. ત્યાર પછી ઇ૦ સનેની ૬) થી સદીમાં ત્યાં ખ્રિસ્તિ ધર્મ ફેલાયો, અને આઠમી સદીમાં આરબો, જેઓ એ તરફ મુર લોકોને નામે જણાયલા હતા, તેઓએ આફ્રીકા તરફથી આવી એ મુલક હાથ કર્યો. તેઓએ ત્યાં મજબુત દસ્ત સ્થાપ્યો અને પુર્વ ભણીની વિધ્યા, એલમ, હુનરો વિગેરે, જે તેઓએ બીજાં સાંધનો ઊપરાંત મુખ્ય કરી ઇરાન તરફથી પણ અખત્યાર કર્યાં હતાં, તે ત્યાં દાખલ કર્યાં. આજે જે આરબો જંગલી અને વગર ભણેલા તરીકે હિણાય છે, તેઓની એક શાખાના એક વખતનાં વડીલોએ વિધ્યા અને એલમ હુનરનો ચેરાગ, યુરોપમાં, જ્યારે તે સીહા જમાનો (Dark Ages), એવે નામે જણાયલા જમાનાનાં અજ્ઞાનપણાનાં અંધકારમાં ગુંટાયલું હતું ત્યારે, રોશન રાખ્યો હતો. તે વખતે યુરોપના દેશે દેશના વિધ્વાંનો સ્પેનના મુલકની આરબ યુનીવર્સીટીઓમાં પોતાનો અભ્યાસ કરવાને જતા હતા.[1]

આરબો સ્પેન, જ્યાં તેઓ આફ્રીકા તરફથી આવ્યા હતા, ત્યાંથી આગળ વધ્યા. પણ તુલુઝ (Tolcuse ઇ૦ સ૦ ૭૨૧) અને તુર (Tours ઇ૦ સ૦ ૭૩૨) ની લડાઇઓમાં હાર મળવાથી તેઓનો અટકાવ થયો અને તેઓ સ્પેનમાંજ અટકયા. સ્પેનમાં અબદુલ રેહમાંન (Abd ul Rahman) નામનાં આરબ સરદારે તેઓનો પગદંડો મજબુત કર્યો. તેની પછી તેના બેટા હીશામે (Hisham ઇ૦ સ૦ ૭૮૮ થી ૭૯૬), અને તેની પછી તેના બેટા અલહકમે (Al Hakam) રાજ્ય કર્યું. એ અરસામાં આગલા વીસીગોથ તાયફાવાળા ખ્રિસ્તિ રાજાઓ હજુર સ્પેનના ઉત્તર ભણીના પહાડી મુલકોમાં અમલ ચલાવતા રહયા હતા. અલહકમ પછી અબદુલ રહમાંન બીજાએ (ઇ૦ સ૦ ૮૨૨ થી ૮૫૨), તેના પછી તેનાં બેટા મોહમેદે (૮૫૨ થી ૮૬૬), તેના પછી તેના બેટા મોનધીરે ( Mondhir ૮૬૬ થી ૮૮૮), તેના પછી તેનાં ભાઇ અબદલ્લાએ (૮૮૮ થી ૯૧૨), તેના પછી તેનાં બેટા અબદુલ રેહમાન ત્રીજાએ (૯૧૨ થી ૯૬૧), તેનાં પછી અલહકમ

(૧) જુઓ મારાં પુસ્તક "Masonic Papers" માં "Influence of the Arabs upon the scholastic teaching of the seven sciences" ની બાબત પાનું ૩૯.

બીજાએ (૯૬૧ થી ૯૭૬), અને તેનાં પછી હીશામ બીજાએ (૯૭૬ થી ૧૦૧૩) રાજ્ય કર્યું. હવે સ્પેનનું ઓમયદ (Omayyad) વંશ, જેણે સ્પેનમાં નજદીક ૩૦૦) વર્ષ રાજ્ય કર્યું હતું, તેનો છેડો આવ્યો. સોલેમાન (Soleiman) નામનાં સરદારે સત્તા હાથ કીધી અને છેલ્લો રાજા હીશામ બીજો, જે ઇ૦ સ૦ ૧૦૧૩ સુધી થોડો ઘણો નામનો પણ રાજા ગણાતો, તેણે રાજ્ય જાહેર રીતે ત્યાગ કીધું અને પાંચ વર્ષના અરસા બાદ મરણ પામ્યો. હવે સ્પેનનું ઇસલાંમી રાજ્ય કેટલાંક નાનાં સ્વતંત્ર રાજ્યમાં વેંહેચાઇ ગયું. તેમાં કારડોવા અને સેવીલ (Cordova and Seville) જાણે ઇસલાંમી પ્રજાસતાક રાજ્યો બન્યાં. બીજા હાથ ઉપર એરેગોન અને કાસ્ટીલ (Aragon and Castille) માં બે મજબુત ખ્રિસ્તી રાજ્યો બરપા થયાં. આ ખ્રિસ્તી રાજ્યોની મદદે હવે આપણી સરખામનીવાળો પેહલવાન રૂઈ ડિયાઝ્ કેમપેદોર (Ruy Diaz Canpeador) નામનો સરદાર બાહર પડ્યો, જે સીડ (Cid) ને નામે સ્પેનની આ મધ્ય જમાનાની તવારીખનો પ્રજાકીય પેહલવાન ગણાયો. આ પેહલવાંને પોતાનાં સ્પેન દેશને જે મદદ આપી હતી, તે મદદને અને તેનાં કામને કાંઉન્ટેસ સીઝારેસ્કો જેહાં પેહેલવાંન રૂસ્તમે ઈરાંનને આપેલી મદદ સાથ અને તેના કામ સાથ સરખાવે છે. આ પેહેલવાંનને "સીદ કામ્પેદોર" એવે નામે પણ ઓળખતા. એ નામમાં સીદ (Cid) શબ્દ તે અરબી સઇયદ (Saiyad) છે, જેનો અર્થ મોટો સરદાર (lord chief,) થાય છે. કોઇ ઇસ્લામી ધર્મગુરૂ વર્ગ માટે હાલમાં "સઇઅડ" શબ્દ વપરાય છે તે આ શબ્દ છે. કેમ્પેદોર (-ampeador) શબ્દ સ્પેનીશ છે અને તે ફ્રેંચ શેમપીઆં (Champion) એટલે પેહેલવાંનને મળતો છે. જેમ ફીરદોસી રૂસ્તમને માટે કોઈકવાર તેનું નામ 'રૂસ્તમ' વાપરવા વગર ફકત "જેહાં પેહેલવાંન" એમ બોલે છે, અને એમ બોલવાથી, તે કોણ માટે બોલે છે તે, સમજાઇ જાય છે, તેમ આ સ્પેનીશ જેહાં પેહલવાંનને પણ ફકત "સીદ (સઇયદ)" એટલે પેહલવાંન એવે નામે ઓળખવામાં આવતો. જેમ જેહાં પેહેલવાંન રૂસ્તમનાં નામની આજુબાજુ ઘણી તવારીખી બાબતો યા દંતકથાની બાબતો વીટલાઈ છે, તેમ એનાં સંબંધમાં પણ હતું. તેનું ખરૂં નામ ડોન રોડેરીગો (Don Roderigo Diaz de Binar) હતું, અને તે કાસ્ટીલનો રહીસ હતો તેણે ઘણી જવાન વયે બહાદુરી દેખાડવા માંડી હતી. એ સબબે તેને નાઇટહુડ (Knighthood) નો ખેતાબ મલ્યો હતો. તેણે પોતાનાં શહેરના સરદાર સેન્કો (Don Sancho of Castille) ની સાથે એરેગોનના રાજા (Ramiro of Aragon) ઉપર હુમલો કીધો, જેમાં એ રાજા માર્યો ગયો જયારે સેન્કો પોતે ગાદી ઉપર આવ્યો ત્યારે તેણે તેની સાથે ઝેમોરા (Zamora) પર ઘેરો નાખ્યો, જેમાં એ રાજા દગાથી માર્યો ગયો. ત્યારે આ પેહેલવાંન તેની લાસને કેસ્ટીલ લઇ આવ્યો. ત્યાર પછી સેન્કો રાજાનો ભાઇ એલફોન્સો (Alfonso) ગાદી ઉપર આવ્યો. આ સ્પેનીશ જેહાં પેહેલવાંન ઇ૦ સ૦ ની ૧૧ મી સદીમાં થઇ ગયો હતો. તેનું મરણ જુલાઇ ૧૦૯૯ માં નીપજ્યું હતું.

જેમ રૂસ્તમનાં નામ સાથે જોડાયલી કોઇક જગ્યાઓ હજુર પણ ઇરાંનમાં છે, તેમ આ 'સીદ' સાથ જોડાયલી કોઇક જગ્યા હજુર પણ સ્પેનમાં છે. દાખલા તરીકે' પેના દેલ સીડ (Pena del Cid *i.e.* the rock of the Cid) એટલે "સીડનો ખડક." એના નામ અને કામો સાથે જોડાઈ કોઇક પુસ્તકો પણ લખાયાં છે. દાખલા તરીકે કોરનેલ (Corneille) નામનાં લખનારે એક કરૂણારસ પુસ્તક (tragedy) એનાં કામોની બાબત ઉપર લખ્યું છે. આપણાં અંગ્રેજી કવિ સાઉધી (Southey) એ એક પુસ્તક (A chronicle of the Cid ને નામે) લખ્યું છે. એક લખનાર લોકહાર્ટે (Lockhart) કેટલાક સ્પેનીશ ખ્યાલો (Spanish Ballads) એનાં કામો ઉપર લખ્યા છે. એક સ્પેનીશ લખનાર, જે, સ્પેનના હોમર (Homer of Spain) તરીકે જણાયલો છે, તેણે એક કવિતા એને માટે લખી છે.

આ સ્પેનીશ જોદ્ધાં પેહેલવાંનનાં નામ અને કામની એટલી બધી ધાક અને બીહીક આરબોમાં પંથરાયલી હતી, કે કહે છે કે મરણ પામેલી હાલતમાં પણ તેણે આ આરબ મુરો ઉપર એક ફતેહ મેળવી. કહે છે, કે તે બીમાર પડેલો હતો ત્યારે તે બીમારી દરમ્યાંન આરબો એક હુમલો લાવ્યા. તે ખબર તેણે વેલેનશ્યા (Valencia) શેહેરમાં સાંભળી, અને જ્યારે તેણે જાણ્યું, કે તેના સરદારો આરબોના હુમલાને અટકાવી શકતા નથી, ત્યારે તે ઘણો દલગીર થયો. તે દલગીરીના ફટકાથી તે મરણ પામ્યો. એને માટેની દંતકથા કહે છે, કે એણે જયારે પોતાનો અંત આવેલો જોયો, ત્યારે બીજો કોઇ પણ ખોરાક લેવાને ના પાડયો, પણ ઇરાંનના સુલતાંને તેના ઉપર જે સરસ ગોલાબ, જેમા હીરાબોલ (Myrrh) અને સુગંધી બાલ્સમ (Balsam) પીગળાવેલાં હતો. તે મોકલ્યો હતો, તે પીતો હતો. મરતી વેળાએ તેણે ફરમાવ્યું કે મરણ બાદ તેનાં શરીરને પણ ઉપલું બાકી રહેલું થોડુંક ગોલાબનુ પાણી લગાડે અને કાંઇ યુકિતથી તેની લાસને તેનાં ઘોડા બાવીએકા ઉપર જીન નાખી હથ્યારબંધ બેસાડી સ્થીર રાખે, કે દૂરથી તે જીવતો હોય તેમ દેખાય. કહે છે કે તેમ કરવામાં આવ્યું. આરબોને તેનાં મરણની ખબર ન હતી. તેથી છેલ્લી લડાઇમાં તેઓ તેને દૂરથી ઘોડા ઉપર એમ બેઠેલો જોઇ બીધા, કે તે લડાઇમાં લડવા આવ્યો છે, અને ધાસ્તીના માર્યા હાર ખાઇ ગયા. આ મુજબ જેમ જીવતા જીવત તેણે આરબો ઉપર જીત મેળવેલી તેમ મરણ બાદ પણ મેળવી. જોદ્ધાં પહેલ્લવાન રૂસ્તમના બેટા ફરામરોજ માટે પણ એક વાત છે કે તે દુશ્મનો સાથે લડતાં થાકી ગયો હતો અને એક જગ્યાએ બેઠો હતો. ત્યાં તે થાકથી મરણ પામ્યો. અવારનવાર તેનાં માથા ઉપરના કોલાહના પીછો પવનથી હીલતાં હતાં તે હીલતાં જોઇ દુશ્મનો, જેઓ જાણુતા નહિ હતા કે તે મરણ પામ્યો છે, તેઓ બીહતા કે ફરામરોજ ઉઠે છે અને આવે છે. એવી બીહીકની નાસભાગમાં દુશ્મનના ઘણા સેપાહો માર્યા ગયા હતા.

મરણ બાદ જેહાં પેહેલવાન સીદની લાસને ઘોડા ઉપર તે બેઠેલો હોય, તેમ ગોઠવી તેનાં કોર્ડોના શેહેરમાં લઇ જવામાં આવી. મુસાફરીમાં એમ દિવસે તે લાસ તેના બેવીએકા ઘોડા ઉપર કુચ કરતી. રાત્રે તે એક બીજા લાકડાનાં ઘોડા (Dummy horse) ઉપર રાખવામાં આવતી. લાસનાં આ સરઘસ સાથે તેની બાયડી જીમેના (Jimena) હતી. માર્ગમાં તેની બે બેટીઓ અને બીજા સંખ્યાબંધ લોકો ગમગીનીમાં ચકચુર થયલાં જોડાયાં. તેઓ સાથે આ પેહેલવાંનનો વફાદાર નોકર ડીઆઝ (Gil Diaz) હતો. જેહાં પેહલવાંન સીદે હૈયાતી દરમ્યાંન ફર્માવેલું, કે કોઇ પણ એને કાજે શોગનાં કપડાં પેહેડે નહિ. તેથી લોકો પોતાના સુંદર પોષાકમાં સજ થઇ, પણ ગમગીનીમાં ચકચુર રહી, તેની પાયદસ્તનાં સરઘસમાં જોડાયાં. સેવટે તેને તેનાં કોર્ડોનાં શેહેરમાં અવલમંજલ પોંહોંચાડયો. તે દિવસ પછી તેના માનીતા ઘોડા ઉપર કોઇએ સવારી કીધી નહિ. તેનો વફાદાર નોકર તેનાં વફાદાર ઘોડાની પોતે ચાકરી કરતો અને પાણી પીવા લઇ જતો. એ ઘોડો ધણીનાં મરણ બાદ ર) વર્ષે ૪૦ વર્ષની ઉમ્મરે, કેટલાક મજબુત ઘોડાઓની ઓલાદ મુકી મરણ પામ્યો. પેહેલવાંન સીદે ફર્માવ્યું હતું, કે તેના ઘોડાને તેનાં મરણ વેળાએ એક સારી ઉંડી ખોહોડેલી મોટી કબરમાં દાટે, કે તેનાં હાડકાંને કોઈ કુતરાઓ ચુંથે નહિ. તેમ એક મઠના દરવાજા આગળ તે ઘોડાની લાસને દાટવામાં આવી, અને તેની કબર આગળ બે એલમ (elm) જાતનાં ઝાડો રોપવામાં આવ્યાં. કહે છે કે આ પેહેલવાંનનો ઉપલો માનીતો ઘોડાવાળો ઝીલ બલાઝ મરણ પામ્યો, ત્યારે તેને પણ એ ઘોડો, જેની તેણે વફાદાર સેવા બજાવી હતી, તેની પડોશમાં દાટવામાં આવ્યો.

આ સર્વ સરખામણી ઉપરથી કાઉનટેસ સીઝારેસ્કો ઇરાંનના પેહેલવાંન રૂસ્તમને ઇરાંની કામ્પેઆદોર (Persian Campeador) કહે છે. તેણી તેનાં રખશને સ્પેનીશ ઘોડા બાવીએકા સાથ સરખાવે છે. તેણી દંતકથા યા તવારીખમાં નામીચા થયલા એવા ઘોડાઓમાં સોલોમનના કુરીન (Solomon's Kiorein) નું, ગેબ્રાએલ ફરેસ્તાના ઘોડા હઝીઅમ (Gabriel's Hazium) નું અને જુલીઅસ સીઝરના ઘોડાનું નામ દે છે.

**રૂસ્તમનો રખશ અને સીદનો બાવીએકા.**

જેમ જેહાં પેહેલવાંન રૂસ્તમનો ઘોડો રખશને નામે મશહુર હતો, તેમ એનો ઘોડો બાવીએકા (Bavieca) ને નામે મશહુર હતો એ ઘોડાનું નામ બાવીએકા તેની પસંદગી વખતે બનેલા નીચલા બનાવ ઉપરથી પડયું હતું: કહે છે કે સીડનો ધર્મ–પીતા (God-father) એક ધર્મગુરૂ હતો. તેની પાસે તેણે જવાંન ઉમરે એક ઘોડો માંગ્યો. તેનો આ ધર્મ–બાપ તેને એક ચરગાહે લઇ ગયો, જ્યાં ઘણીક ઘોડીઓ અને તેઓનાં બચ્ચાંઓ હતાં. એક પછી એક સર્વને તેની આગ-

બાથી ચલાવી લઇ જવામાં આવ્યાં કે આ જેહાં પેહેલવાન સીડ તેમાંથી ગમે તે પસંદ કરે. કહે છે કે ઘણાંક સુંદર ઘોડાઓને તેણે પોતા આગળથી પસંદ કરવા વગર પસાર થવા દીધા, અને જ્યારે એક ઘોડી પોતાનાં એક કદરૂપાં અને કંગાળ દેખાવનાં બચ્ચાં સાથે તેની આગળથી પસાર થઇ, ત્યારે આ પેહેલવાંને "આ મારે લાયકનો ઘોડો છે," એમ કહી, આ કદરૂપા નાના ઘોડાને પસંદ કર્યો. તે પરથી એના ધર્મપીતાએ ગુસ્સે થઇ તેને ભોલો અનઘડ (સ્પેનીશમાં બાવીએકા Bavieca i. e. Simpleton) કહ્યો. પણ પેલા જવાન પેહેલવાને કહ્યું, કે એ ઘોડો ઘણો સરસ નિવડશે. એમ કહી તેણે આ બનાવ ઉપરથી તેનું નામ બાવીએકા આપ્યું.

જેહાં પેહેલવાંન રૂસ્તમની બાબતમાં પણ આપણે (પાના ૧૮ થી ૨૧) જોઇશું, કે તેણે પોતાનાં બાપ પાસે જવાન ઉમરે ઘોડો માગ્યો અને તેની હજુરમાંથી કેટલીક ઘોડીઓને પોતાના બચ્ચાંઓ સાથે ચલાવી લઇ જવામાં આવી. તેઓમાંથી રૂસ્તમે એક ઘોડી સાથે પસાર થનાં બચ્ચાંને પસંદ કર્યું કે, જેને માટે તેનાં રખેવાલે કહ્યું, કે ઘોડાના રખેવાલો તેને રખશ (એટલે વીજળી, સેતાબ જનારો ઘોડો, આબાદી વિગેરે) કહેતા હતા. તેની પસંદગીનો એ ઘોડો પાછળથી રખશને નામે જણાયો.

**(છ) લોર્ડ કર્ઝન પ્રમાણે, રૂસ્તમ અને આર્થર અને રૂસ્તમ અને સેન્ટ જયોર્જ.**

લોર્ડ કર્ઝન પોતાની ઇરાનની મુસાફરીનાં કિમતી પુસ્તકમાં જેહાં પેહેલવાન રૂસ્તમનો કેટલીક જગ્યાએ એશારો કરે છે. તે એક જગ્યાએ સીસ્તાન માટે બોલતાં રૂસ્તમની અંગ્રેજી દંત કથામાં મશહુર થયલા રાજા આર્થર સાથે, તેમજ ઇંગ્લાંડના રક્ષણહાર પીર સેન્ટ જયોર્જ સાથે, નીચે પ્રમાણે સરખામણી કરે છેઃ—

"From the earliest times, there has been something in Seistan that appealed vividly to the Persian imagination. The country was called Nimroz, from a supposed connection with Nimrod, [1] "the mighty hunter." it was the residence of Jamshid. King Arthur does not play as great a part in British legend as does the heroic Rustam in the myths of Iran. For after all, Arthur was a mortal man (and, if we are to follow Tennyson, almost a nineteenth century gentleman), while Rustam fought with demons and Jins as well as against the pagan hordes of Turan and Afrasiab. Perhaps our Saint George of the Dragon would be a nearer parallel; and just as we stamp the

(૧) કોઇક લખનાર પ્રમાણે, આ મુલક પેહેલે પાણીથી ઘંકાયલો હતો. પણ પાછળથી એક અદભુત શકિતના પુરૂષ યા રાક્ષસે તેને અર્ધા દહાડા (નીમ-રૂઝ) માં પાણી કાહાડી નાખી સુકકો કર્યો. તે ઉપરથી તેને આ નામ મળ્યું (જુઓ મારી "યાદગારે ઝરીરાન શનાહહાએ અઇરાન" પા. ૮૯.)

record of his matchless doing upon our coinage, so do the Persians emblazon the great feats of Rustam upon gateway and door and pillar." ("Persia and the Persian" Question" by the Hon. George N. Curzon (1892) Vol. I p. 227.)

**લોર્ડ કર્ઝન મુજબ રૂસ્તમનાં નામ સાથ જોડાયલી ઇરાનની જગ્યાઓ.**

લોર્ડ કર્ઝન પોતાના ઉપલાં પુસ્તકમાં જેહાં પેહેલવાંન રૂસ્તમનાં દાસ્તાનની કોઇક હકીકતનો ઇશારો કરે છે અને તે હકીકતો સાથે જોડાયલી જગ્યાઓ બાબે બોલે છે. (ક) દાખલા તરીકે તે કેલાટ, જે પછવાડેથી નાદીરશાહના તેની સાથનાં કોઇ સંબંધ ઉપરથી "કેલાટે નાદેરી" ને નામે જણાયલું છે, (જુઓ પછવાડે પા૦ ૧૩૮), તેને માટે કહે છે, કે તે જગ્યાએ રૂસ્તમ અને અફ્રાસ્યાબ વચ્ચે લડાઇ થઇ હતી. (ખ) ઇરાંનના ઉતરના ભાગો (The Northern Provinces) માટે બોલતાં માઝન્દરાંનના મુલકમાં રૂસ્તમને સફેદ દેવ સાથે થયલી લડાઇનો તે ઇશારો કરે છે.[1] (ગ) રૂસ્તમે પોતાની જવાન છોકરવંન ઉમ્મરે શેપન્દનો જે કીલ્લો નીમકના એક વેપારીનાં વેશે કીલ્લામાં દાખલ થઇ જીત્યો (પછવાડે પાનું ૫) તે કીલ્લો લોર્ડ કર્ઝનનાં વર્ણન પ્રમાણે "કલે એ સફીદ" નામનો હતો.[2] ફીરદોસીનું 'સેપન્દ' નામ પાછળથી 'સફીદ' બન્યું હોય.

**રૂસ્તમનું એક પ્રાક્રમ અને ઔરંગજીબનું એક પ્રાક્રમ—છોકરવંત ઉમરે હાથીને મારવો.**

રૂસ્તમનાં કોઇ પ્રાક્રમ માટે અજાયબી દેખાડવામાં આવે અને તે ફીરદોસીની સહરાવાત મનાય. તેવું એક પ્રાક્રમ તેણે ૧૦) વર્ષની ઉમ્મરે એક હાથીને મારવાની બાબતનું પ્રાક્રમ લેવાય. હિંદુસ્તાંનનાં મોગલ વંશના પાદશાહ ઔરંગઝેબને માટે કહે છે, કે તેણે પણ ૧૪ વર્ષની નાની ઉમ્મરે એક હાથીને માર્યો હતો. કહે છે કે જ્યારે તે પોતાના બાપ શાહજેહાંન સાથે લાહોરમાં હતો, ત્યારે એક દિવસે પોતાનાં ચાર ભાઇઓ સાથે ઘોડા ઉપર બેસી મેદાનમાંથી હાથીઓની લડાઇ જોતો હતો. તેવામાં લડતા હાથીઓમાંથી એક નાહસતો નાહસતો જ્યાં આ ચાર શાહજાદાઓ ઉભા હતા ત્યાં આવ્યો. ત્રણે ભાઇઓ ન્હાઠા પણ જેમ ૧૦ વર્ષનો રૂસ્તમ એક ગુરૂજ લઇ હાથી સાંમે ગયો હતો, તેમ આ ૧૪) વર્ષનો શાહજાદો ભાલો લેઇ તેની સાંમે ગયો હતો. જેમ જાલ પોતાના

---

(૧) ઉપલુંજ પુસ્તક, પાનુ ૩૭૧.

(૨) ઉપલુંજ પુસ્તક વાલમ, બીજું પાનુ, ૩૧૯.

બેટાની હિમ્મતથી અજબ થયો હતો, તેમ શાહજેહાંન ઓરંગઝેબની હિમ્મતથી અજબ થયો હતો.[1]

**નેપોલિઅન બોનાપાર્ટ અને રૂસ્તમ.**

યુનાનની તવારીખમાં જે બાહદુર ભાગ સિકંદરે, રોમની તવારીખમાં સિઝરે, કાર્થેજની તવારીખમાં હેનીબોલે, જર્મનીની તવારીખમાં શાર્લામેને, અને ફ્રાનસની તવારીખમાં નેપોલિઅને, જુદા જુદા જમાનાઓમાં ભજ્યો હતો, તે ભાગ એક યા બીજી રીતે રૂસ્તમે ઇરાંનની તવારીખમાં, આ સર્વ પહેલવાંનોનાં જમાનાની આગમચ, ભજ્યો હતો. નેપોલિઅન માટે તેની લડાઇની જીંદગીનું વર્ણન કરનાર એક ગ્રંથકર્તા[2] કહે છે કે, તે ફ્રેંચ લશ્કરનો સરદાર હતો, એટલુંજ નહિ, પણ જાણે દુસ્મનનાં લશ્કરનો પણ પોતેજ સરદાર હતો, એટલે કે "લસ્કરની ગોઠવણ આપણે ફલાંની રીતે કરીશું તો દુસ્મન ફલાંણી રીતે કરશે," એમ તે પોતાનાં લડાયક બુધ્ધી બળથી જાણે આગાહી કરી પારખી શકતો હતો. તેથી જાણે દુસ્મનનાં લશ્કરની હીલચાલ ઉપર તેને કાબુ હતો. આ સબબે તે એક લશ્કરી અલૌકીક બુધ્ધીનો પુરૂષ (military genius) ગણાયો છે. એક સીપાહ બચ્ચાની પંગતિ ઉપરથી તે જે લશ્કરી પડવીએ ચહડયો હતો, તે ઉપરથી તે જાણે નસીબ દેવીનો બેટો (Man of Destiny) ગણાતો. તેની હાજરીથી લશ્કરને ઘણી હિમ્મત આવતી અને તેની ઉપર વિશ્વાસ રાખી તે જે ફર્માવતો હતો તે સેપાહો કરતા હતા. નેપોલીઅન સર્વ મલી ૬૦૦ છુટી નાની લડાઇઓ (skirmishes) અને ૮૫ મોટી લડાઇઓ (pitched battles,) જેમાં બન્ને બાજુઓએ બરાબર સફ્સમારી જંગ કરેલી, તે લડયો હતો. કહે છે કે એણે ૧૦ વર્ષ ફ્રાંસપર શાહનશાહ તરીકે અમલ કરેલો, તે અરસામાં એ પોતાનાં પાદશાહી મહેલોમાં જેટલા દિવસ રહેલો, લગભગ તેટલાજ દિવસો તેણે એ લડાઇઓ માટે છાવણીમાં કાહડેલા. એક લખનાર કહે છે કે લડાઇમાં ૮૦૦૦૦ એસી હજાર આદમીથી દુસ્મનને ત્રાસ ઉપજે તેટલો એનાં એકલાથી ઉપજતો. રૂસ્તમ પહેલવાન આંમાથી કેટલીક બાબતોમાં ઇરાનનો નેપોલિઅન કહેવાય. તેનાં ઉપર ઇરાની લશ્કરનો અજબ વિશ્વાસ હતો. તેની હાજરીથી તે લશ્કરને હજારો આદમીની મદદ તરીકે હિમ્મત આવતી હતી. લશ્કરની છાવણીઓમાં તેણે જીંદગીનો મોટો ભાગ ગુજારેલો હતો.

---

(૧) "Anecdotes of Aurangzebe" by Jadunath Sarkar (1912) pp. 34-35.

(૨) Military Career of Napoleon the Great, by Montogommery B Gibbs (1913), Preface.

જો કોઇ લડાઇમાં ઇરાંનીઓ બતંગ આવતા, અને તે વખતે લશ્કર સાંભળતુ કે રૂસ્તમ લડાઇમાં સરદારી લેવા આવે છે તો તેને ઘણી હિમ્મત આવતી. હાલના જમાનામાં નેપોલિઅનની લડાઇઓનાં સબંધમાં આપણે જે વાંચ્યે[1] છિએ તે ઉપરથી આપણે જાંણી શકયે છિએ કે રોબર્ટસ, યા નેપોલિઅન, યા રૂસ્તમ જેવા એક પેહેલવાંનની હાજરી હજારો અને લાખો સીપાહોને હીમત અને યારી આપે છે. એને માટે થેકરેના આ શબ્દો અસરકારક છે:

"He fought a thosand glorious wars,
And more than half the world was his;
And somewhere, now, in yonder stars,
Can tell, may hap, what quietness is."

**શાએરીમાં એના નામનો સરખામણીમાં ઉપયોગ.**

રૂસ્તમનું નામ કૌવત માટે, તેમજ મુશ્કેલી વખતે સબુરી માટે, ઇરાંની સાહીત્યમાં મશહુર થયું છે. તે સબબે શાએરો પોતાની શાએરીમાં જ્યારે ઘણાં જોર માટે યા જોર સાથેની સબુરી કાજે, યા એવી દલેરી બાહાદુરીનાં સદગુણો માટે બોલે છે ત્યારે સરખામણી કાજે એનું નામ વાપડે છે. એવા કેટલાક દાખલા આપણુને બદઓનીની મુનતખબ અલ તવારીખમાં મળે છે.[2] એ પુસ્તકમાં કોઇ જુદા જુદા બહાદુરો યા પહેલવાનો માટે બોલતાં તેઓનાં પ્રાક્રમો વિગેરેની સરખામણી રૂસ્તમનાં પ્રાક્રમો સાથે કરવામાં આવે છે.

**રૂસ્તમ ઇરાંનનો એક છુટકારો કરનાર (Deliverer). તે ખુદાનો પ્રતિનિધિ**

રૂસ્તમ ઇરાંન દેશને સંકતોમાંથી છોરવનાર પુરૂષ તરીકે જાંણીતો થયો હતો. જ્યારે પણ દેશ ઉપર કોઇ મુસ્કેલી આવી પડતી, ત્યારે ઇરાંનના શાહો અને તેઓના દરબારીઓ રૂસ્તમને તેના જાગીરી મુલક સીસ્તાંનથી તેડાવી મંગાવતા અને આ જેહાં પહેલવાંન પોતાનાં દેશ ઉપરની આફ્ત તાળવા કાજે, તેને અડી ભીડીમાં મદદ કરવા કાજે તુરતજ જતો. એમ તેણે પોતાની જઇંદી સુધી કયું હતું. એણે પોતાનાં દેશની સેવામાં એવી અડી ભીડી વખતે ઉભા રહેવાના ઘણાક દાખલા

(૧) Napoleon's Military Career, by M. G. Gibbs. (1913).

(૨) Muntakhb-ut-Twarikh of Badaoni, translated by Ranking (1898) Vol. I, pp. 39, 114, 117, 127, 181, 199, 207, 294 and 548.

મળે છે. પોતાના દેશ તરફની આવી સેવાઓ કાજે રૂસ્તમનું નામ પાછળા જમાનામાં પણ મશહુર રહ્યું છે. દાખલા તરીકે, ઉપલો હિંદી તવારીખ નવેશ બદઓની પોતાની મુનતખબ ઉત તવારીખમાં રૂસ્તમને સંકત ટાલનાર તરીકે, ખુદ ખુદા સાથ સરખાવે છે. ખુદાના બંદાઓ ઉપર મુશ્કેલી આવી પડે ત્યારે તે મુશ્કેલી તાલવા માટે કોઇ નહિ ને કોઈ માયનો પુત નિકલી આવે છે. એવા પુતોમાંનો એક પુત રૂસ્તમ હતો. તે જાંણે મા બાપ વીનાનાં બચ્ચાંઓનો, નબળાંઓનો, બંદીવાંનોનો રક્ષણહાર હતો. બદઓની રૂસ્તમનું નામ દઇ, જાંણે જુલમગારોને ધાકમાં રાખવા માટે બોલે છે, કે "ખબરદાર! જુલમ કરશો ના. તમો બેજનને ઉંડા ચાહમાં નાખશો તો યાદ રાખજો કે તમો અફ્રાસ્યાબની માફક નિરાંતની ઉંગથી દુર રહેશો, સબબ કે ભરાઈ રહેલો રૂસ્તમ કેથેથી નીકલી આવશે". તે કહે છે કે—

એ તર્સ અજ તીર બારાને જઇફાન દર કમીન શબ
કે હર્ગેજ જઅફ નાલાનતર કવીતર જખ્મે પીકાનશ
ચું બીજન દર ચેહ અફકની મખસ્પ અફ્રાસ્યાબ આસા
કે રૂસ્તમ દર કમીનસ્ત વ નહન્ગી જીરે બોફ્તાનશ"[1]

અર્થ—નિબળોનાં (શ્રાપના) તીરોના વર્ષાદથી રાતના કમીનગાહ યાને એકાંતવાસમાં બીહતો રહે, સબબ કે જેમ એ નબલાઓ વધારે પોકાર કરશે તેમ (તેઓનો છુટકારો કરવા આવનારના) તીરનો જખમ તુંને વધારે કારી લાગશે. તું જો બેજનને ચાહ (એટલે કુવા યા બંદીખાનાનાં)માં નાખશે, તો તું અફ્રાસ્યાબની માફક નીરાંતે ઉંગાશે નહિ (પણ બીહતો રેહેશે), સબબકે રૂસ્તમ (તે બીચારાના છુટકારા કાજે) કેઠે છુપાયલોજ હશે અને તેનાં બખતર તળે કોઇ મગરમછ તૈયાર હશે.

આ લખાણુ બાબે એનો તરજુમો કરનાર પ્રોફેસર લો નોટમાં વિચાર જણાવે છે કે, "અંહી એ (રૂસ્તમ) એક છુટકારો કરનાર તરીકે ખુદાનો પ્રતિનિધિ

---

(૧) મુનતખબ ઊત તવારીખનો કેપ્ટનલીઝ (Capt. W. N. Lees) નો ટેક્ષ (૧૮૬૫) ભા. II, પા. ૫૧.

છે અને તે, જ્યારે નબળાંઓ ખુદા હજુર પોતા ઉપર જુલમ કરનાર સામે પોકાર કરે છે ત્યારે, તેઓ ઉપર પડેલા જુલમ માટે કીનો લે છે.[૬] "

એમ ગરીબોના બચાવમાં જુલમગારો સામે કોઇ ( રૂસ્તમ જેવા) છુટકારો કરનારા નિકળી આવે છે, એવા વિચારના ટેકામાં તે બાઇબલના નીચલાં પુસ્તકોનો આધાર સરખામણી માટે આપે છે.

એક્ષોદસ (Exodus XXII 23), "If thou afflict them in any wise, and they cry at all unto me, I will surely hear their cry."

ડેઉતેરોનોમી ( Deuteronomy XV, 9 and XXIV 15 ). 9 "Beware that there be not a thought in thy wicked heart, saying, The seventh year, the year of release, is at hand; and thine eye be evil against thy poor brother, and thou givest him nought,; and he cry unto the Lord against thee, and it be sin unto thee.

15 "At his day thou shalt give him his hire, neither shall the sun go down upon it; for he is poor, and setteth his heart upon it: lest he cry against thee unto the Lord, and it be sin unto thee."

**રૂસ્તમનાં દાસ્તાંનનો ધડો.**

ત્યારે રૂસ્તમનું દાસ્તાંન, આપણને જે એક મુખ્ય બોધ આપે છે તે પમાર્થનો છે. આપણી આજુ બાજુનાંઓ માટે, આપણી કોમ માટે, આપણાં શહેર માટે, આપણા દેશ માટે, આપણુ સર્વએ, આપણી નાની હદે, સેવા આપવાની કોશેશ કરવી જોઇએ, આપણાં એશ આરામ, આપણી રાહતનાં ભોગે પણ તેવી કોશેશ કરવી જોઇએ. જ્યાં નબળાંઓ ઉપર જાલેમો ફાવી જતા હોય, ત્યાં આપણો નબળો અવાજ મજબુત રીતે સંભળાતો કરવો જોઇએ. તે માટે હિમ્મત અખત્યાર કરવી જોઇએ. તે માટે પરહેજગારી અખત્યાર કરવી જોઇએ, એટલે રાબેતાની એશ આરામ રાહાત વિગેરેથી થોડો વખત પરહેજ રહેવું પડે, તો તેમ રહેવું જોઇએ. એમ કરી "ચુન રૂસ્તમ જોરાવર બેદ" એટલે

---

(૬) "Here, as the deliverer, he (Rustam) represents God, who avenges the cause of the helpless, when they cry unto Him against the oppressor." (Muntakhab-ut-Tawarikh, translated by W.H. Lowe (1884), Vol. II, p. 47, n 3.

"રૂસ્તમ જેવા જોરાવર થજે" એવી લગ્ન વેળા આપણને દેવાયળી અને દેવાતી દુઆને સાચ્ચી પાડવાને આપણે કોશેશ કરવી જોઇએ.

**આ જમાનાનો જેહાં પહેલવાંન રૂસ્તમ.**

આપણાં હિંદી માજી સેપાહ સાલાર (Commander-in-chief) મરહુમ લોર્ડ રોબર્ટસને, મરહુમ મી૰ કેખશરૂ નવરોજી કાબરાજીએ, એક વખત જેહાં પહેલવાંન રૂસ્તમ સાથે સરખાવ્યો હતો. એ સરખામણી મને ઘણીકવાર યાદ આવી છે. હાલના જમાનામાં જો કોઈ સુરો સરદાર થોડીક બાબતોમાં પણ જેહાં પેહેલવાંન રૂસ્તમની યાદ આપે, તો તે ખરેખર આ સુરો સરદાર લોર્ડ રોબર્ટસ છે. મરહુમ મી૰ કાબરાજીએ એ સરખાંમણી તે વખતે કીધી હતી, કે જ્યારે એ સરદાર, જેનરલ રોબર્ટસ તરીકે, જેહાં પેહલવાંન રૂસ્તમના જાબુલસ્તાંન અને કાબુલસ્તાંનના મુલકમાં બીજી અફગાન લડાઇ (૧૮૭૯-૮૦) વખતે હિમ્મતથી જંગ મચાવતો હતો. તેનું તે વખતનું એક પ્રાકર્મ, કે જેને સુધરેલી દુનિયાનું ધ્યાંન થોડો વખત ખેંચ્યું હતું, તે કાબુલથી કંદહાર સુધીની કુચનું હતું. જેનરલ રોબર્ટસે કાબુલ જીત્યું હતું, તેટલામાં કંદહાર ભણીનાં અંગ્રેજી લશ્કર ઉપર એક અફગાન સરદારે હુમલો કરી મએવંડની લડાઇમાં તેને મોટી શીકસ્ત આપી હતી અને તે અંગ્રેજી લશ્કર મુશ્કેલીમાં આવી પડયું હતું. તેને તે મુસ્કેલીમાંથી છોડવવાનો એક માર્ગ આ હતો કે હિંદુસ્તાંનથી એક લશકર તેની કુમકે મોકળવું. પણ તેમ કરતાં વખત બહુ લાગે અને ખરચ મોટો થાય. તેમ કરવાને બદલે જેનરલ રોબર્ટસે કાબુલથી તેની કુમકે જવાને માથે લીધું. કાબુલમાં તેનું કામ ખલાશ થયું હતું. નવો અમીર ગાડી ઉપર બેઠો હતો. તેથી હવે ત્યાં અંગ્રેજી લશ્કરને વધુ વખત થોબવાની જરૂર ન હતી. તેથી જેનરલ રોબર્ટસે ત્યાંથી ઉથાંગરી કરી કંદહાર ભણી કુચ કીધી. હવે એ કુચે ઘણું ધ્યાંન આ સબબે ખેંચ્યું હતું કે, પોતાનાં મોટાં લશ્કર સાથે પોતાના ઉપરજ મદાર રાખી એ કુચ કરવાની હતી. એ લશ્કર કોઇ મથકને પોતાનું સેવટનું મથક (base) તરીકે રાખી, તે મથક સાથે વહેવાર રાખી આગળ કુચ કરે, તેમ ન હતું. કાબુલથી એકદમ ઊથાંગરી કરી જેનરલ રોબર્ટસ નીકળ્યા પછી કેટલાક દિવસો સુધી તેની નિશાંણી કાંઇ માલમ પડી નહિ કે તે કયાં હતો અને કયાં છે. જ્યારે તે કંદહાર આવી પોંહોતો અને ત્યાંના અંગ્રેજી લશ્કર સાથે જોડાયો ત્યારેજ આપણને ખબર

પડી કે તે કયાં હતો. એમ ધારો કે એમ એક પછવાડેના મથક સાથ વહેવાર રાખવા માટે કોઇ મથક ન હોવાથી કદાચ એક હાથ ઉપર કાબુલમાં રમખાણુ ઊઠે, અને બીજા હાથ ઉપર કંદહારમાં તો હતુંજ, ત્યારે બે અફગાન લશ્કરો વચ્ચે કેહેવત પ્રમાણે "સુડી વચ્ચે સોપારી" જેવી હાલત જેનરલ રોબર્ટસની થઇ પડે. પણ તે સર્વનો વિચાર કરી તેણે હિમ્મત કીધી. કંદહાર ભણી જઇ ત્યાંનાં અંગ્રેજી લશ્કર સાથે મલી પેલા રોમન સરદારનાં શબ્દો પ્રમણે, "ત્યાં આવ્યો, જોયું અને જીત મેલવી" અને અંગ્રેજી નામનાની કિર્તી વધારી.

વલી જેમ રૂસ્તમ પેહલવાંનની હાજરીથી ઇરાંની લશ્કરને હિમ્મત આવતી, તેમ કહે છે કે જેનરલ રોબર્ટસની હાજરીથી લશ્કરને પુરતી હિમ્મત આવતી. તેની બાંએધરી હેથળ આવતાંજ લશ્કરને હિંમ્મત મળતી.

છેલ્લી બુઅરો સાંમેની આફ્રીકન લડાઇમાં અપણને એ શુરા પેહેલવાંનની રૂસ્તમ સાથની સરખામણીની વધુ યાદ આવી. જેહાં પેહલવાંન રૂસ્તમ જઇફ થયો હતો. તે જઇફીમાં તેનો બેટો સોહરાબ માર્યો ગયો અને તે પણુ કમનસીબે તેને હાથેજ. તે છતાં જો ઇરાન દેશ ઉપર કોઇ મોટી મુશ્કેલી આવી પડતી, તો એ બુધા બુજોર્ગ સરદ ર તરફ જેમ ઇરાંનનો શાહ તેમ ઇરાનની દરબાર જોતી કે તે ઇરાંનની કીર્તિને ખરાબ થતી બચાવશે. તેમ બનતું, તો રૂસ્તમ પોતાનો એકાંત વાસ છોડી દેશનાં ભલાં ખાતર પોતાની લાગણીઓને દાબી લડવા બહાર પડતો.

હવે ઉપલી આફ્રીકન લડાઇ વખતે જેનરલ રોબર્ટસનો પોતાનો એક પુરો બેટો એજ લડાઇમાં માર્યો ગયો હતો તેનાં મરણનો એ બુજોર્ગ પિતાને ગમ હતો, તે વખતે અંગ્રેજી સરદારોએ એક પછી એક બોઅરોને હાથે હાર ખાવા માંડી. રાજકર્તાઓનું અને કેબીનેટનું ધ્યાંન લોર્ડ રોબર્ટસ તરફ ગયું કે આ મુશ્કેલી વખતે તે દેશની કીર્તિને બચાવશે. તેઓએ તેને લડાઇપર જવા કહયું. તે પોતાનાં દુખને દાબી હિમ્મતથી ગયો અને ઇંગ્લાંડનો અવળો પાસો સવળો કર્યો.

એક બીજી બાબતમાં પણુ જેનરલ રોબર્ટસ રૂસ્તમની યાદ આપતો. રૂસ્તમનો રખશ તેનો માનીતો હતો, અને તે ઘોડાની પીઠ ઉપર તેણે ઘણી ફતેહો મેલવી હતી. તેમ લોર્ડ રોબર્ટસનો એક ઘોડો માનીતો હતો. તે ઘોડા ઉપર બેસી તે કોઇ સરઘસમાં ભાગ લેતો, તો લોકો ઉળતથી તેને આવકાર દેતાં. કહે છે કે થોડાંક

વર્ષપર તે ઘોડો મરણ પામ્યો ત્યારે, કુટુંબનું કોઈ આસામી મરણ પાંમ્યું હોય અને દિલાસાનાં પત્રો મળે, તેમ લોર્ડ રોબર્ટસને કેટલાંક દિલાસાનાં પત્રો મળ્યાં હતાં.

આ જમાનાના બ્રીટીશ જોદ્ધાં પહેલવાંન તરીકેની લોર્ડ રોબર્ટસની જીંદગીની, ઉપર કરેલા એશારાઓનાં બનાવો પછીની કારકીર્દી, અને ખાસ કરીને હાલની યુરોપ ખાતેની ખુનખાર લડાઇ સાથના સબંધની કારકીર્દીની કેટલીક હકીકત આપણાં મનમાં તાજી છે. જાણે કોઇ અજબ આગાહીથી એવણ પોતાનાં દેશને પોતાની જઇફીમાં પણ જાગૃત કરતા રહ્યા હતા કે ઈંગ્લાંડની સરકારે ફરજીઆત લશ્કરી સેવા ( conscription ) દાખલ કરવું. એવણનો અવાજ બીઆબાન જંગલમાં નીકળતો અસર કર્યા વિનાનો અવાજ થઇ પડયો હતો, પણ હાલની લડાઇએ આપણને દેખાડયું છે કે તે ખરેખર જાંણે એક લશ્કરી પેગામ્બરનો અવાજ હતો. મેહર યશ્તમાં મેહર યજદને બુરાઓ સાંમેની લડાઇમાં ભલાઓને યારી દેતો જણાવ્યો છે. લડાઇને, કેટલેક સબબે, આપણે એ યશ્ત પ્રમાણે દુનિયાના સુધારા વધારાનું એક સાંધણ ગણી શકયે. તે યશ્તમાં યાદ કરેલાં ભુડાંઓની સામેના લડાયક હથયારોનો ઉપયોગ કરનાર આ શુરો સેપેહેસાલાર જાણે મેહર યજદની મેહર પામેલો પહેલવાંન હતો. પોતાની જઇફી છતાં તે આ લડાઇ દરમેઆન પોતાની શાહાનશાહાતની સેવામાં બાહાર પડયો અને પોતાની સલાહ અને કુમક દેવા લાગ્યો. તે ખુદ જંગના મેદાનમાં ગયો અને તોપોના દારૂગોળાના દોરની વચ્ચે એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરી પુછપરછ કરવા લાગ્યો અને સલાહ આપવા લાગ્યો અને તેમ કરતાં બિમાર પડી સરદી પકડી મરણ પામ્યો. કેવી બહાદુર જીંદગી અને તે બહાદુર જીંદગીને અનુસરતું કેવું બહાદુર મોત!

---

# જેહાં પેહલવાન રૂસ્તમનું દાસ્તાન.

---

## રૂસ્તમનું ખાનદાન અને બચપણ.

પાદશાહ મીનોચેહરના વખતમાં જેહાં પહેલવાન રૂસ્તમનો, ઇરાનના પેહેલવાન જાલ અને કાબુલના રાજાની બેટી રોદાબેને ત્યાં, જન્મ થયો હતો. ફિરદોસી કહે છે કે જન્મથીજ રૂસ્તમ એક અદભુત બાળક તરીકે જનમ્યો હતો. માનાં પેટમાં પણ તે જાણે એક અદભુત બાળક હતો. વળી ખુદ તેનો બાપ જાલ પણ જાણે એક અદભુત માણસ હતો. જાલ જનમ્યો ત્યારે તેનાં શરીર ઉપર એક બુઢા આદમી માફક સફેદ વાળ હતા. તેથી તે તેનાં બાપ સામને પસંદ પડયો નહિ, અને તેથી તે તેને એક પહાડપર જંગલમાં એકાંત જગ્યાએ મેલી આવ્યો હતો, કે ત્યાં જીઆનગાર પ્રાણીઓ તેનો નાશ કરે. પણ ખોદાતાલાની મેહરથી કહે છે કે સીમોર્ગ નામનું એક પક્ષી, જે પોતાનાં બચ્ચાંઓ માટે ખોરાક સોધતું સોધતું ત્યાં આવ્યું હતું, તેની નજર આ બાળકપર પડી. પોતાનાં બચ્ચાંઓ માટે ખોરાક તરીકે આ બાળકને ઉઠાવી જવાને બદલે તેનાં મનમાં આ આદમ જાતનાં બાળક ઉપર મેહેર આવી. તે સંભાળથી એક પાહાડ ઉપરનાં ઝાડપરનાં પોતાનાં માળામાં તે બાળક જાલને ઉઠાવી લઇ ગયું, અને ત્યાં તેને પાલી પોશી મોટો કરવા માંડયો[1]. તે કેટલાક વર્ષનો થયો ત્યારે તેના બાપને સ્વપ્નો આવ્યો. તેમાં એક ફરેસ્તાએ તેને પોતાના બાળક તરફની ઘાતકી વર્તણુંક માટે ઠપકો આપ્યો. તે ઉપરથી સામ પોતાના બાળકને શોધવા પેલાં જંગલમાં ગયો. ત્યાં સીમોર્ગે તેને તે બાળક સોંપ્યું. સામ ખુશી થઇ જાલને પોતાને મકાને લાવ્યો, અને તેને કેળવણી આપી મોટો કીધો. તે એક વખત ફરતો ફરતો કાબુલ ભણી ગયો, અને ત્યાંના પાદશાહની બેટી રોદાબે સાથે મોહોબતમાં પડયો. કાબુલનો રાજા એક દેવ પરસ્ત પાદશાહ હતો, તેથી તેના બાપ સામે અને શાહ મીનોચેહેરે તેઓની શાદી માટે પરવાનગી આપી નહિ પણ આખરે જાલે કેટલીક તદબીરથી તે મેળવી. તે શાદીનું પરીણામ જેહાં પેહલવાન રૂસ્તમ હતો.

---

(૧) એમ જીઆંનગાર જાનવરો અને પક્ષીઓથી માણસ જાતનાં બચ્ચાંઓ ઉછરવાના કેટલાક દાખલા આગલી તવારીખ યા તવારીખરૂપી દંતકથાઓ પુરા પાડે છેઃ દાખલા તરીકે, રોમના સ્થાપક રોમ્યુલસનો એહેવાલ લેઓ. આપણા દેશમાં એક જીઆંનગાર વરૂની માદાથી ઉછરેલો છોકરો (wolf-boy), જેને મેં પોતે આગ્રા ખાતે જોયો હતો, તેનો દાખલો મુંબઇની "નેચરલ હિસટરી સોસાયટી" સનમુખના મારા એક વિષયમાં મેં આપેલો છે.

## રૂસ્તમનો જન્મ.

આ મુજબ જાલ જેવા એક બાપ અને રોદાબે જેવી મા વચ્ચેની શાદીનો રૂસ્તમ બેટો હતો. તેની માતા આશાવંતી હાલતમાં આવી અને બાળક ફરજંદ ગર્ભસ્થાનમાં મોટું થતું ગયું ત્યારથીજ રોદાબેને ઘણી વેદના પડવા લાગી, કારણ કે પેટમાંજ તે કદાવર બાળક બન્યો હતો. વળી નવ મહીનાની મુદત પુરી થતાં પણ તેનો જન્મ ન થવાથી રોદાબે ઘણી બેચેન થવા લાગી અને ગભરાવા લાગી. એક વખત તેણી બેસુધ્ધ થઇ ગઇ. જાલ આ બનાવથી ગભરાઇ ગયો, પણ તેને ઉપલાં સીમોર્ગ પક્ષીએ પોતાનાં પીછાં આપ્યાં હતાં, અને કહ્યું હતું કે, "જ્યારે તું મુશ્કેળીમાં આવી પડે ત્યારે આ પીછાં બાળજે અને હું તારી મદદે આવીશ." તેથી જાલે તે પીછાં બાળ્યાં અને સીમોર્ગ પક્ષી મદદે આવી ઉભું રહયું. તેણે સલાહ આપી કે રોદાબેને શરાબથી બેહોશ કરી તેણીને ચિંતા ફીકરથી નીરાળી કરીને પછી એક હથીઆરથી તેણીનું પેટ ચીરાવી બાળકને બાહર કહડાવે.[1] જાલે તેમ કરાવ્યું અને બાળક રૂસ્તમનો જન્મ થયો[2]. ફીરદુશી કહે છે કે આ રીતે બાળકનો જન્મ થવા પછી હુશિઆર થતાં રોદાબે બોલી કે "રસતમ" એટલે "હું વેદનાથી છુટકારો પામી છું." તે ઉપરથી તે બાળકનું નામ રૂસ્તમ પાડવામાં આવ્યું.[3]

બાળક રૂસ્તમનું કદ અને બાંધો એવો હતો કે પોતાની માતા રોદાબેનું દુધ તેને પુરતું થતું હતું નહિ. જ્યારે ૧૦ દુધાળી દાયાઓનું દુધ તેને પાવામાં આવતું ત્યારે તેનું પેટ ભરાતું. બીજાં બાળકો એક વર્ષમાં કદમાં વધે તેટલો જાણે તે એક દિવસમાં વધતો હતો. રૂસ્તમ જ્યારે મોટો થયો ત્યારે તેનો બપાવો સામ મુલક બહાર હતો. ત્યાં તે એના જન્મની ખબર સાંભળી ખુશી થયો હતો. એ બાળક, જેને માટે સીમોર્ગે ઘણું ચળકતું ભવિષ્ય જાહેર કીધું હતું, તેને જોવાને તે હવે પોતાના બેટા જાલને ગામ આવ્યો. તે બાળક રૂસ્તમને જોઇ ખુશી થયો, અને નાના રૂસ્તમે પોતાના બપાવાને કુરનેશ બજાવી. ફિરદોસી કહે છે કે રૂસ્તમે આ નાની બાળ વયથીજ મોજીલી જીંદગી તરફ ઘણો થોડો ભાવ દેખાડી પોતાના બાપ બપાવાની માફક દાદારના હોકમથી દેશની સેવા માટે લડાયક જીંદગી તરફ ભાવ દેખાડયો.[4]

---

(૧) નખુસ્તીન બ મએ માહશ મસ્ત કુન, ઝ દેલ બીમ વ અન્દીશેરા પુસ્ત કુન.

(૨) કહે છે કે જુલીઅસ સીઝરનો જન્મ પણ એવીજ રીતે માતાનું પેટ ચીરીને કરવામાં આવ્યો હતો. તે ઉપરથી શસ્ત્રવઇદોનાં આવાં વહાડકાપનાં મોટાં કામને 'Caesarian operation કહે છે

(૩) એનેજ મલતો દાખલો અફગાનીસ્તાના મુલકના નામ સાથ સંબંધ રાખનાર એક "અફગાન", નામના પુરૂષનો આપવામાં આવે છે કે તેના જન્મ વખતે આજ પ્રમાણે બોલાયલા શબ્દોથી એ નામ પડયું. રતઉ હિંદુસ્તાનની મારી મુસાફરીનાં "જામે જમશેદ" માં પ્રગટ થયલાં વાર્ણનમાં હું એ બાબે વીગતે બોલ્યો છું.

(૪) યકી બન્દે અમ પેહેલવાન સામરા, નશાયમ ખુરો ખાબ વ આરામ રા.
સરે દુશ્મનાનરા સેપારમ બપાય, બફર્માને દાદાર બરતર ખોદાએ.

## રૂસ્તમે સફેદ હાથીને માર્યો.

રૂસ્તમ હજી તો એક નવજવાન છોકરો હતો, ત્યારે એક રાત્રે પોતાના બીછાનાં ઉપર જતાં તેણે પોતાના મેહેલ બહાર કાંઇ ગડબડ થતી સાંભળી. તેણે ખબર કહાડી તો માલુમ પડયું કે એક સફેદ હાથી છુટી ગયો છે, અને ઝુમમાં આવી માણસો ઉપર હુમલો કરે છે. તે સાંભળી તે તુરત પોતાના બપાવાનો ગુરજ હાથમાં લઇ બહાર નીકલ્યો, કે તે હાથીને જઇને મારે. તેની દરગાહના કેટલાક આસામીઓએ તેને અટકાવા માંડયો અને કહ્યું કે "રાત અંધારી છે અને હાથી સાંકળ તોડી છુટો થયો છે, અને તું કયાં બહાર જાય છે? તારો પિતા તુંને એમ બહાર જવા દેવા માટે અમારા ઉપર ગુસ્સે થશે." રૂસ્તમ એમ તેને અટકાવવાથી ગુસ્સે થયો, અને તેને અટકાવનારને માથાં અને ગરદન ઉપર એવી તો એકેક મુકકી મારી કે તેનું માથું દડાની માફક ફરવા લાગ્યું. પછી તે બીજાઓ, જેઓ તેને અટકાવવા માગતા તેઓ તરફ ધસ્યો. તેથી તેઓ સર્વે નાસભાગ કરી જતા રહ્યા. પછી દરબાનોએ જે દરવાજો બંધ કર્યો હતો તે ઉપર ગુરજ મારી તે તોડી નાખીને બહાર પડયો. તે જયાં હાથી હતો તે તરફ દોડયો, અને જોય છે તો ઘણાક સેપાહો જેમ વરૂથી મેઢાં બીહીને નાસે (૧) તેમ નાસતા હતા. રૂસ્તમને જોઇ પેલો હાથી તેનાં ઉપર ધસી આવ્યો, અને સુંઢ ઉંચકી કે રૂસ્તમને મારે. પણ રૂસ્તમે પોતાનો ગુરજ ઉઠાવી તેને એવો તો મજબુત ફટકો માર્યો કે તે હાથી જમીનપર પડયો. પછી રૂસ્તમ ખુશાલ પોતાને મકાને પાછો ફર્યો.

બીજી સહવારે જાલેજરને રાત્રે બનેલી એ હકીકત ખબર પડી, જે જાણીને તે અજબ થયો. એ હાથી ઘણો જોરાવર અને મજબુત હતો, અને તેણે ઘણીક

---

(૧) "બરાન સાન કે બીનદ રૂખે ગોગ મીશ." વરૂથી મેઢાંઓએ બીહને નાહસવાની એ ઈસ્તેલાહ અને સરખામણી આપણા વંદીદાદ (પર્ગદ ૧૯ ફ. ૩૩) માં આવે છે. ત્યાં કહે છે કે "યઓજદાથરયે, અષવ પસ્ચ પર-ઈરીસ્તીમ દએવ દ્વન્તો દુજદાઓંધ્રહો બઓધેમ અવથ ફ્રતેરેસેન્તિ યથ મએષિ વેહર્ક-વઈતિ વેહર્કત હચ ફ્રતરેતઈતિ.

અર્થ—પવિત્ર અષો માણસનાં મરણ પછી દરવંદ બુરૂં જાણનારા દેવો તે (અશોના રવાન) ની ખુશબોથી તેટલાંજ બીહે છે, કે જેટલું વરૂથી ઘેરાયલું મેંઢું વરૂથી બીહે છે.

એવીજ સરખામણી અર્દાફરેશની આફરીનમાં પણ આપણે વાંચ્યે છિએ. ત્યાં અવસ્તાનો ફિકરો ઉતારી તેને આધારે કહે છે કે "આહરેમન દીવાન વ મર્દુમાંન ઓઇ અનોશેરવાન હીચ ગજન્દ વ જીઆંન મન્તવાન બાદ કર્દન (યથ મએષિ વેહર્કવઈતિ વેહર્કાત હચ ફ્રતરેતઈતિ ) ચુન મીશ ઇ ગોર્ગાન બીસીદ કે અજ બોઇ ગોર્ગ ફરાજ તર્સેન્દ ઈશાન ચે કે દીવાન દરૂજ હમચુનાન અજ બોઇ એ રવાન અનઓશોહ ફરાજ તર્સેન્દ.

અર્થ—આહરેમન દેવો અને બુરા આદમીઓ અનોશેરવાનને કોઈપણ નુકશાન કે જીઆન કરી શકે નહિ. જેમ વરૂથી બીધેલું (બીસીદ) મેંઢુ વરૂના વાસથી બીહે છે, તેમ તેઓ, કે જે દેવ દરૂજો, તે અમર્ગ (યાને બેહેસ્તી) રવાનની ખુશબોથી બીહે છે.

લડાઇઓમાં દુશ્મનોના લશ્કરોને ધ્રુજાવ્યાં હતાં. તેવા હાથી કરતાં પણ રૂસ્તમ જોરાવર માલમ પડયો.

## રૂસ્તમની સેપન્દના કિલ્લા ઉપરની ચહડાઇ.

જાલેજરે પોતાના બેટા રૂસ્તમે હાથીને મારવાની વાત જાણી ત્યારે ખુશી થઇ તેને બોસા લીધા, અને પછી પોતાના બાપાવા નરીમાનનો કીનો લેવા માટે તેને મોકલવા કાજે નીચે પ્રમાણે કહયું:—

"મારા બહાદુર બેટા! તું હવે હિમ્મતવાંન અને બહાદુર બન્યો છે, અને તારા જેવો હિમ્મત, અને કીર્તિ, કઉવતમાં કોઇ નથી. તેથી તારૂં નામ અને કીર્તિ ચોમેર ફેલાય તે આગમચ તું નરીમાનનો કીનો લેવા કમર બાંધ, અને સેપન્દના કિલ્લા તરફ જા. તે કીલ્લો એક બુલંદ પહાડ ઉપર છે. તેનું સર આસમાન સાથ લાગેલું છે અને ગરૂડ પક્ષી પણ તે ઉપર ઉડી શકતું નથી. તે પહાડી મથકમાં માણસો અને જનાવરો છે અને તરેહવાર ફલફલાદી થાય છે. તેમાં જવાનો ફક્ત એકજ રસ્તો છે, અને એક મોટા દરવાજાથી તે રસ્તો બંધ રાખવામાં આવે છે. પાદશાહ ફરેદુને નરીમાનને તે કિલ્લો જીતવા મોકલ્યો હતો જ્યાં તે માર્યો ગયો હતો. તે ત્યાં એક વર્ષ સુધી રહયો અને રાત દહાડો લડયો. સેવટે કિલ્લામાંના લોકોએ એક વખત તેનાં ઉપર પથ્થર ફેંકયા, અને તેથી નરીમાન માર્યો ગયો. તેનું લશ્કર પોતાનાં સરદાર વગર એકલું પડી પાછું ફર્યું. તેના બેટા સામે, એટલે મારા બાપે, સાત દીવસ સુધી, બાપનો ગમ કીધો, અને પછી સાતમે દહાડે તેનો કીનો લેવા લશ્કર લઇને ગયો. તે કેટલાંક વર્ષ સુધી ત્યાં ઘેરો નાખી રહયો, પણ ફાવ્યો નહિ. કિલ્લામાં જવાનો કોઇ પણ માર્ગ તેને માલુમ પડયો નહિ, કારણ તેમાંથી કોઇ બહાર આવતું યા કોઇ દાખલ થતું જણાયું નહિ. કીલ્લાના લોકોને એક ઘાસનાં તણખાંની પણ તંગી યા હાજત પડતી ન હતી કે કોઇ તે લેવા બહાર આવે, એટલે સઘળી જોઇતી ચીજો ત્યાં ઉત્પન્ન થતી હતી. સેવટે સામ થાકયો, અને ઘેરો ઉચકી નાખી પાછો ફર્યો. હવે તું ત્યાં એક કારવાન (વંજાર) લઇને જા કે તે કિલ્લાના દરબાનો તુંને પીછાને નહિ. એમ દાખલ થઇ ત્યાંના લોકોને સજા કર. તારૂં નામ હજી બહારનાં મુલકોમાં જાણીતું થયું નથી, તેથી તું એમ તદબીર કરી જા."

રૂસ્તમે પોતાનાં બાપનો સખુન માથે ચહડાવી જવાને હા પાડયું. ત્યારે જાલેજરે તેને કહયું કે "તું ઉંટના સારવાનનો એક પોષાક લે, અને તારી સાથે ઉંટોની એક વંજાર લે. તે વંજારના ઉંટો ઉપર નીમક લાધ. એમ કરવાથી કોઇ તુંને પીછાંનશે નહિ. ત્યાં નીમકની ઘણી તાંણુ છે, તેથી નીમકની વંજાર જોઇ નાનાં કે મોટાં સર્વે તુંને આવકાર દેશે."

## રૂસ્તમનું સેપન્દના કિલ્લા તરફ જવું.

પોતાના પિતાના કેહવા પ્રમાણે અમલ કરી રૂસ્તમ ઉંટના સારવાન તરીકે વંજારને નીમકથી લાધી નીકળ્યો, અને સેપન્દના કિલ્લા તરફ ગયો. દૂરથી કિલ્લાની ટોંચ ઉપરથી દરબાને તેને અને તેની વંજારને આવતાં જોઇ પોતાના સરદારને ખબર આપી કે "એક ઉંટની વંજાર આવી છે અને તે ઉપર નીમક લાધેલું દિસે છે, માટે તું સાહેબ ફરમાવે તો ખબર કાઢું." તે સરદારે હોકમ આપવાથી તે દરબાન રૂસ્તમ આગળ આવ્યો, અને તેની વંજાર શાંની હતી તે જાણવા માંગ્યું. રૂસ્તમે કહ્યું કે તે નીમકની વંજાર હતી. તે દરબાને જઇને પોતાનાં સરદારને ખબર આપી. તેણે વંજારને દાખલ કરવાનો હોકમ કર્યો. તે શેહેરમાં નીમકની તાંણ હોવાથી લોકો નીમકની વંજાર આવી પોંહચવાથી ખુશી થયાં અને નીમક ખરીદવા લાગ્યાં. રૂસ્તમ પોતે કિલ્લાના સરદાર આગળ ગયો, અને થોડુંક નીમક તેની હજુર ભેટ તરીકે ધર્યું. સરદારે તે કબુલ રાખી તેને ખુશી સાથે આવકાર દીધો.

પછી રૂસ્તમ શેહેરનાં બજારમાં પોતાનાં ઉંટો લેઇને ગયો. કોઇએ કપડું આપીને, તો કોઇએ સુનું યા રૂપું આપીને, તેના બદલામાં નીમક લીધું. પછી રાત પડતાં રૂસ્તમે, પોતાનાં સાથીઓને તૈયાર કરી કિલ્લાના સરદાર ઉપર હુમલો કર્યો. તે સરદારને એ બાબે ખબર પડતાં, તેણે પોતાનાં લશ્કરને બોલાવ્યું. રૂસ્તમ પોતાનાં સાથીઓ સાથે તેઓ સામે હિમ્મતથી લડયો અને તેઓને માહત કરી કિલ્લાનો માલેક થયો. પછી કિલ્લાનાં એક બંધ ભાગ તરફ જઇ તેનો દરવાજો તોડી અંદર દાખલ થયો. ત્યાં તેની ભારે અજાયબી વચ્ચે સુનાં રૂપાં અને મોતીનો એક મોટો ભંડાર જોયો.

## રૂસ્તમે જાલેજરને સેપન્દનો કિલ્લો જીતવાની ખબર આપી.

પછી રૂસ્તમે પોતાના બાપ જાલ ઉપર ફતેહની ખબર આપવા માટે એક કાગલ લખ્યો. તેમાં પેહેલે ખોદાતાલાનો આભાર માન્યો. પછી પોતાનાં બાપ ઉપર દુઆ કીધી, અને છેલ્લે પોતાની ફતેહની ખબર આપી.

પીતા પર તેણે લખ્યું કાગલ, હકીકત લડાઇની ધરી આગળ.
અવલ યાદ કર્યું નામે ખોદા, સાંપ અને કીડી જેથી પેદા.
સુકર ને બેહેરામ તારા અનેક, એ સર્વ ને આકાશનો તે છે માલેક.
સેપેહદાર બાપને કીધી આફ્રીન, જે જાબુલનો જંગી જે નામચીન.
પનાહમાં તેની કુલ ઇરાંનીઆંન, રોશન બખ્ત તેથી કુલ કયાનીઆંન.
શાહોને આપે તે તખ્ત ને ગાહ, હોકમ તેનો માને ખોરશેદ ને માહ.

આવ્યો હું અંહી લઇ તારૂં ફર્માન, મોટો આ કીલ્લો છે બુલંદ આસ્માન.
આવ્યો હું જેવો આ કિલ્લાની પાસ, કે સરદારથી મલ્યો પેગામ એક ખાસ.
હોકમ મુજબ તેના કર્યું મેં કામ, ખાહેશ મુજ મુજબ આવ્યું અન્જામ.
રાત જેવી પડી કે સરદારો સાથ, કિલ્લામાં ભીડી લડાઇની બાથ.
માર્યાં ને જખમી કર્યાં મેં બહુ, જગમાંથી નાઠા બાકીના સઉ.
પાંચ લાખ સીક્કા આવ્યા છે હાથ, સુનું પણ મલ્યું છે બહુ તેની સાથ.
પેહેરવાનાં કપડાં ને ઓઢવાનો સાજ, ગણત્રી ન થઇ શકે તેની કાંઇ આજ.
ગણત્રીનો થઇ ન શકે શુમાર, જે મહીના ના મહીના કરે તુમાર.
હોકમ શું આપેછ હવે પેહલવાન? રોશન તારૂં રેહજે હમેશ રવાન.

જાલ પોતાનાં બેટાનું એ નામુ વાંચી ખુશ થયો, અને શુક્રાના કીધા, અને તેનાં ઉપર દુઆ કીધી. તેણે તેની ઉપર લખ્યું કે "જો કે તું એક નાનો જવાન છે તોપણ તેં એક મોટી ઉમરના મર્દ માફક કામ કરી બતલાવ્યું છે. તારાં એ કામથી તેં નરીમાનનાં રવાંનને રોશન કીધું છે.[1] હું તારા તરફ સંખ્યાબંધ ઉંટો મોકલું છું. તે ઉપર તું લાવવા જોગ સામન લાધી અહીં મોકલ અને પછી કિલ્લાને સલગાવી દઇ પાછો ફર."

રૂસ્તમે બાપનાં ફરમાવવા મુજબ કર્યું, અને પોતાને મુલક પાછો ફર્યો. તેનાં આવી પોહોંચવાની ખબર પડતાં શેહરનાં લોકોએ પોતાનાં ઘરોને સણગાર્યાં, અને વાજીંત્રો સાથે તેને આવકાર આપ્યો. તે આવતાંને વાર પોતાની માતા રોદાબે આગળ ગયો, અને તેણીને અને પોતાનાં પિતા જાલને ભેટયો. જાલે તેનાં ઉપર રૂપાંનો નેસાર કીધો અને પછી તેણે આ કિલ્લાની ફતેહની હકીકત પોતાનાં બાપ સામને કેહેવાડી, જે તે જાણી બહુ ખુશી થયો.

આ બનાવ પછી પાદશાહ મીનોચેહેર, જે હવે જઇફ થયો હતો, તે મરણને બીછાંને પડયો. પોતા હજુર પોતાના બેટા નોજરને તેડી તેણે તેને કેટલીક શીખામણ દીધી, અને કહયું કે જાલની સલાહ પ્રમાણે અમલ કરે.

## નોજરની રાજ હકુમત.

નોજર ઇરાનની ગાદી પર બેઠા પછી થોડા વખતમાં તેની રઇયત તેનાથી નારાજ થઇ, અને દેશમાં ગડબડ વધી પડી. નોજરે સામ ઉપર નામું લખી તેને તેડાવ્યો. સામ આવ્યો કે લોકો તેની આગલ ગયા, અને પોતા ઉપર પડતા જુલમની હકી-

---

(૧) જાલના આ શબ્દો કે "તેં નરીમાનના રવાનને રોશન કીધું છે, યાને તેનો દરજ્જો બુલંદ કીધો છે" (રવાને નરીમાન બર અફરૂખ્તી), તે ચીનાઓના રેવાજની યાદ આપે છે. કહે છે કે ચીનમાં જ્યારે કોઈ માણસ મોટાં જગ-પ્રસીધ્ધ કીર્તિવંત કામો કરે છે ત્યારે પાદશાહ તે ધણીના ગુજર પામેલા બાપ દાદાને ખેતાબો આપતો જાય છે, અને તેઓનો દરજ્જો ચહડતો કરે છે.

ફ્ત કહી તેને પોતાને રાજ ગાદી લેવા જણાવ્યું. સામે ના પાડ્યું કે જ્યાં સુધી પાદશાહી ખાનદાનનો કોઇ હઇયાત હોય ત્યાં સુધી તેણે રાજ લેવું એ બીવફુફાઇ છે. તેણે પાદશાહી તખ્ત તરફ પોતાની જાન ફેશાની જાહેર કરી લોકોને પણ પોતાના પાદશાહ તરફ વફાદારી દેખાડવા કહ્યું. તેણે વધુ કહ્યું કે તે પાદશાહને સારી શિખામણ દેશે. તેનાં સખુનોથી લોકોને ધીરજ આવી, અને તેઓએ પાદશાહ તરફ પાછી ભલી વલાણ દેખાડવા કબુલ્યું.

સામ પાદશાહ નોજરને મલ્યો, અને કેટલીક સારી શીખામણ દીધી. તેનાં વચ્ચે પડવાથી રાજા અને પ્રજા વચ્ચેનો મામલો સુધર્યો. તેથી તે ઇરાનથી પાછો ફર્યો અને માજીન્દરાન તરફ ગયો.

હવે, મીનોચેહર પાદશાહનાં મરણની અને નોજર ગાદીએ આવવાની અને તેનાથી તેની રઇયત નારાજ થવાની વાત જ્યારે તુરાનના પાદશાહ પશંગને ખબર પડી ત્યારે તેણે પોતાનાં બેટા અફ્રાસીઆબને પોતા પાસે બોલાવી તે તકનો લાભ લેઇ ઇરાનપર હુમલો કરવાનો ઇરાદો જાહેર કર્યો. અફ્રાસીઆબ જાતે ઘણો લડાયક સ્વભાવનો હોવાથી તેને તેનાં બાપનો લડાઇનો વિચાર પસંદ પડયો, અને તેણે તે માટે તઇયારી કરવા માંડી. પણ પાદશાહ પશંગનો બીજો બેટો અગ્રેરસ ઘણો સુલેહ ભર્યા ખવાસનો હતો. તેણે પોતાના બાપને સમજાવ્યો અને લડાઇથી વાળવાની કોશેશ કીધી. તેણે કહ્યું કે "જોકે પાદશાહ મીનોચેહર મરણ પામ્યો છે તો પણ ઇરાનની ગાદીના રક્ષણ અર્થે સામ અને કેશ્વાદ જેવા ઇરાની સરદારો હેયાત હતા. તેથી જેમ ઇરાનીઓને હાથે આપણો વડવો ઝાદશમ માર્યો ગયો હતો તેમ તુરાનીઓ માર્યા જશે." પશંગે જવાબ કીધો કે "અફ્રાસીઆબ હિમ્મત કરી લડાઇ કરવા કહે છે માટે તારે (અગ્રેરસે) પણ તેની સાથે લડાઇપર જવુ."

અફ્રાસીઆબે લડાઇની તેયારી કરી. અને ઇરાંન ઉપર હુમલો લાવાની ગોઠવણ કરી. તેણે જાબુલસ્તાંન તરફ જાલ સામે પણ લશ્કર મોકલ્યું. એ અરસામાં સામ પહેલવાન પણ મરણ પામ્યો, અને જાલ પોતાનાં બાપને અવલમંજલ પોહોંચાડવા અને તેની મરણ ક્રિયામાં રોકાયો. અફ્રાસીઆબે શમાસાસ અને ખઝરવાન નામના બે સરદારો ને ૩૦ હજાર માણસ સાથે જાબુલસ્તાન તરફ મોકલ્યા. પછી અફ્રાસીઆબે બાપ ઉપર કાસદ મોકલ્યો કે સઘલી તરફથી નસીબ તેઓની તરફેણમાં છે તેથી તે તકનો લાભ લેઇ કામ કરવું જોઇયે. "જ્યારે મર્દ કામની વખતે આલસુ થાય છે, ત્યારે તેને બીજી વખતે તેવી તક મલતી નથી."

ચુ કાહેલ શવદ મર્દ હંગામે કાર,
અઝીન પસ ન યાબદ ચુનીન રૂઝગાર.

હવે નોજર અને અફ્રાસીઆબના લશ્કર લડાઇના મેદાનમાં એકમેકની સાંમે મલ્યાં. પેહેલાં તુરાની સરદાર બારમાંન મેદાનમાં આવ્યો અને ઇરાની લશ્કરમાંથી

હરીફને બોલાવ્યો. તેનાં સામે કોબાદ નામનો ઇરાની સરદાર ગયો. તે લડાઇમાં માર્યો ગયો. ત્યારે ઇરાની સરદાર કારન, તે કોબાદનાં ભાઇએ લશકર સાથે તુરાનીઓ ઉપર હુમલો કીધો. તેઓ સામે ક્રર્સેવજ પોતાનાં લશ્કર સાથે આવ્યો, અને એ બે લશ્કરો વચ્ચે જીઆંનગાર લડાઇ ચાલી, જે છેક રાત પડતાં બંધ પડી.

બીજે દિવસે લડાઇ પાછી શરૂ થઇ. અફ્રાસીઆબ લશ્કર લેઇ પોતે જંગના મેદાનમાં આવ્યો. નોજર પોતે ઇરાની લશ્કર સાથે આવ્યો. ખુનખાર લડાઇ ચાલી તેમાં ઇરાંની લશ્કરે ઘણી હાડમારી દીઠી. રાત પડતાં નોજરે પોતા હજુર પોતાનાં બેટાઓ તુસ અને ગસ્તહમને તેડયા, અને લડાઇનું સેવટ જો ઘણું ખરાબ આવે તો કુટુંબની બાનુઓ સાથે જાવેહના કીલ્લામાં જવા માટે અને બીજી તદબીર માટે કેટલાક સખુનો કહયા.

ત્રીજે દિવસે ત્રીજી મોટી લડાઇ થઇ, તેમાં નોજર હાર્યો. તે જઇને એક કિલ્લામાં ભરાયો. રાત્રે તેનો સરદાર કારન થોડુંક લશ્કર લેઇ ફારસ ભણી નિકળ્યો કે ઇરાની પાદશાહના અને તેના સરદારોનાં કુટુંબોની બાનુઓને, અફ્રાસીઆબનો સરદાર, જે તેઓને પકડવા ગયો હતો, તેનાથી બચાવે. માર્ગમાં તેને બાર્માન સાથે લડાઇ થઇ, જેમાં બાર્માન માર્યો ગયો. એ રીતે કારને, બાર્માન, જેણે તેના ભાઇ કોબાદને મારી નાખ્યો હતો. તેનાં ઉપર ભાઇનાં ખુનનો કીનો લીધો.

પાદશાહ નોજરની સાથે કિલ્લામાં એક હિમ્મતવાન સરદાર તરીકે ઉપલો કારન સરદાર હતો. તેને પાદશાહે પોતા આગળથી જવા ના કહયું હતું, તે છતાં તે ઇરાનની દરબારની બાનુઓને બચાવવાને ખાતર કિલ્લામાંથી મધરાતે થોડુંક લશ્કર લેઇ નીકળી ગયો હતો. નોજરને એ બાબે ખબર પડતાં તે પણ કિલ્લામાંથી તુરત નીકળી પડયો કે જોખમમાં રેહવા કરતાં ફારસ ભણી જાએ. અફ્રાસીઆબને તે બાબે ખબર પડતાં તે પુઠે લાગો અને રસ્તામાં નોજરને પકડયો.

બાર્માનના બાપ વીસેહને ખબર પડી કે તેનો બેટો કાવેહનાં બેટા કારનને હાથે માર્યો ગયો હતો. તેણે પોતાનાં બેટાની લાસને રસ્તામાં પડેલી જોતાં વીલાપ કર્યો, અને તુરત કારનની પુઠે બેટાનું વેર લેવા લશ્કર લેઇ દોડયો. માર્ગમાં બેઉ લશ્કરો વચ્ચે લડાઇ થઇ. તેમાં વીસેહ હાર્યો અને પાછો અફ્રાસીઆબ આગળ ગયો.

હવે આગળ જણાવ્યું તેમ શમાસ અને ખજરવાંન જાબુલસ્તાંન ભણી આવી પોંહતા. શમાસે સીસ્તાંન તરફ માર્ગ લીધો હતો. ખજરવાને હેલ્મંડ ભણી કુચ કીધી હતી. જાલ પોતાના બાપની લાસ મેલવા માટે ગોરાબે ખાતે એક બાંધકામ કરવામાં રોકાયો હતો.

આ વખતે જાલનો સસરો મેહરાબ, જે કાબુલનો પાદશાહ હતો, અને જોહાકનાં વંશનો હતો, તે જાબુલસ્તાંનમાં જાલનાં મુલકમાં હતો. તેણે આ તુરાની

સરદારોને એકદમ એ મુલકમાં આવેલા જોઇ પોતાને તુરાની અફ્રાસીઆબની તરફેણમાં જાહેર કીધો અને કહયું કે "મને જબરદસ્તીથી મારી મરજી વીરૂધ જાલ સાથે સગાઇમાં જોડાવું પડયું છે. પણ હું તો અફ્રાસીઆબને તાબે છું." બીજા હાથ ઉપર તેણે તુરત એક કાસદને જાલ તરફ મોકલી સઘળી હકીકતથી તેને વાકેફ કરી તેને પોતાનાં શહેરમાં તુરત પાછું ફરવાને કેહવાડયું. જાલ તુરત મેહરાબની કુમકે દોડયો. તેણે પોતાની કમાન ઉપર ચીલ્લો ચહડાવી ત્રણ તીરો ત્રણ બાજુએ લડાઇ માટે પોતાનો મજબુત વિચાર જાહેર કરવા માટે ફેંકયા.[1]

બિજે દિવસે જાલનું લશ્કર અને તુરાની લશ્કર લડાઇમાં મલ્યાં. જાલને હાથે ખજરવાન અને કેલ્બાડ નામનાં તુરાની સરદારો માર્યા ગયા. શમાસ લડાઇનાં મેદાનમાંથી નાઠો. માર્ગમાં તેને અને તેનાં લશ્કરને કારન અને તેનું લશ્કર મલ્યું. કારનને, વીસેને હરાવી પોતાને માર્ગે જતાં, શમાસના જાબુલસ્તાંન ઉપરના હુમલાની વાત ખબર પડી. તેણે તેની ઉપર હુમલો કરી તુરાની લશ્કરને હરાવ્યું. શમાસ આ લડાઇમાં પણ હાર ખાઇ નાઠો, અને ઘણું તુરાની લશ્કર માર્યું ગયું.

અફ્રાસીઆબને જયારે ખબર પડી કે જાબુલસ્તાંન તરફ ગયલું તુરાની લશકર ફના થયું છે ત્યારે તે ઘણો દલગીર થયો અને તેણે તેનાં કીનામાં પાદશાહ નોજર, જે તેનાં બંદીખાનામાં હતો, તેને મારી નાંખવાનો કસદ કીધો. તેથી તેણે તેને પોતા હજુર તેડાવ્યો. કેટલાક તુરાનીઓ તેને તેની હજુર લાવ્યા, અને તેણે પોતાને હાથે તલવાર ખેંચી તેને જબેહ કર્યો. પછી તેણે બીજા ઇરાનીઓ, જેઓ પણ પોતાનાં પાદશાહ સાથે તેના બંદમાં પડયા હતા, તેઓને પણ મારી નાખવાનો વિચાર કર્યો. તેનો ભાઇ અગ્રેરસ, જે એક ભલો પુરૂષ હતો, તેને એ બાબતની ખબર પડી. તેથી તે તેની પાસે ગયો અને તેને ઠપકો આપી એ કામથી તેને વાળવા ઘણાક નેક સખુનો કહયા. તેણે કહયું કે "એઓ નીર્દોશ છે. એઓ લડાઇના મેદાનમાં ઉતરેલા હતા નહિ. એમ નિર્દોશ બંદીવાનો મારવા તે આપણા દરજ્જાને ઉતારી પાડવા બરાબર છે. માટે તું તેઓને મારે હસ્તક સોંપ કે હું તે બંદીવાનોને સારીના કીલ્લામાં બંદ રાખું." અફ્રાસીઆબે તેનું કહયું માન્યું, અને તેઓને અગ્રેરસને સોંપ્યા, અને તેણે તેઓને સારીનાં કીલ્લામાં બંદ કર્યા.

પછી અફ્રાસીઆબ કોહીસ્તાંનનો મુલક, જેમાં ઇરાનીઓ અને તુરાનીઓ વચ્ચે લડાઇ ચાલી હતી, ત્યાંથી રએ ભણી ગયો, અને ઇરાનનું તાજ પોતાને માથે મેલી ઇરાનનાં તખ્તપર બેઠો.

## જાલને નોજરનાં માર્યા જવાની ખબર પડી.

હવે નોજરનાં બેટાઓ તુસ અને ગસ્તમને પોતાનાં બાપ નોજરનાં અફ્રા-

(૧) બે અન્દાખ્ત સે જાએ સે ચુબે તીર બર આમદ ખરૂશીદને દારો ગીર.

સીઆબને હાથે માર્યા જવાની ખબર પડી. તેઓએ તેનાં મરણ માટે ઘણો વિલાપ કીધો, અને જાબુલસ્તાન તરફ જાલ આગલ ગયા, અને રડતે ચેહેરે તેને આ માઠા બનાવની ખબર આપી. જાલ તે સાંભળી બહુ દલગીર થયો, અને તેણે નોજરનાં ખુનનો કીનો લેવાને પોતાનો મજબુત ઠેડાવ જાહેર કર્યો, અને તે માટે તઇયારી કરવા માંડી.

હવે સારીના કીલ્લામાં બંધ પડેલા પેલા ઇરાની બંદીવાનોને ખબર પડીકે ઇરાનીઓ અફ્રાસીઆબ ઉપર હુમલો કરવાની તૈયારી કરે છે. તેથી તેઓ ધભરાવા લાગા કે તેમ બનશે તો અફ્રાસીઆબ ગુસ્સે થઇ તેઓને મારી નખાવશે. તેથી તેઓએ અગ્રેરસ ઉપર એક પેગામ મોકલ્યો કે "અમો તારા બંદા છિએ. અમો તારી મેહેરથી અફ્રાસીઆબને હાથે મરતા બચ્યા છિએ. હવે જાબુલસ્તાંનનો માલેક જાલ અને કાબુલનો પાદશાહ, અફ્રાસીઆબ સામે લડાઇ કરવા તઇયાર થયા છે. બર્જીન, કારન, ખેરદાદ, અને કેસ્વાદ જેવા ઇરાની સરદારો ઇરાનનો કીનો લેવા વિના રહેશે નહિ. તે વખતે અફ્રાસીઆબ કીનામાં અમો નિર્દોશોને મારી નાખશે. માટે અગ્રેરસ! જો તું મેહરબાની કરી અમોને બંદથી છોડી દે તો અમો અમારે માર્ગે વીખરાઇ જઇયે અને તારી જગે જગ સીફ્ત ગાઇ તારા હકમાં ખોદા હજુર દુઆ ગુજાર્યે."

અગ્રેરસે જવાબ કીધો કે "એમ કરવું, તે પાદશાહ અફ્રાસીઆબનો તુરત ગુસ્સો ખેંચવા સમાન થાય, માટે હું બીજો માર્ગ સુચવું છું. તે આ કે, તુરાન ઉપર હુમલો લઇ જતાં જાલનું લશકર આ તરફ આવશે. તે સારી આગલ આવી પાહોંચશે કે હું આમુલનું મથક છોડી જઇશ. હું લડાઇ કરીશ નહિ અને (એમ લડાઇ નહિ કરીને જતો રહીને તમારે ખાતર) મારા નામને નામોશીમાં લાવવા દેઇશ."[1]

આ મુજબ "દુશ્મન એકદમ આવી પોહોંતા અને લડાઇ બની શકી નહી તેથી નાહસવું પડયું," એવાં બાહના હેઠલ ઇરાંનીઓને છુટકારો આપવાને અગ્રેરસે ઠેરવ્યું. સારીમાં બંદ પડેલા બંદવાઓએ આ હકીકતનો પેગામ જાલને પોહોંચાડયો. જાલે તે ઉપરથી ઇરાંની સરદારોને પુછ્યું કે તેઓમાંથી કોણ આ મુલક તરફ લશ્કર, લઇ જવાને તૈયાર છે? ત્યારે કેસ્વાદે પોતાની છાતી થોકી અને જવાને તૈયાર થયો. તે એક લશ્કર લઇ આમુલ તરફ ગયો, અને તેના આવી પહોંચવાની ખબર જાણતાંને વાર અગ્રેરસ આમુલ છોડી જતો રહયો, અને ઇરાંની બંધવાઓને ત્યાંજ મેલી ગયો. કેસ્વાદે શહેરમાં જઇ તેઓની જંજીર તોડી તેઓને છુટા કીધા અને દરેકને એકેક ઘોડો આપી જવા દીધા.

હવે અગ્રેરસ જયારે આમુલથી રએ ભણી પોતાના ભાઇ અફ્રાસીઆબ આ-

(૧) "બે પર્દાજમ આમુલ નઆયમ બ જન્ગ ; સરમરા જ નામ અન્દર આરમ બ નન્ગ"

ગળ ગયો ત્યારે અફ્રાસીઆબ સઘળી હકીકત જાણી તેના ઉપર ગુસ્સે થયો કે તેણે બંદીવાનો ઉપર એમ મેહેરબાની કરવી જોઇતી હતી નહિ. અગ્રેરસે જવાબ દીધો કે "તારે દયા ધરાવવી જોઇએ. કોઇબી ભુંડું કામ કરતાં ખોદાથી ડરવું જોઇએ. તારા જેવા ઘણાક પાદશાહોના હાથમાં તાજ અને રાજ આવ્યું છે પણ કોઇના હાથમાં કાયમ રહ્યું નથી." અફ્રાસીઆબ તેનાં સાંમે ગુસ્સે થયો અને તલવાર ખેંચી તેણે તેના બે ટુકડા કરી નાખ્યા.

જાલેજરને જયારે એ વાતની ખબર પડી ત્યારે તે બોલ્યો કે "હવે તેનો બરગસ્તે દહાડો બેસશે." જાલેજરે લશ્કરને તૈયાર કર્યું, અને અફ્રાસીઆબ સાથે લડવા ફારસના મુલક ભણી કુચ શરૂ કરી. અફ્રાસીઆબે પણ લશ્કર તૈયાર કર્યું. બેઉ લશકરો વચ્ચે બે અઠવાડયાં સુધી લડાઇ ચાલી અને બેઉ લશ્કરો લડતાં થાકી ગયાં.

ઇરાંનીઓ તુરાંની અગ્રેરસનો પણ કીનો તેના ભાઇ અફ્રાસીઆબ ઉપર લેવા માગતા હતા, તેના ઇસારા આપણને અવસ્તા અને પેહલવી બુનદેહેશમાં પણ મલે છે. યસ્તોમાં પાદશાહ કૈખુસ્રુ દુઆ ગુજારે છે કે તે સીયાવક્ષ અને અગ્રેરસના કીનામાં તુરાંની અફ્રાસીઆબને મારે. હોમ ફ્રાસ્મી પણ દુઆ ગુજારે છે કે તે અફ્રાસીઆબને કેદ પકડે અને કએખુસ્રુને હવાલે કરે કે તે કએખુસ્રુ તેને સીયાવક્ષ અને અગ્રેરસના કીનામાં મારી નાખે. બુનદેહેશ કહે છે કે જયારે અફ્રાસીઆબે મીનોચેહેરને ઇરાંનીઓ સાથે "પદશખ્વાર"નાં પહાડોમાં કેદ કર્યો, અને તેઓમાં નાશ અને તંગી ફેલાવી ત્યારે અગ્રેરસે ખોદા પાસે અર્જ ગુજારી અને તે અર્જ બાહાલ રહી, અને ઇરાંની સરદારો અને લશ્કર તે બલામાંથી બચ્યું. તે વાંક માટે અફ્રાસ્યાબે અગ્રેરસને મારી નાખ્યો (બા૦ ૩૧ ફ. ૨૧-૨૨). એ ઉપરથી ત્યારે દિસે છે કે કએખુસ્રુએ અગ્રેરસનો કીનો અફ્રાસીયાબ ઉપર લેવાનો ઇછયું હતું, તે એટલા માટે કે ઇરાંની સરદારો અને લશ્કરની સલાંમતીને ખાતર તેને પોતાના ભાઇને હાથ માર્યું જવું પડયું હતું. હવે અવસ્તાના ઇસારાનો અને બુનદેહેશથી તેને મલેલા ટેકાનો ખુલાસો શાહનામા ઉપરથી ઉપર મુજબ વધુ પુરતો મળે છે. ફરક માત્ર એટલોજ છે કે જયારે બુનદેહેશ એ બનાવ મીનોચહેરના રાજયમાં જણાવે છે ત્યારે શાહનામું તેનાં વારેસ નોદરનાં રાજયમાં જણાવે છે.

શાહનામાંનાં ઉપલાં વર્ણન ઉપરથી ત્યારે બુનદેહેશનો ઇસારો વધારે સમજ પડે છે કે ઇરાની કએખુસ્રુ તુરાની અગ્રેરસનો કીનો શા માટે લેવા માંગે છે. હવે અવસ્તા ઉપરથી જે માલુમ પડે છે કે હોમ અને કએખુસ્રુની મોરાદ બર આવી અને તેઓએ અફ્રાસીઆબને પકડી તે ઉપર અગ્રેરસનો કીનો લીદો. તે શાહનામાં ઉપરથી ખુલ્લું માલમ પડે છે. જ્યારે હોમ ફ્રાસ્મી અફ્રાસ્યાબને પકડે છે ત્યારે પેહેલું નામ અગ્રેરસનું દેઇ તેને છોડવા ના પાડે છે. પછી નોદર અને સ્યાવક્ષનું નામ દે છે. એજ પ્રમાણે જ્યારે સેવટે કએખુસ્રુ અફ્રાસ્યાબને મારે છે

ત્યારે અગ્રેરસનું જે ખુન તેણે કર્યું હતું તેની યાદ તે અફ્રાસ્યાબને તેની મીનતજારીનાં સવાલના જવાબમાં આપે છે. ત્યાં પણ તે પેહેલી યાદ અગ્રેરસની આપી પછી નોદર અને સ્યાવક્ષનાં ખુનની યાદ આપે છે.

અવસ્તાના ઇસારાઓ, જેને ઉપર પ્રમાણે બુનદેહેશ અને શાહાનામાથી ટેકો મળે છે, તે ઉપરાંત બુનદેહેશ વધુ એ જણાવે છે કે તેને ત્યાં ગોપતશાહ નામનો એક નેક ભલો બેટો, તેની નિર્દોષ ઇરાંનીઓની ઉપર કહેલી જાન બચાવવાની તેની કોશેશના બદલામાં, જનમ્યો હતો (બા ૩૧ ફ. ૨૨.). ફીરદોસી વધુ એ કહે છે કે પોતાના ભાઇને પોતાનાં હાથે મારી નાંખવાનું કામ એવું તો જબુન હતું કે તેનો બાપ પશંગ એ માટે અફ્રાસીઆબ સાથે ઘણો લાંબો વખત સુધી રૂશાઇ રહયો હતો.

અગ્રેરસને અવસ્તામાં "નરવહે" કહયો છે. તેનો અર્થ હાર્લે, મેહરજીરાણા વાછા, યુસ્ટી, "નરવ"નો છોકરો યા ખાંનદાનનો એમ કરે છે. દારમેસ્ટેટે અર્થ કરે છે કે "માણુસ જેવો અથવા અર્ધો" અને તેનાં ટેકામાં બુનદેહેશનું એને વિષે કોઇ અલંકારી લખાણ રજુ કરે છે. સ્પીગલ એ શબ્દને અગ્રેરસની સાથેજ લઇ "અગ્રેરસ નરવ" કરીને આખું નામ લે છે. હવે એનાં બાપદાદાઓની વંશાવળી તો બુનદેહેશ (બાબ ૩૧ ફ. ૧૪) પ્રમાણે નિચે મુજબ જાય છે:—

અગ્રેરસ, પશંગ–ઝએશમ (શાહનામાનો જાદશમ) તુરક-સ્પએનીયસ્પ-દુરોશસ્પ-તુર-ફ્રેદુન. એ વંશાવળીમાં આપણુને 'નરવ' નામ કેહે મલતું નથી. તેથી દિસે છે કે એ કોઇ એનાં વડવાનું નામ નથી. હવે આફ્રીનગાંનના દીબાચામાં જેવી રીતે કયોમર્સનુ નામ લેવામાં આવે છે તેવીજ રીતે એનું નામ લેવામાં આવે છે કે "કયોમર્સ નર અશો," "અગ્રેરસ નર અશો." તે ઉપરથી એ બાબદનો ખોલાસો મળે છે. કયોમર્સના બાપનું નામ કાંઇ જણુાયલું નથી, કારણકે તેને ઇરાંની વસ્તીનો પેહલો આદમ અથવા પેહલો પાદશાહ જણાવેલો છે. તેથી એનું નામ દેતાં એનાં બાપનું નામ દેવામાં આવતું નથી. પણ ફકત "કયોમર્સ નર અશો" એટલે "ભલા અથવા અશો નર કયોમર્સ"ને અમો યાદ કર્યે છીએ એમ જણાવ્યું છે. એજ પ્રમાણે અગ્રેરસનું નામ યાદ કરવામાં આવે છે કે "અશો નર અગ્રેરસ." ફ્રર્વર્દીન યસ્ત (ફ. ૧૩૧) માં "અગ્રએરથહે નરવહે અષઓનો ફ્રવષીમ યજમઇદે," એવા શબ્દો આવે છે, તેને મલતાજ આફ્રીનગાંનનાં દિબાચાનાં શબ્દો છે. એ ઉપરથી માલુમ પડે કે 'નર' અંહી કોઇ શખ્સનાં વિષેસ નામ તરીકે શબ્દ નથી પણ ફકટ સામાન્ય નામ તરીકે "નર" અથવા "બાહાદુર શખ્શ" ને અર્થે વપરાયલો છે.

હવે કયોમર્સને પેહેલા આદમ ગણવાથી તેનો કોઇ બાપ નહિ ગણવાથી તેનું નામ એ રીતે વપરાય, પણ અગ્રેરસનો બાપ "પશંગ" હોવા છતાં એમ શું કરવા તેના બાપનું નામ નહિ વાપરવામાં આવ્યું? તેનો ખુલાસો આ દિસે છે, કે એ એક તુરાંની બાપનો તુરાંની છોકરો હતો. તેણે ઇરાનીઓની સારી સેવા બજાવેલી,

તે માટે યાદ કરવામાં આવે છે, માટે તેનાં નામ સાથે તેના 'પશંગ' જેવા બુરા અને ખરાબ તુરાની બાપનું નામ દેવામાં તેને પોતાને જાણે અપમાનભર્યું ગણવામાં આવ્યું હોય. એટલા માટે ફકત "અશો નર અગ્રેરસ," એમ તેને યાદ કરવામાં આવ્યો. બુનદેહેશમાં (બા. ૨૯–૫) જ્યાં એને સોકવસ્તાન અથવા સાકીસ્તાન અથવા સેજીસ્તાનનો વડો ધર્મગુરૂ કહયો છે, ત્યાં કહે છે કે એને "ગોપતશાહ" પણ કહે છે. આપણે આગળ કહયું કે એક કેતાબમાં જણાવવા પ્રમાણે એને ગોપતશાહ નામનો દીકરો પણ હતો. એ બન્ને બાપ દીકરાનું નામ એક હોવાનો ખુલાસો એ દિસે છે કે "ગોપતશાહ" કાંઇ એઓનું અંગત નામ ન હતું, પણ દાદેસ્તાંને દીની (પુરસેસ ૮૯) પ્રમાણે એ ગોપત નામના મુલ્કનો રાજા હોવાથી તેને એ નામ આપ્યું હોય, અને તેનો છોકરો પણ એજ નામથી જણાયો હોય.

## પાદશાહ નોજર માટે અવસ્તાના એશારા.

પાદશાહ નોજરનાં રાજ્યનો થોડોક ચિતાર ફીરદોસી પ્રમાણે આપણે ઉપર જોયો છે. એનાં વિષે અવસ્તામાં કાંઇ મલતું નથી. અવસ્તા ઉપરથી એવું માલમ પડે છે કે એનું ખાનદાન ઘણું નામીચું હતું. એને વીસ્તઉરૂ નામનો એક છોકરો હતો, જેની ફ્રવશીને યાદ કરી છે. હવોવનાં ખાનદાનની માફક એનું 'નઓતઇર્ય' ખાનદાન મશહુર હતું. પાદશાહ ગુસ્તાસ્પની બાયડી હુતોશી પણ એ ખાનદાનની હતી (યસ્ત ૧૫ ફ. ૩૫). બુનદેહેશ પ્રમાણે એ મીનોચેહરનો છોકરો થાય, અને ફ્રીસ અને દુરાસરૂનનો ભાઇ થાય (બા. ૩૧ ફ. ૧૩).

બુનદેહેશ પ્રમાણે એને 'અગાઇ મસ્યાક' નામનો છોકરો હતો, તેને પેટ 'અઉઝાબ' (ઝુવ), જે એની પછી ઇરાનની ગાદી ઉપર આવ્યો હતો, તે પેદા થયો હતો (બા. ૩૧–૨૩). એનીથી જેમ પાદશાહી પેહેડી, તેમ એક મોબેદની પેહેડી પણ ઉતરી હતી. શાહજાદો જલાલ કાજર એની માએનું નામ ફરંગીસ જણાવે છે, પણ શા આધારે તે એ નામ આપે છે તે જણાવતો નથી. ફીરદોસી અને બીજા ફારસી તવારીખ–નવેશો પ્રમાણે એણે સાત વર્ષ ઇરાનની ગાદી ઉપર રાજ્ય કર્યું હતું. પણ ઘણું અજબ જેવું છે કે બુનદેહેશ (બા. ૩૪) માં જ્યાં ઇરાનની ગાદી ઉપર આવી ગયલા હોશંગથી સિકંદર સુધીના બધા પાદશાહોનાં નામ આવે છે અને જ્યાં તેઓનાં રાજ્યોનાં વર્ષ આપે છે, ત્યાં નોદરનું નામ અને કેરેસાસ્પ પાદશાહનું નામ આવતું નથી. બુનદેહેશ પ્રમાણે ત્યારે જાણે એણે રાજ્ય કર્યુંજ ન હતું. વળી બારમાં તુસ્ક ચીદ્રસ્તનો એનતેખાબ દીનકર્દનાં આઠમાં દફતરમાં આપવામાં આવ્યો છે (ઉવેસ્ત, પેહેલવી ટેસ્ટ I પા. ૩૨૯), ત્યાં પણ જે સીલસીલાબંધ હોશંગથી ગુસ્તાસ્પ સુધીનાં નામો આપેલાં જોવામાં આવે છે, તેમાં નોદરનું નામ દીસતું નથી. એ બુનદેહેશના વીચારને ટેકો આપે છે કે નોદર કદાચ ગાદી ઉપર નહિ આવ્યો હોય. પણ ફીરદોસી અને બીજાઓ પ્રમાણે એ ગાદી ઉપર આ-

ળ્યો હતો. ત્યારે એ ફરકનો ખુલાસો સોધવો જોઇએ. ફીરદોસી ઉપરથી માલમ પડે છે કે પાદશાહ નોદર એક ફતેહમંદ રાજા નિવડયો હતો નહિ. ગાદી ઉપર આવતાં તેણે લોકોને નારાજ કર્યાં હતાં. લોકો એનાથી કંટાલી ગયાં હતાં. જ્યારે એને એવા મામલાની ખબર પડી ત્યારે એણે સામને તેડાવી મંગાવ્યો. સામ આવતાં લોકોએ તેને ગાદી આપવા માગી પણ તેણે નીમકહરામ થવા ના કહી નોદરને સારો કારોબાર ચલાવવા સમજાવ્યો. એમ તેણે કરવા પણ માંડયું, પણ તે ઘણું મોડું હતું. કારણ તુરાની પશંગને ઇરાનના માઠા કારોબારની ખબર પડી હતી તેથી તેણે પોતાના બેટા અફ્રાસ્યાબને લશકર આપી ઇરાનપર મોકલ્યો હતો. તેણે કેટલીક લડાઇઓ બાદ નોદરને કેદ પકડયો, અને મારી નાખ્યો, અને ઇરાનની ગાદી ઉપર બેઠો, જે ઉપરથી આખેરે જાલે તેને ઉઠાડી, 'ઝવ' ને બેસાડયો. એ પ્રમાણે ત્યારે એવું દિસે છે કે નોદર એક ખરાબ પાદશાહ નીવડવાથી બુનદેહેશવાળાએ અને ચીહ્રસ્ત નુસ્કવાળાએ ભલા નામીચા ઇરાની પાદશાહોની ટીપમાં એનું નામ આપવાનું મુકીજ દીધુ હોય. જાણે એ ગાદી ઉપર બેઠોજ નહિ હોય, એમ ગણી તેનાં બુરાં રાજ્ય તરફ ધિક્કાર બતલાવવા તેઓએ તેને વીસારી મેલેલો દીસે છે.

હવે એ નોદર એક બુરો પાદશાહ હશે, તેની આડકતરી સાબેતી અવસ્તા ઉપરથી આ મલે છે, કે ફર્વર્દીન યશ્ત, જેમાં અસલી ઇરાની પેશદાદીઅન પાદશાહોનાં ફરોહરોને યાદ કર્યાં છે, તેમાં ગયોમર્દથી સઘળા પાદશાહોનાં ફરોહરોને યાદ કર્યાં છે પણ તેમાં નોદર અને કેરેસાસ્પનાં ફરોહરોને યાદ કર્યાં નથી, કારણ એઓ બેદાદ પાદશાહ હતા. કેરસાસ્પને ફીરદોસી કાંઇ ખરાબ પાદશાહ ચીતારતો નથી. એવું દિસે છે કે ફીરદોસીને એ પાદશાહ વીષેની હકીકત કાંઇ પુરતી મળી નહિ હશે, કારણ એ પાંચ દશ લીટીમાંજ એનું દાસ્તાન પુરૂં કરે છે. માલકમ બીજા તવારીખનવેશોને આધારે જણાવે છે કે કેરેસાસ્પ પણ બુરો પાદશાહ નિવડયો હતો, એટલે સુધી કે જાલેજરને તેને ગાદીપરથી ઉઠાડી મુકવાની ફરજ પડી હતી. ચીહ્રસ્ત નુસ્કનો દીનકર્દનાં આઠમાં દફતરમાં જે ઇનતેખાબ આપવામાં આવ્યો છે, તેમાં પણ કેરેસાસ્પનાં રાજ્યને સીતમી એટલે જુલ્મી ગણ્યું છે (ડા. ઉવેસ્ત, પેહલવી ટેક્ષ્ટ I ૩૨૯). એ ઉપરથી ત્યારે દિસે છે કે નોદર (અને તેની સાથે કેરેસાસપ) ને બુનદેહેશમાં એક પાદશાહ તરીકે શા કારણે નથી જણાવ્યો અને તેનાં રાજ્યનાં વર્ષો શા માટે નથી આપ્યાં. અવસતા યા પેહેલવી પુસતકોમાં (સીવાય કે બુનદેહેશની વંશાવળીમાં) એને વિષે કાંઇ લખાણુ મલતું નથી. ફીરદોસી એનાં રાજ્યનુ કેવું ચિત્ર રજુ કરે છે તે આપણે ઉપર જોયું છે. માલકમ જણાવે છે કે બીજા તવારીખનવેશો એનાં જુલમગાર રાજ્ય વિષે ઘણું બોલી ગયા નથી, કારણ કે એણે તાતાર દેશ ઉપર એક ઘણી નામીચી ફતેહ મેળવી હતી. એ ફતેહે તેની ઝાંખ મારેલી કીર્તિનો જાણે થોડાક બચાવ કીધો હતો. ફીરદોસી એ વિષે કાંઇ જણાવતો નથી.

## ઝવ પાદશાહની હકીકત.

નોજરનાં મરણ બાદ ઇરાનનું તખત ઇરાની પાદશાહ વગર કેટલોક વખત ખાલી રહ્યું, તેથી જાલે કોઇ ઇરાની પાદશાહને તખતપર બેસાડવાનો ઠેરાવ કર્યો. નોજરના બે બેટા હતા. એક તુસ અને બીજો ગસ્તમ. તેણે તેઓને રાજ ગાદીને લાયક ધાર્યા નહિ. તેણે તેઓને પાદશાહી ઓરેહ (ફર) અને અકલ (રાએ) ધરાવતા જોયા નહિ, તેથી તેણે પાદશાહ ફરેદુનનાં ખાનદાનનાં કોઇ બીજા લાયક પુરૂષની સોધ કરવા માંડી. તેમ કરતાં તેને તેહમાસ્પનો બેટો ઝવ લાયક માલુમ પડયો. કારન નામનો ઇરાની સરદાર અને કેટલાક મોબેદો તેની આગળ ગયા અને તેને પાદશાહી ઉપર આવવા જણાવ્યું. તે આવ્યો અને ઇરાનીઓએ તેને ગાદી-પર બેસાડયો. જાલ તેની કુર્નેસ બજા લાવ્યો. તે ઘણા ઇનશાફ સાથ સારી રીતે રાજ કરવા લાગો.

તે રાજ ગાદીએ આવવા પછી ઇરાનના મુલકમાં એક મોટો દુકાલ પડયો. વર્ષાદ તે સાલમાં મુદલ પડયો નહિ. દુકાલથી ઇરાનનો મુલક પણ હેરાન થવા લાગો. એ અરસામાં ઇરાન અને તુરાન વચ્ચે લડાઇ તો ચાલુ હતી, તેથી એક દિવસે અફ્રાસ્યાબે ઝવ ઉપર સુલેહનો પેગામ મોકલ્યો, કે આપણુ વચ્ચેની લડાઇથી દુકાલનું સંકટ વધે છે માટે આપણે સુલેહ કર્યે. તેઓએ મુલકની હદ બાંધી કે જેહુન નદીને એક પાર તુરાનની હદ રહે અને બીજે પાર ઇરાનની હદ રહે. એ ગોઠવણથી સુલેહ થઇ અને ઝવે કેટલાંક વર્ષ સારી રીતે રાજ કર્યું. સુલેહ થવા પછી તુરત દુકાલ નરમ પડવા લાગો અને પાછી આબાદી થાઇ. પછી ઝવ ૮૬) વર્ષની ઉમરે મરણ પાંમ્યો,

## ઝવ પાદશાહ માટે અવસ્તાનો ઇસારો.

એનું અવસ્તાનું નામ ઉજવ (યષ્ટ ૧૩, ફ. ૧૩૧) છે. એને તેહેમાસ્પનો 'ઉઝવ' કહયો છે. પેહલવીમાં પણ એને ઝુબે તુમાસ્પાન કહયો છે. બુનદેહેશ બા. ૩૪–૬) અને હમકારાની આફ્રીનમાં પણ એને જુબે તેહમાસ્પાન કહયો છે. શાહનામામાં એને એજ પ્રમાણે "ઝુવ તેહેમાસ્પ" કહયો છે. ફીરદોસી એને તેહેમાસ્પનો છોકરો કહે છે, તે ઉપરથી અવસ્તાનો તરજુમો કરનારાઓ પણ એને તેહમાસ્પનો છોકરો ગણે છે. પણ એવું દિસે છે કે એ તેહમાસ્પનો છોકરો નહિ હતો, પણ તેહમાસ્પનો કોઇ કુટુંબી હતો અને એ નામથી મશહુર હતો. એ એનું ખાનદાની નામ હોય, કારણ બુનદેહેશ (બા. ૩૪) જયાં બધા પાદશાહોના સને આપે છે, ત્યાં ફકત તેઓનાં નામ દેછે, પણ જયાં એનું નામ દેઇ એનાં રાજયની મુદત પાંચ વર્ષની જણાવે છે ત્યાં એને "ઝુબે તેહેમાસ્પાંન" કરી બોલે છે. વળી જયાં ઇરાંની પાદશાહોની વંશાવળી આપી છે ત્યાં (બા. ૩૧–૩૩) પણ

એને તુમાસ્પાંનનાં નામથી બોલાવી એને મીનોચેહેરનાં છોકરા નોદરનાં એક છોકરા 'અગાઇ મસ્યાક'"નો છોકરો જણાવ્યો છે. દીનકર્દનાં આઠમાં દફતરમાં પણ એને તુહમાસ્પાનન એલકાબથી ઓલખ્યો છે. બુનદેહેશમાં એને ઝબ તેમજ 'અઉઝુબો'નાં નામથી બોલાવ્યો છે. જેમ બુનદેહેશ પ્રમાણે તેમ ફીરદોસી પ્રમાણે એ પાદશાહે પાંચ વર્ષ રાજ કર્યું હતું. એ એક ઘણો પરહેજગાર પાકજાદ પાદશાહ હતો, એમ ફીરદોસી ઉપરથી માલમ પડે છે, જે એની ખોદાશનાસી માટે બોલે છે.

અવસ્તા અને બુનદેહશ ઉપરથી એને કોઇ ફરજંદ હોય એવું દિસ્તું નથી, પણ ફીરદોસી બે ઠેકાણે એને ત્યાં કેર્સાસ્પ નામનો એક છોકરો જણાવે છે, જે એની પછી ગાદીપર બેસે છે. કેરશાસ્પનાં રાજની શરૂઆતમાં તે એ બાબે બોલે છે.

બુનદેહેશ (બા. ૩૧–૨૪) એને માટે કહે છે કે એણે કવાદ (કએકોબાદ) ને એક નદી કાંઠેથી ઉંચકી લેઇ પાલી પોશી ઉચાર્યો.

## કેરસાસ્પનું રાજ્ય.

ઝવનો કેરસાસ્પ નામનો બેટો હતો. તે હવે ઇરાનની ગાદીએ બેઠો. અફ્રાસીઆબને ઝવના મરણની ખબર પડી કે તે જેહુન નદી ઓલંગી રએ તરફ આવ્યો. તેના બાપ પશંગે તેના તરફ ઘણું થંડું દીલ દેખાડયું, કારણ કે તેણે પોતાના ભાઇ અગ્રેરસને મારી નાખ્યો હતો. પશંગ તેથી પોતાના બેટા અફ્રાસીઆબ ઉપર ઘણો ગુસ્સે હતો. તેથી અફ્રાસીઆબ આગળ વધ્યો નહિ.

૯ વર્ષ રાજ્ય કરી કેરસાસ્પ પણ મરણ પામયો, એ અરસામાં પશંગ પોતાના બેટા અગ્રેરસનાં મરણનો કેટલોક ગમ વીસરી ગયો હતો. તેથી તેણે હવે અફ્રાસીઆબને કેરસાસ્પનાં મરણની તક હાથ ધરી ઇરાનપર હુમલો લઇ જવા કહયું.

ઇરાનીઓને એ બાબેની ખબર પડતાં તેઓએ જાલેજરને એ હકીકતથી વાકેફ કર્યો અને ઇરાનની ગાદી પાછી ખાલી પડવાથી અને હવે તુરાનીઓએ હુમલો કરવાથી કોઇ ઉપાય લેવાને તેને કહયું. જાલેજરે કહયું કે "હવે હું મોટી ઉમરે પોંચ્યો છું, તેથી મારો બેટો રૂસ્તમ, જે હવે ભર જવાન થયો છે, તેને હું લડાઇમાં મોકલવા માંગું છું, તેને માટે હું એક લાયક ઘોડાની ખોલમાંછું, કારણ કે કોઇ આરબ ઘોડો તેને સવારી આપવામાં પુરતો નથી."

ઇરાનના ત્રણ પાદશાહો—નોજર ઝવ અને કેરસાસ્પ—ના રાજ્યોની ઉપલી હક હકીકત આપણે ઉપર જોઇ છે કે તેથી હવે પછીનો વખત, જેમાં રૂસ્તમ પહેલવાન આગેવાન ભાગ લે છે તેની હકીકત બરાબર સહમજ પડે. ઉપલાં ત્રણ રાજ્યના અમલમાં રૂસ્તમનું કોઇ ખાસ પ્રાકર્મ યા અગતનું કામ આપણે જોતા નથી. એ રાજ્ય પછી જાલ પોતાની વધતી જતી વયને લીધે તેને વધુ બહાર પાડે છે.

# અફ્રાસીઆબ સાંમે લડાઇ ઉપર જવા કાજે રખશ ઘોડો મેળવવો.

પછી જાલે પોતાનાં બેટા રૂસ્તમને કહયું કે "મારા પીલતન બેટા! તારી હજુર એક રંજભર્યું અને લાંબું કામ આવી પડ્યું છે, તેથી તારી ઉંઘ અને તારો આરામ કમી થશે. હું જાણું છું કે હજુર તારા હોઠ ઉપરથી દુધનો વાસ આવે છે. તારૂં દેલ નાજ અને ખુશી શોધે છે. પણ કરવું કેમ? હાલ કોઇ એશ-આરામની મીજલશનો વખત નથી. હું વિચાર કરૂં છું કે તુંને શેરો અને બહાદુર મરદોની લડાઇમાં હું કેમ મોકલું? તું એ બાબે શું કહે છે? તું શું કરવા માંગે છે?" ત્યારે રૂસ્તમે નીચે પ્રમાણે પોતાનાં બાપને જવાબ દીધો:—

### રૂસ્તમનો બાપને લડાઇપર જવા માટે જવાબ.

બોલ્યો એમ રૂસ્તમ કે "અએ નામવર! કીર્તીને સાધનાર નામદાર પદર!
દિસેછ કે વિસર્યોછ આગળી તું વાત કે બાંધીતી કેમ મેં લડાઇની બાથ?
સેપન્દનો કીલ્લો ને હાથી સફેદ શું એઓની લડાઇનાં ભુલ્યો છે ભેદ?
પસંગના બેટાથી બીહું જો હાલ તો નામોશી લાગે મને બહુ કાલ
લડાઇઓ લડવાનો મારો છે વખ્ત નહિ કે બાકથી કરૂં બદ બખ્ત.
શેરો ને મારી બનું હું શેર લડાઇમાં કરૂં દુસ્મનને જેર.
ફક્ત ખાવું ને સુવું એ ઓરતનું કામ નથી તેથી થતાં બુલંદ કાંઇ નામ."

રૂસ્તમનો લડાઇપર જવા માટેનો આવો જવાબ સાંભળી જાલે કહ્યું, કે "તું સેપંન્દ-નો કીલ્લો જીતવાની અને સફેદ હાથીને મારવાની વાત કહે છે, તે ઉપરથી મારે તારા માટે કંઇ ચિંતા કરવી નહિ જોઇએ, એ વાત ખરી છે. પણ અફ્રાસીઆબ ઘણો જોરાવર અને બહાદુર છે. તારી ઉમ્મર નાની છે અને તારો વખત અમન ચમન કરવાનો છે અને નહિ કે મોટી લડાઇઓ લડવાનો; તેથી મને ચિંતા ઉપજે છે. ત્યારે રૂસ્તમે નીચે પ્રમાણે જવાબ દીધો:—

### રૂસ્તમનો બાપને લડાઇપર જવા માટે બીજો જવાબ.

રૂસ્તમે દીધો બાપને જવાબ, "પસંદ નહી કરતો હું આરામ ને ખાબ.
આ મારૂં કદ, આ બાજુ દરાજ, પર અફસોસ જો કરૂં ફકત હું નાજ.
ફીકર નહિ જો લડાઇ થાશે બહુ સખ્ત; ખોદા મારો યાર તો ફીરૂજ મારૂં બખ્ત.
જોશે તું બાપ કે કરૂંછ કેમ જંગ, સવારીમાં લઇ ઘોડો ગુલ રંગ!
મુજ હાથમાં હું ધરાઉંછ વાદલાંની હાર, વરસશે તેમાંથી લોહીની બહુ ધાર.
સળગશે તેમાંથી આતશની આગ, હાથીનાં ઝલશે ને બલશે દેમાગ.

લડાઇનું પેહેરીશ જયારે બખ્તર, જમાનો ધ્રુજશે ત્યારે થર થર.
જો કીલ્લો કોઇ બચશે મારી ચુંગાલ, જો ટકશે તે સાંમે મુજ બાજી ને યાલ,
તો ટકશે તે સામે યંત્ર—હથિઆર, જોઇશે નહીં તેને ધર્મગુરૂ—સરદાર.*
જો નેજો ઉડાવીશ લડાઇને દ્વાર, તો પથ્થર પણ જોશે લોહીની ધાર.
જોઇએ છે મને હાલ ઘોડો બુલન્દ, પકડું હું તેને લેઇ હાથમાં કમન્દ,
લડાઇમાં ધરાવે મુજ મીસાલનું જોર, ધીરજ વેળા કરે નહિ દોર દોર.
ગુર્જ મને જોઇએછ પાહાડ જેવો સખ્ત, દુશ્મનનાં સરને કરે બદ બખ્ત,
કે લશ્કર વિના જયારે કરૂં હું જંગ, લોહી રેડી ફેરવે તે લડાઇનો રંગ."

પોતાના બેટાના આ શબ્દો સાંભળી જાલ ખુશ ખુશ થઇ ગયો અને પોતાનો જાન પોતાના બેટાને આપી દે તેમ કરવા લાગ્યો. પછી તેણે તેને કહ્યું કે "બેટા! હું તુંને મારા બાપ સાંમનો ગુરૂજ હવાલે કરીશ, કે જે ગુરૂજથી તેં બચપણમાં સફેદ હાથીને માર્યો હતો, અને જે ગુરૂજ મેં તેની યાદની નિશાણી તરીકે જાળવી રાખ્યો છે." એમ કહી તેણે તે ગુરૂજ મંગાવ્યો. તે ગુરૂજ અવલમાં સામના બાપ કેરેસાસ્પનો હતો, અને બાપ પછી દીકરાને, એમ એક પછી એક ઉતરી આવ્યો હતો. રૂસ્તમ તે ગુરૂજ જોઇને ખુશી થયો†. પછી પોતા માટે ઘોડો માંગ્યો.

## રૂસ્તમે રખશ મેળવવાની હકીકત

પછી જાલે જાબુલસ્તાંનમાંથી પોતાના ઘોડાઓ મંગાવ્યા અને કાબુલથી પણ કેટલાક ઘોડાઓ મંગાવ્યા. તે સર્વે ઘોડાઓ એક પછી એક રૂસ્તમ આગળથી પસાર કીધા, અને તેઓમાંથી જેઓ ઉપર સગનવંતી પાદશાહી નિશાણીઓ હતી તેઓની તે નિશાણીઓ તેને સમજાવવામાં આવી. રૂસ્તમે સર્વ ઘોડાઓની કમર પર હાથ મેલી તેઓને દાબી જોયા. તેઓ કમરમાંથી તેનાં જોરે વાંકા વળી જ-

* "નેગેહબાંત ન બાયદ વરા જાસલીક." શાહનામાનો અંગ્રેજીમાં તરજુમો કરનારા ઉવોર્નર ભાઇઓ આ બાબતને એક પાછળી બાબત આગળીને લાગુ પાડવા (anachronism) નો દાખલો ગણે છે અને કહે છે કે પાછળા વખતમાં રોમનો સાથની ઇરાનીઓની લડાઇમાં ખીસ્તી ધર્મગુરૂઓ (જાસલીક) કીલ્લાઓની સરદારી લેઇ ઇરાનીઓ સામે લડતા તેનો એ અશારો છે. પણ એવું દિસે છે કે ફીર્દોસીની શબ્દ–રચના એ પાછળા બનાવનાં વર્ણનની ભાષા પરથી લીધી છે. ધર્મગુરૂ વર્ગનાં પુરૂષો આગળના વખતમાં પણ જરૂર વખતે લડતા હતા. કેટલાક પાદશાહો તો મોબેદ અને પાદશાહ બેઉ હતા.

† રૂસ્તમનો ગુરજ, જેને ફીર્દોસી કોઇ વખત "ગાવ્યાંની ગુરૂજ" કહે છે, તે મશહૂર થયલો છે. તેનું વજન અતી ઘણું હતું. શાર્દાંએ (Chardin) કહે છે તેમ, રૂસ્તમનો ગુરૂજ તેટલોજ જાણીતો હતો, કે જેટલી ઓર્લાન્ડની દયુરન્ડલ તલવાર જાણીતી હતી. યુરોપની વાર્તાઓમાં ઓર્લેન્ડ (Orlande) નામના એક પેહેલવાનની વાર્તા છે, કે જે ધણીએ શાર્લામેનના વખતમાં કેટલાંક પ્રાક્રમો કર્યાં હતાં. જેમ રૂસ્તમનો ગાવ્યાની ગુરૂજ અલબુર્જ પહાડનાં ટુકડા કરતો, તેમ ઓર્લેન્ડની દયુરન્ડલ તલવાર એક ઝટકાથી પીરેનીઝ પહાડનાં ટુકડા કરતી. એ તલવારનું દયુરન્ડલ (Durandal) નામ અસલમાં ફ્રેંચ **aur en diable (hard as the Devil)** એટલે "દેવ જેવી સખ્ત" હતું.

તા હતા. તેથી તેઓ રૂસ્તમને પસંદ પડયા નહિ. જાબુલ તરફના ઘોડાઓ પછી કાબુલના ઘોડાઓ તેની આગળથી પસાર કરવામાં આવ્યા. તેઓમાંના એકની છાતી જાણે શેરની છાતી હોય તેવી હતી. તેનાં કાન આબદાર ખંજર જેવા હતા. તેનું માથું અને હાથ ફરબે અને ભરાયલાં હતાં. તેની પછવાડે તેનું એક બચ્ચું તેનાં કદનુંજ ચાલતું હતું. તે બાળક ઘોડાનું માથું અને છાતી પણ પેલી માદા જેવાંજ હતાં. તેની આંખો સીહા અને તેની પુછડી ઉંચી કરેલી હતી. તેની ખરી પોલાદ જેવી હતી. તેનાં શરીરપર જાફરાનની ઉપર ગોલાબનો રંગ હોય તેવા રંગના દાના હતા. તેની આંખ એવી તીક્ષણ હતી કે કાળાં સુવાળાં કપડાં (પલાસ) ઉપર એક બારીક કીડી હોય તો તે અંધારી રાતે બે ફરસંગથી જોઇ શકે.[1] તે કાવ-

---

૧ અસલી ઇરાંની ઘોડાઓની તીક્ષણ નજર બાબે આપણને અવસ્તા અને પેહલવી પુસ્તકોમાં પણ એશારા મળે છે. બેહરામ યસ્ત (ક. ૧૩) માં બેહરામ યજદની જોવાની શક્તિ માટે બોલતાં કહે છે, કે ઘોડા (હીત) ની માફક અંધારી રાતે તેની દુર જોતી નજર દુર વેર જાય છે (યામ હે દરએ-સુકેમ. દઈરે ફ્રઝવઇતિ હિતહે તાંથરયાંમ અઇપિ ક્ષપનેમ). એજ યસ્ત (ક. ૩૧) માં બેહરામ યજદનાં ગુણોમાં એક ખાસ ગુણ, "દુર નજર કરવાની શકિત જે ઘોડો ધરાવે છે" (અઓઅ્ચ સુકેમ યિમ બરઇતિ અસ્પો અર્ષ) તે જણાવે છે. તે શકિતની વીગતમાં ત્યાં કહે છે કેઃ—

"યો ત્રાંથરયસ્ચિત હચ ક્ષફનો અવક્ષઇત્યાઓ અઇવિ—અબ્રયાઓ અસ્પએમ વરેસેમ જેમાધ સયનેમ વએનઇતિ કતારો અગ્રવો વા બુનવો વા" એટલે "અંધારી, કાંઇ પણ નજર નહિ પડે તેવી વાદળાંથી ઘેરાયલી રાત્રે ઘોડાનો બાલ જમીનપર પડેલો (હોય) ત્યારે કયો માથાં આગળનો અને કયો પુછડી આગળનો (અથવા કયો ભાગ જડ આગળનો અને કયો ભાગ સેવટનો) તે જોઈ શકે છે."

દીન યસ્તમાં પેગામબર જરથોશ્તની ભલી શકિતઓનું વર્ણન કરતાં તેની એક શકિત દીર્ઘ દ્રષ્ટિ અથવા દુર જોવાની દ્રષ્ટિ, માટે બોલવામાં આવે છે. ત્યાં તે શકિતને ઘોડાની શકિત સાથે સરખાવવામાં આવે છે. ત્યાં કહે છે કે (ક૦ ૧૦): અઓઅ્ચ સુકેમ યિમ બરઇતિ અસ્પો અર્ષ; યો તાંથરયસચિત હચ ક્ષફનો વારેન્ત્યાઓ સ્નએજિનત્યાઓ સ્રસચિનત્યાઓ ફ્રયંઘહવઇત્યાઓ યો નઓઅ્યાચિત હચ ક્ષથરયાત અસ્પએમ વરેસેમ ઝેમાત અવઓઇરિથેનતેમ વએનઇતિ કતારો અગ્રવો વા બુનવો વા." અર્થ—તે જોવાની શકિત, કે જે તે ઘોડો ધરાવે છે, કે જે અંધારી, વર્ષાદ, બરફ, કરાં અને ધુમસ પડતી રાતે નવ શેહરોના તફાવતથી ઘોડાના બાલને જમીન ઉપર પડેલો જોય છે અને માથાં આગળના કયા (બાલ) અથવા પુછડી આગળના કયા તે પારખી શકે છે."

નામીચા ઈરાની ઘોડાઓ અંધારી રાત્રે પણ પોતાનો ખરો માર્ગ સોધી કાઢે છે, તે બાબે સર હેનરી લેઅર્ડ પોતાની ઈરાનની મુસાફરીની ચોપડી (Early Adventures in Persia, Susiana and Babylonia"—p. 291) માં નીચે પ્રમાણે જણાવે છે—

**We had to find our way through narrow and tortuous lanes to the "mosif" of Mustafa Kuli Khan's......But how were we to discover it, with no one to guide us in the darkness? Whilst we were hesitating—one of the Arabs remembered that the mare he was riding had been with him two years before, when he had passed several days in Mustafa Kuli Khan's house. He was convinced that she would find it again, and giving the animal her halter, went before us. She picked her way carefully, stopping every now and**

તમાં હાથી મીસાલે અને ઉંચાઇમાં એક ઉંટ મીસાલે અને જોસમાં બીસતુન (બેહીસ્તુન) નાં પહાડનાં શેર જેવો હતો. રૂસ્તમે એ ઘોડાને જોયો કે, તેને તેનાં ટોલાંમાંથી પકડવાને, તેનાં ઉપર નાખવા કાજે, પોતાની કમન્દ તૈયાર કીધી. ત્યારે તે ઘોડાનાં ટોલાંનાં નેગેહબાને કહ્યું કે "ઓ પેહેલવાન! કોઇનો ઘોડો તું ના લે." રૂસ્તમે કહ્યું કે "ત્યારે એ કોણનો ઘોડો છે? તેની જાંગ ઉપર કાંઇ નિશાણી નથી." પેલા નેગેહબાને જવાબ દીધો કે "એના માલેકની નિશાણી માટે તું ના પુછ. એ ઘોડા માટે તો તરેહવાર વાત છે. અમો એ ઘોડાને 'રખશ' કહે છિએ. તે ખુબીમાં આબ મીસાલે અને જોશમાં આતશ મીસાલે છે. એનો માલેક કોણ છે તે અમે જાણુતા નથી. અમે તો એને "રૂસ્તમનો રખશ" કહે છિએ. ત્રણ વર્ષ થયાં એ જીન નાખવા લાયક બન્યો છે અને ઘણાક મોટાં માણસોની નજરમાં એ પસંદ આવ્યો છે. પણ જયારે કોઇ સવાર તેને પકડવા કાજે કમન્દ નાખતાં તેની ચાલ જોએ છે કે તે એક શેરની માફક જોશમાં આવે છે. ઓ જેહાનના પેહેલવાન! અમો જાણુતા નથી કે એમાં શું ભરમ છે. ઓ હુસ્યાર મરદ! તું એનાથી દૂર રહે અને એ અઝદાહ (સમાન જાનવર) આગળ ના જા, કારણ કે આ ઘોડો જયારે જોશમાં આવે છે ત્યારે શેરનું દેલ અને વાઘનું ચામડું ચીરી નાખેછે."

રૂસ્તમે જયારે આ સુખન સાંભળ્યા ત્યારે કમન્દ પટકીને ઘોડા ઉપર નાખી. તુરત તેની માતા–ઘોડી એક જીઆંનગાર હાથી માફક રૂસ્તમ સામે દોડી આવી કે તેને દાંતમાં પકડી ચીરી નાંખે. રૂસ્તમે એક એવો તો પોકાર માર્યો કે પેલી ઘોડી ઘભરાઇ ગઇ. પછી રૂસ્તમે તેનાં માથાં ઉપર અને ગરદન ઉપર એવી તો મજબુત મુકકી મારી કે તેણી ધ્રુજતી ખાકમાં પડી. તે પાછી ઉઠી અને સેતાબ ત્યાંથી નાસીને પોતાનાં ટોલાંનાં બીજા ઘોડાઓ તરફ જતી રહી. પછી રૂસ્તમ ઉસ્તવાર ઉભો રહયો, અને પેલા નાના ઘોડા પર પોતાની કમન્દ મજબુત નાખીને તેને પકડયો, અને તેને તપાસવા પોતાનો હાથ તેની પીઠ પર મજબુત દાબ્યો. તે રખશની પીઠ બીજા ઘોડાઓની માફક મુદલ મરડાઇ નહિ. જાણે રૂસ્તમનો હાથ તેને લાગોજ નહિ હોય તેમ તે ઉભો રહ્યો. ત્યારે રૂસ્તમ બોલ્યો કે "આ ઘોડો મારે બેસવા લાયક છે. હવે એવા સરસ ઘોડા સાથે શું કરી બતલાવવું તે મારૂં કામ છે."

રૂસ્તમ પોતા માટે ઘણો મજબુત ઘોડો સોધતો હતો, કારણ કે, કહે છે કે, તેનું આંગ ઘણું મોટું હતું, અને સાધારણ ઘોડાઓ તેનો ભાર ખમી શકતા નહિ હતા. એ બાબે ફીરદોસી રૂસ્તમ સોરાબનાં દાસ્તાનમાં કહે છે કે, પોતાનું આંગ

---

**then, as if to consider the turning she would take, when, at length, after traversing more than half the town, she stopped before an arch-way closed by a massive door. Her rider at once recognized it as that of Mustafa Kuli Khan's house."**

પોતાને ઉચકવાનું જ્યારે ભારી પડ્યું, અને પોતે પોતાને એક બોજા સમાન દિસવા લાગ્યો, ત્યારે રૂસ્તમે એક દહાડો ખુદા પાસે દુઆ ગુજારી કે, તેનું આંગ ઓસરે અને તેનો ભાર કમી થાય. કહે છે કે ખુદાતાલાએ તેની અરજ કબુલ કરી, અને પાછળથી તેનું અંગ અને તેનાં શરીરનો ભાર અને તેનું કૌવત કમી થયાં હતાં. જ્યારે સોરાબ સાથ લડતાં પેહેલી કુસ્તીમાં તેણે હાર ખાધી, ત્યારે રૂસ્તમે લડાઇનાં મેદાનમાંથી લડાઇ ખલાશ થતાં એક બાજુએ જઇ ખુદા પાસે પોતાની આગળી હકીકત યાદ કરી પાછું આગળું જોર માગ્યું. કહે છે કે ખુદા-તાલાએ તે આપ્યું, અને તે જોરની બરકતથી બીજી લડાઇમાં રૂસ્તમ સોરાબ ઉપર ફાવ્યો.

હવે રૂસ્તમ આ રખશ ઘોડા ઉપર સવાર થયો, અને તે ઘોડો સેતાબ જવા લાગ્યો. પછી રૂસ્તમે પુછ્યું કે "ઘોડાની કીમત શું છે? મને એની કિમત કોણ કહેશે?" તે ઘોડાના નેગેહબાને કહ્યું કે "જો તું રૂસ્તમ હોય તો એ ઘોડા ઉપર સવાર થા અને ઇરાનની જમીનને રાસ્ત કર. આખો ઇરાંનનો મુલક એની કિમત છે. એનાં ઉપર સવાર થઇ તું આખી દુન્યાને રાસ્ત કરશે (યાને સુધારશે)*. રૂસ્તમ હસ્યો અને જવાબ દીધો કે "ખુદાતાલાના હાથમાં નેકી કરવાનું છે (નેકી જ યઝદાંન સજદ)." રૂસ્તમ એ રખશથી ખુશ ખુશ થઇ ગયો. તે ઘોડો બધી બાજુથી જાણે કંઇ જાદુઇ ચીજ હોય તેવો થઇ પડ્યો (રાસ્ત ગોફ્તી કે જાદુ શુદસ્ત).

# રૂસ્તમનું અફ્રાસીઆબ સાંમે લડાઇમાં જવું.

હવે જાલે પોતાના બેટાને તેને લાયકનો ઘોડો અપાવી અફ્રાસીઆબ, જેણે પોતાના બાપ પસંગના કહેવાથી ઇરાનના પાદશાહ કેરસાસ્પનાં મરણનો લાભ લેઇ ઇરાન ઉપર હુમલો કીધો, તેનાં સામે લડાઇ લઇ જવાની તૈયારી કીધી. જાબુલસ્તાનમાં રસ્તાખેજના દિવસનાં જેવી લડાઇની ગડબડની હોહા ઉઠી રહી; અને જમીન જાણે ગુજરેલાંઓને કેહવા લાગી કે "તમો ઉઠો"[1]. સર્વ લશ્કરે ઇરાન તરફ રએના શહેર ભણી કુચ કરવા માડી. લશ્કરની હરોળમાં જેહાં પહેલ-વાંન રૂસ્તમ હતો. ઇરાન તરફ આવતાં જાલે ઇરાની લશકરના સરદારોને ભેગા કરી કહ્યું કે "આપણ સર્વને એક ગેરલાભ હાલમાં છે. તે આ કે, આપણે માથે

---

* ચુનીન દાદ પાસુખ ગર રૂસ્તમી, બરૂ રાસ્ત કુન રૂએ ઇરાંન જમી
મરીનરા બરો બુમે ઇરાંન બહાસ્ત, બરીન બર તો ખાહી જેહાંન કર્દ રાસ્ત.

(૧) બરૂ આમદ જ જાબુલસ્તાન રસ્તખેજ, જમીન મોર્દેરા બાન્ગ બર જદ કે ખેજ.

વાસે કોઇ પાદશાહ નથી. માટે આપણે એક પાદશાહ મેળવવો જોઇએ. મને એક મોબેદથી ખબર મળી છે કે ફરેદુનની ઓલાદનો એક શાહજાદો એક જગ્યાએ છે; તેને આપણે બોલાવવો જોઇએ."

## રૂસ્તમનું કેકોબાદને અલબુર્જ પહાડ ઉપરથી લાવવું.

પછી જાલે રૂસ્તમને પોતા પાસ તેડયો, અને કહ્યું કે "તું સેતાબ અલબુર્જ પહાડ તરફ જા, અને કેકોબાદને કુર્નેશ બજાવી તેડી લાવ. બે અઠવાડીયામાં તું પાછો ફર. તું તેને જઇને કહે કે, "ઇરાની લશ્કર તુંને બોલાવે છે, અને તારે માટે તખ્ત તૈયાર છે." રૂસ્તમે પોતાના બાપનાં સખુન સાંભળી પોતાની આંખનાં ભવાં જમીનને લગાડયાં, એટલે વાંકો વળી કુર્નેશ બજાવી તેનો હોકમ માથે ચઢાવ્યો અને રખશ પર સવાર થઇ નિકલ્યો. માર્ગમાં તેને તુર્કી લશ્કર મળ્યું, જેણે તેનો રસ્તો બંદ કીધો. રૂસ્તમે ગુરૂજ ઉઠાવી તેઓને વિખેરી નાખ્યા. તેઓ નાહાસીને અફ્રાસીઆબ આગળ ગયા, અને સઘળી હકીકત કહી. અફ્રાસીઆબે પોતાના કલુન નામના સરદારને બોલાવી ફરમાવ્યું કે લશ્કર લઇ ઇરાનીઓ સામે જાય અને તેઓને માર્ગમાં અટકાવે.

હવે રૂસ્તમ અલબુર્જ પહાડ નજદીક જઇ પહોંતો. તે આસરે એક મૈલ દૂર હતો કે તેણે એક સુંદર બાગ વચ્ચે એક મેહેલ જોયો. ત્યાં પાણીને એક કિનારે એક તખ્ત ગોઠવેલું હતું. તેપર એક શાહજાદો બેઠો હતો. તેના દરબારીઓએ તેને આવકાર આપ્યો, અને પોતાની મેહમાનગીરી કબુલ કરવા કહ્યું. રૂસ્તમે જ-વાબ દીધો કે "મારે સેતાબ અલબુર્જ પહાડની ઉપર જવાનું છે કારણ કે ઇરાંની સરહદપર દુસ્મનો આવી પોહોચ્યા છે, અને ઇરાંનનું તખ્ત પાદશાહ વિનાનું થઇ પડયું છે." પેલા દરબારી સરદારોએ કહ્યું કે "તું અમને કહે કે તું કોણને ખોલે છે? અમે આએ જગ્યાનાં નેગેહબાંન છઇએ." રૂસ્તમે કહ્યું કે "કેકોબાદ નામનો ભલો શાહજાદો આ તરફ છે. તે ફરેદુનની ઓલાદનો છે. મને કહો કે તે કયાં છે?" તે દરબારીઓના વડાએ કહ્યું કે "હું કેકોબાદની સઘળી હકીકત જાણું છું, માટે તું અમારાં મકાનમાં આવ, હું તુને સર્વ હકીકત કહીશ." રૂસ્તમ રખશ ઉપરથી હેઠે ઉતર્યો, અને તેઓની સાથે નદીનાં કિનારાપર ગયો, જયાં તખ્તપર પેલો વડો શખ્સ બેઠો. તેણે રૂસ્તમને આવકાર દીધો. એક હાથે તેણે તેનો હાથ પકડયો, અને બીજે હાથે તેણે શરાબની જામ ભરીને બુજોર્ગોની સલામતી લીધી (વ જ. ઉ યાદ મર્દાને આજાદે કર્દ). તેણે એક જામ રૂસ્તમને આપી અને પછી કહ્યું કે "તું કેકોબાદની હકીકત મને પુછે છે. પણ તેં કેકોબાદનું નામ કેમ સાંભ-ળ્યું?" રૂસ્તમે કહ્યું કે "મારો બાપ જાલેજર ઇરાંનના સરદારોનો વડો છે. તેણે મને અહીં મોકલ્યો છે એવું કહીને કે 'કેકોબાદને સોધી કહાડ, અને તેને ઇરાનના પાદશાહ તરીકે

કુર્નેશ બજા લાવ, અને કહે કે ઇરાનનાં સરદારોએ તેને માટે તખ્ત તૈયાર કીધું છે.' માટે તું હવે મને કેકોબાદની ખબર આપ." પેલા જવાને હસીને કહ્યું કે "હું પોતે કેકોબાદ છું" રૂસ્તમે આ સખુન સાંભળી જમીનને બોસો દીધો, અને પોતાની સોનેરી બેઠક ઉપરથી ઉઠી તેને ઇરાનના પાદશાહ તરીકે માન આપ્યું, અને દુઆ દીધી. તે શાહજાદાએ રૂસ્તમના સખુનો ખુશી સાથે સાંભળ્યા, અને પછી શરાબ મંગાવી રૂસ્તમની સલામતી લીધી (બ યાદે તેહમતન બ લબ બર કશીદ). રૂસ્તમે પાદશાહની વળતી સલામતીમાં એક જાંમ નોશ કીધી.

પછી કેકોબાદે કહ્યું કે "મેં એક સ્વપનો જોયો હતો કે બે સફેદ બાજ પક્ષી ઇરાન ભણીથી આવી મારા માથા ઉપર તાજ મેલે છે. એ સ્વપનો ખરો પડયો છે અને તું તે સફેદ પક્ષી બાજ નીવડયો છે." પછી રૂસ્તમ કેકાબાદ સાથે ઇરાન ભણી આવવા નિકલ્યો. માર્ગમાં પેલો તુરાંની સરદાર કલુન, જેને અફ્રાસીઆબે ઇરાનીઓનો માર્ગ બંધ કરવા મોકલ્યો હતો, તેણે તેઓને લડાઇ કરવા અટકાવ્યા. કેકોબાદ પોતે લડવા તૈયાર થયો. પણ રૂસ્તમે કહ્યું કે "એ કામ તારા જેવા પાદશાહનું નથી." એમ કહી પોતે લડવા સામે ગયો. તેણે કહ્યું કે:-

"મનો રક્ષો ગુપાલો બરગસ્તવાન, હમાના નદારન્દ બા મન તવાન.
દેલો ગુર્જો બાજુ મરા યાર બસ, નખાહમ જુઝ ઇઝદ નેગેહદાર કસ"

એટલે, "હું, મારો રખશ, મારો ગુરૂજ, અને મારા ઘોડાનો સાજ, એઓ સાંમે લડવાને તેઓ (દુશ્મન) તાકાત ધરાવતા નથી. મારૂં દેલ, ગુર્જ અને બાજુ, એ મારા મિત્રો છે, એટલે બસ. ખુદા શિવાએ હું કોઇને મારા નેગેહદાર તરીકે માંગતો નથી."

એમ કહીને રૂસ્તમ લડાઇનાં મેદાનમાં ગયો, અને એક સેપાહને ઉંચકી બીજા ઉપર ફેંકયો અને બીજા સેપાહને ત્રીજા ઉપર ફેંકયો. એમ કરી તેણે ઘણુકોને ઉમારી નાંખ્યા. ત્યારે કલુન રૂસ્તમની સામે આવ્યો, અને તેની તરફ નેજો ટાંકયો. રૂસ્તમે તેનાં હાથમાંથી નેજો છીનવી લીધો, અને તેજ નેજો તેનાં શરીરમાં ભોકી કાઢી તેને જીન પરથી ઉંચકી જમીન પર નાંખી તેનાં શરીરમાંથી તે ભોકી કાઢયો. કલુન એ રીતે, એક પક્ષી સોયથી વીંધાઇ જાય તેમ, વીંધાઇ ગયો. પછી રૂસ્તમે તેનાં શરીર ઉપરથી રખસને ચલાવી તેને કચડી નાંખ્યો. આ જોઇને તુરાંની લશ્કર તુરત લડાઇનાં મેદાનમાંથી નાહડું. પછી રૂસ્તમ પોતાનાં લસ્કર સાથ એક પહાડ ભણી ગયો. ત્યાંથી પછી કેકોબાદને જાલ આગલ ગુપચુપ લેઇ ગયો. એક અઠવાડયું જાલ અને ઇરાંની બુજોર્ગોએ કેકોબાદને ગાદીપર બેસાડવાની ગુપચુપ મશવરત કરી, અને પછી તેને ઇરાંનની ગાદીએ બેસાડયો.

## શાહ કૈકોબાદ માટે અવસ્તા પહેલવી પુસ્તકોની હકીકત.

એ પાદશાહને અવસ્તા (ફ્રર્વર્દીન યસ્ત ફ. ૧૩૨, જમ્યાદ યસ્ત ફ. ૭૧) માં કવાત કહયો છે. અવસ્તામાં એને કેઆંનીઓનાં નામોની ટીપમાં પેહલો મુકયો છે. તે (યસ્ત. ૧૩ ફ. ૧૩૨) ઉપરથી અને બુનદેહેશ (બા. ૩૧, ફ ૨૫) ઉપરથી માલમ પડે છે કે તે કેઆનીઅન વંશનો સ્થાપનાર હતો. ફીરદોસી પ્રમાણે પણ જવનાં છોકરા કેરેશાસ્પના મરણ પછી, તેનું કાંઇ ફરજંદ નહિ હોવાથી, એને એક પહાડ ઉપરથી લાવી ઇરાનનું રાજ્ય આપ્યું હતું. હવે એ પાદશાહ કોણનો છોકરો હતો, તે નહિ અવસ્તા, બુનદેહેશ કે શાહાનામાં ઉપરથી માલમ પડતું. અવસ્તામાં ફ્રર્વર્દીન યસ્તમાં જેમ ઘણાકોનાં નામની સાથે લખે છે, કે "ફલાંનાનો ફલાનો", તેમ એના નામ સાથે કોઇ શબ્દો નથી. બુનદેહેશમાં એનાથી કેઆંનીઅન વંશ શરૂ કીધું છે, તેથી એ કોણનો છોકરો તે ત્યાં જણાવ્યું નથી. શાહાનામામાં ફકત એટલુંજ જણાવ્યું છે કે એ ફરેદુનના વંશનો હતો, પણ તે કોણનો છોકરો તે જણાવવામાં આવ્યું નથી. કેરેશાસ્પનાં મરણથી ઇરાનનું ખાલી પડેલું તખ્ત લેવા માટે રૂસ્તમ તેને તેડવા જાય છે, ત્યાં પણ તે પોતે પોતાને ફરેદુનની તોખમનો જણાવે છે. અને કહે છે કે હું મારી તોખમ અને મારી પેહેડીનાં સઘળા નામો જાણું છું, પણ તે નામ જણાવતો નથી. તે પોતાને ફરેદુનનાં વંશનો જણાવે છે જો કે અવસ્તા, અને બુનદેહેશ તેનું વંશ પણ જણાવતાં નથી.

દાદેસ્તાને દીની (બા. ૨૭, ફ. ૩૧) ફકત એટલુંજ જણાવે છે, કે તે એક કીર્તિવાન ખાનદાનનો હતો. એ પ્રમાણે અવસ્તા, પેહેલવી કે શાહનામાં ઉપરથી તેનાં બાપનું નામ મળતું નથી. હવે બુનદેહેશ ઉપરથી દિસે છે કે એને એના જન્મ વખતે એનાં માએ બાપે તજી દીધો હતો અથવા કોઇ કારણથી તે તેઓથી બાળપણમાં છુટો પડી ગયો હતો. એ કેતાબ (બા. ૩૧, ફ. ૨૪) પ્રમાણે તેને એક કપડામાં વિંટાળી કોઇએ નદી કાંઠે છોડી મેલ્યો હતો. ત્યાં તે થંડીમાં અકડી ગયલો પડી રહયો હતો. ત્યાંથી તેને ઉંચકી લાવવામાં આવ્યો, અને પાળી પોષી મોટો કરવામાં આવ્યો, અને તેને કોબાદ નામ આપવામાં આવ્યું.

હવે શાહનામું બુનદેહેશના એ વર્ણનને સીધો ટેકો આપતું નથી, પણ આડકતરી રીતે દેખાડે છે કે, તેનાં જન્મ વખતે કોઇ એવો અસાધારણ બનાવ બન્યો હશે, કારણ કે તેને અલબુર્જ પહાડનાં કોઇ એકાંત વાસમાં રેહેતો જણાવ્યો છે, જ્યાં તે આગમચથી એક સ્વપનો જોય છે કે, એક પક્ષી આવીને તેના માથા ઉપર તાજ મેળે છે. વળી તેનું મકાન અને મીજલસની જગ્યા પણ એક નદીને કિનારે છે.

# કૈકોબાદનાં રાજયનાં અમલમાં રૂસ્તમની અફ્રાસીઆબ સાથે લડાઇ.

કૈકોબાદને ખોળી કહાડી જેહાં પેહેલવાંન રૂસ્તમ તેને ઈરાંન લાવ્યો અને ઇરાનની ગાદી ઉપર બેસાડયો. આગળા થોડાક નબળા પદશાહોના વખતમાં તુરાને અવારનવાર ઈરાન સાંમે જંગ મચાવ્યું હતું, માટે હવે ઈરાની સરદારોએ શાહ કૈકોબાદને તુરાંન સાંમે લડાઇ ઉઠાવવા અર્જ કરી. શાહે તે અર્જ કબુલ રાખીને લડાઇ ઉઠાવી અને જેહાં પેહેલવાન રૂસ્તમે લડાઇનું બખ્તર પેહેડયું. કારન કેશ્વાદ, ખર્રાદબુર્જીન, ગસ્તમ અને કાબુલનો રાજા મેહરાબ તેની સાથે સામેલ થયા. જાલેજર અને શાહ કૈકોબાદ લડાઇના મેદાંન તરફ નિકલ્યા અને કાવેહાની ઝુંન્દો ઉડતો થયો. ઈરાન અને તુરાનનાં લશ્કરો સામસામાં આવ્યાં, કે લડાઇ શરૂ થઇ. શરૂઆતમાં ઇરાંની સરદાર, કારને તુરાંની સરદાર શમશાર સાથે હાથોહાથ લડાઈ કરી તેને મારી નાંખ્યો.

પછી જવાંન રૂસ્તમ પોતાના પિતા જાલ આગલ ગયો અને કહયું કે "મારા પિતા! મને અફ્રાસીઆબ કયાં છે તે દેખાડ. મને તે બુરો આદમી કયાં છે તે જણાવ કે હું આજે તેને પકડીને જમીન ઉપર ઘસડતો ઘસડતો અહિં લઇ આંઉં." જાલે અફ્રાસીઆબની જગ્યા અને તેનાં પોષાક, બખ્તર વિગેરેની નિશાણી આપી અને કહયું કે "બેટા! તું એનાથી ખબરદાર રહેજે, સબબ કે એ બહાદુર લડનાર છે." રૂસ્તમે બાપને સધ્યારો આપ્યો કે તેણે તેને માટે કાંઇ ફીકર કરવી નહિ. ખુદા તેનો યાર હતો અને તેની તલવાર અને તેની બાજુ તેના કિલ્લા સમાન હતી.

પછી રૂસ્તમ ઘોડો દપતાવતો તુરાની લશ્કર ઉપર હુમલો લેઇ ગયો. તેને જોઇને અફ્રાસીઆબ, જેણે આગળ રૂસ્તમને જોયો નહિ હતો. તેણે પોતાના સરદારોને પુછ્યું, કે તે કોણ ઇરાની સરદાર હતો. તેઓએ અફ્રાસીઆબને જણાવ્યું કે તે જાલેજરનો બેટો રૂસ્તમ હતો. તેમ જાણતાં અફ્રાસીઆબ ઘોડો દપતાવી તેની સાંમે ગયો. રૂસ્તમે પેહેલે તેને મારવા પોતાનો ગુર્જ પોતાનાં ઘોડાનાં જીન ઉપરથી ઉઠાવ્યો, પણ તુરત તે વિચાર માંડી વાળી તેણે તે પાછો મેલી દીધો, અને હાથ લાંબો કરી અફ્રાસીઆબને તેનાં કમરબંદમાંથી પકડી ઘોડાના જીન ઉપરથી સેતાબ ઉઠાવી લીધો. તેણે એમ તેને ઉંચકી શાહ કૈકોબાદ આગળ લઇ જવાનો વિચાર કર્યો, પણ તેટલાંમાં અફ્રાસીઆબનો કમરબંદ જે પકડી રૂસ્તમે તેને ઘોડાના જીન ઉપરથી ઉઠાવ્યો હતો, તે તુટી ગયો તેથી અફ્રાસીઆબ નીચે જમીન ઉપર પડયો અને રૂસ્તમના હાથમાંથી છુટો થઇ ગયો. આ જોઇ તુરાની લશ્કર

અફ્રાસીઆબના બચાવ અર્થે સેતાબ તેની આગળ દોડયું અને તેને ઘેરી લીધો. એવી ગડબડમાં અફ્રાસીઆબ તુરત લડાઇના મેદાંનમાંથી નાહઠો અને પછી થોડીક વારમાં લડાઇ કરવાનું તદન મેલી દઇ પોતાના જાનની સલામતી ખાતર જંગલ ભણી નાહઠો, અને પોતાનાં લશ્કરને તેના નસીબ ઉપર મેલી દીધું. બીજા હાથ ઉપર રૂસ્તમ પસ્તાવા લાગો કે એમ જીન ઉપરથી ઉંચો ઉઠાવવાને બદલે તેને પકડીને કમરબંદથી બાંધ્યો હતે તો સારૂં. એ અરસામાં શાહ કૈકોબાદને જંગનાં મેદાનમાં જે બન્યું તેની ખબર પડી. તે ખબર જાણીને તેણે તુરત ઇરાની લશ્કરને તુરાની લશ્કર ઉપર હુમલો કરવાને ફર્માવ્યું. શાહ પોતે, જાલેજર, અને કાબુલનો રાજા મેહેરાબ પણ લડવા મેદાંન પડયા, અને તુરાની લશ્કર ઉપર હુમલો લેઈ ગયા. રૂસ્તમ પોતે પણ તુરાની લશ્કરને મારવા લાગ્યો. પોતાના બેટાની દલેરી જોઇ જાલનું દેલ ઘણું ખુશ થયું. તુર્કી લશ્કરે ઇરાની બાજીઓની[1] આ પ્રકારની દલેરી જોઇ દામગાન તરફ નાહસવા માંડયું, અને ત્યાંથી જેહુન નદી તરફ ગયું. ઈરાની લશ્કરે મોટી લુટ હાથ કીધી અને ઘણાક તુરાનીઓને બંદીવાન કર્યા. પછી સર્વ ઇરાની સરદારો શાહ કૈકોબાદ આગળ ભેગા મલ્યા. શાહે રૂસ્તમને પોતાનાં એક હાથ ઉપર બેસાડી માન આપ્યું અને પોતાનાં બીજા હાથ ઉપર જાલેજરને બેસાડયો.

આ હાર, જેમાં, કહે છે કે, રૂસ્તમ અને તેના લશ્કરને હાથે એક લાખ સાહાથ હજાર તુર્કીઓ માર્યા ગયા હતા, તે પછી અફ્રાસીઆબ પોતાના બાપ આગળ પાછો ફર્યો. તેણે બાપને કહયું કે, "પેહેલું તો આ કે તારે ઇરાનીઓને આપેલું વચન તોડી તેઓ સાથે લડાઇ સોધવી જોઇતી હતી નહિ. બીજું એરચનાં ખાનદાંનના પુરૂષોથી દુન્યા ખાલી થઇ નથી. એક ધણી મરણ પાંમે છે તો બીજો નિકલી આવે છે. હવે કૈકોબાદ રાજગાદી ઉપર આવ્યો છે અને કીનો સોધે છે. સાંમનાં ખાનદાંનમાંથી રૂસ્તમ નિકલી આવ્યો છે. તે પહાડો અને ખીણોમાં ફરી વળે છે, અને ગુરૂજ અને તલવાર ઉઠાવે છે. મારો જાન તેને મનથી એક મુથ્થી ધુલની માફક પણ ન હતો. તેણે મને એક માખની માફક ઉઠાવી લીધો. મારા ગમે તેવા જોર અને કૌવત છતાં હું તેનાં હાથમાં એક માખ માફક હતો. તે જાણે પથ્થર અને લોખંડનો બનાવેલો છે, કારણ કે તેના પર પડતા ગુરૂજના ફટકા તેના ઉપર કાંઈ અસર કરતા નથી. તેની હજુરમાં એક દર્યો યા એક પહાડ બીસાદ વિનાના થઇ પડે છે, તેની આગળ એક હાથી, અને એક સિંહ બીસાદ વિનાના છે. લડાઇ તેને મનથી રમત છે. હવે તારે તેની પાસે સુલેહ માંગવી જોઇએ. તું જાણે છે કે કોઇથી કાંઇ જાણવા કરતાં પોતે નજરે જોવું વધારે સારૂં છે. ખાલી સાંભળવામાં કાંઇ સાર નથી[2] (એટલે હું આ સર્વ મારા પોતાનાં જાતી અનુભવથી કહું

---

૧ બેરફ્તન્દ તુર્કાન ઝે પીશે બેગાન, કશીદન્દ લશ્કર સુયે દામગાન.

૨ તો દાની કે દીદન બેહ અજ આગાહીસ્ત, મીઆને શનીદન હમીશે તહીસ્ત.

છુ). આ લડાઇમાં કેસ્વાદ, બાર્માન, ખજરવાન, શમાસાસ અને કારન જેવા આપણા નામીચા સરદારો માર્યા ગયા છે. મારે હાથે ભલો અગ્રેરસ માર્યો ગયો છે. તેની સજાનો બદલો જાણે હું જોઉછું."

## પસંગે કૈકોબાદ પાસે સુલેહ માંગવી.

પોતાના બેટા અફ્રાસીઆબથી ઇરાની લશ્કરને હાથે મલેલી આ હારની નાઉમેદીભરી ખબર સાંભળી પસંગે સુલેહ કરવાનો વિચાર કર્યો અને એક સવારને પોતાની પાસે બોલાવી તેને એક નામુ શાહ કૈકોબાદ ઉપર આપ્યું. તે નામુ અરતંગના[1] જેવું હતું. એ નામામાં પસંગે લખ્યું કે "હવે તું કૈકોબાદે તુરાન અને ઇરાન વચેનો એરચનાં ખુનથી બરપા થયલો ઝગડો ભુલી જવો જોઇએ. જો તુરે એરચને મારી નાખી કજીઆનું બી રોપ્યું હતું તો મીનોચેહરે તેનો પુરતો કિનો લીધો છે, માટે હવે આપણે ફરેદુને જે વાટણી કીધી હતી તે વાટણીને વળગી રહી તે મુલકો ઉપર અમલ કરી સંતોષ પકડયે." પસંગના કાસદે એ નામું શાહ કૈકોબાદ આગળ રજુ કીધું. શાહે તે વાંચ્યું અને જવાબ વાળ્યો કે "અમોએ આ લડાઇ બરપા કરી નથી. પણ તું અફ્રાસીઆબે બરપા કરી છે. તેં નોદરને મારી નાખ્યો અને પછી અગ્રેરસને મારી નાખ્યો.[2] તે છતાં તું સુલેહ માંગે છે તો હું તે આપું છું."

આ મુજબ સુલેહ થવાથી શાહ કૈકોબાદ પોતે ખુશી થયો. પણ રૂસ્તમે તેને કહયું કે "ઓ પાદશાહ! આ સુલેહથી તું નિરાંત રહેતો ના. એ તો મારા ગુરૂજથી બીહીને તેણે હાલ સુલેહ શોધી છે." શાહ કૈકોબાદે કહયું કે "પશંગ પણ ફરેદુનનો નબીરો છે. હાલ તેણે સુલેહ શોધી છે તો આપણે તે આપવી જોઇએ." પછી શાહ કૈકોબાદે રૂસ્તમને જાબુલસ્તાનથી સિંધની નદી સુધીનો મુલક જાગીર તરીકે આપ્યો. સીસ્તાંનના કુલે મુલકની પાદશાહી તેને સોંપી. એમાંથી કાબુલના મુલકની હાકેમી મેહરાબને સોંપી. પછી રૂસ્તમ અને જાલને ઘણીક ભેટ સોગાદો બખશી. પછી શાહે ઇરાંની સરદારો કારન, કેસ્વાદ, ખર્રાદ બુર્જીન અને પોલાદને કેટલીક ભેટ સોગાદો આપી. ત્યાર પછી શાહ કૈકોબાદ ફાર્સસ્તાનનાં મુલકમાં ઇસ્તખર ભણી ગયો અને ત્યાંના મેહલમાં તખ્તપર બેઠો અને પ્રનસાફથી રાજ કરવા લાગ્યો. તેણે ગરીબો માટે જાહેર કર્યું કે જેઓ પાસે ખોરાકનાં પુરતાં સાધણો નહિ હોય તેઓ તેની દરબારમાંથી તે મેળવે.[3]

---

૧ અરતંગ તે માનીનો ધર્મસ્થાપનાર માનીનાં ઘરનું અને તેનાં પુસ્તકનું નામ છે. એ ધણી અસલમાં ઘણો સરસ ચિતારો હતો. તેના પુસ્તકો ચિત્રોથી ભરપુર હતાં, તેથી અહીં અર્થ કે "અરતંગ જેવો પત્ર" એટલે કે સુંદર ચિતારોથી સીંગારેલો પત્ર.

૨ યશ્તોમાં શાહ કએખુસુરૂ પણ અગ્રેરસનાં ખુનનો અફ્રાસીઆબ ઉપર કિનો લેવાની મરજી જાહેર કરે છે.

૩ ચેરાગાહે શાન બારગાહે મનસ્ત, હરાન કસ કે અન્દ પનાહે મનસ્ત.

ત્યાર પછી તેણે ૧૦ વર્ષ સુધી પોતાનાં મુલકોમાં મુસાફરી કીધી. આ મુજબ મુનસાફ સાથ તેણે ૧૦૦) વર્ષ રાજ કર્યું અને પછી કાઉસ, અરીશ, કએનશીન અને કએઅર્મીન[1] નામનાં ચાર બેટાઓને મેલી તે મરણ પામ્યો. મરણ વેળા તેણે પોતાનાં વારેસ બેટા કૌસને કેટલાક શીખામણના શબ્દો કહ્યા.

# માજીનદરાંનનાં મુલકનાં બંદમાંથી, હફતખાંન પસાર કરી રૂસ્તમે કાઉસને છોડવવો.

પોતાના બાપની મરતી વખતની શિખામણે કૌસ પાદશાહનાં મન ઉપર સારી અસર કરેલી દિસી નહિ. જાણે ગાદી ઉપર આવતાંજ તેણે થોડીક મુરતાકી દેખાડવા માંડી. કૌસની આવી વર્તણુંક ઉપરથી ફીર્દોસી કહે છે કે "દરેક બેટાએ પોતાનાં પિતાની કીર્તિ જાળવવી જોઇએ. તેમ તે નહિ કરે તો તે બાપનો બેટો નહિ પણ બીગાનો ગણાય.[2]" ફીર્દોસી એ બાબે નીચે પ્રમાણે શિખામણના વધુ શબ્દો કહે છે.

## ફીર્દોસીનાં શીખામણના શબ્દો.

ફલદ્રુપ દરખ્ત જ્યારે થાય છે બુલંદ  આકાશથી આવેછ જો તેપર ગજન્દ,
તો સુકાય છે પાતરાં, સુરત થાય છે મુળ  સર તેનું નીચે નમે છે કુલ,
મુળમાંથી ઉખડી તે પડેછ હેઠળ  નવો રોપ ઉગેછ તેની પાછળ,
નવો રોબ લે છે ફુલ પાંન ને બાગ  ખીલેછ તે જાણે રોશન ચેરાગ.
પણ રોપો તે ઉગે જો મુળમાંથી બદ  તો મુળને તું બદનાંમ ના કર ને રદ.
તેજ મુજબ બાપ અને ફરજંદ તું જાંણ  બાપ બેટાને સોંફેછ આ જગ ને જેહાંન.
બેટો તજે બાપની કીર્તિ ને રાહ  તો બેટો તે નહિ, પારકો બદખાહ.
શિક્ષકની તજે તે રાહ અને રૂખ  તો અજબ નહિ અગર જોએ તે દુઃખ.
બુધી આ જેહાંનના એવા છે ધંગ  મુદલ ન જોશે ખરો રાહ રંગ.
કાઉસે લીધું બાપનું તે તખ્ત  કુલ જેહાંન ઉપર દીઠું રોશન ખુદ બખ્ત.
ભરપુર તેણે દિઠો ખજાનો ને ગંજ  દુનિયા દિઠી તાબે ન જોયો કોઇ રન્જ.
તખ્ત તેણે દીઠું ને સોનેરી સાજ  જર અને ઝહવેર ને સોનેરી તાજ

---

૧ એ ચાર બેટાઓને ફરવર્દીન યસ્ત (ફ. ૧૩૨) માં યાદ કર્યા છે. જુઓ મારૂં પુસ્તક અવસ્તાના વિશેષ નામોની ફરહંગ પાનું ૧, 'અઇપીવંધુ' શબ્દ.

૨ ગર ઉ બેફેકનદ ફર્રે નાઝે પેદર, તો બીગાને ખાનશ મખાનશ પેસર.

આરબી ઘોડા દીઠા બીસ્યાર પોતા જેવો દિઠો નહી બીજો સવાર.
બેસતો તે બાગમાં જે ગુલે ગુલાબ એક દિવસ પીતો ત્યાં રોશન શરાબ.
બેઠક તેની ત્યાં એક બીલોરી તખ્ત બેઠો તે પર જાંણે શાહ નેક બખ્ત.
ઇરાંની પેહેલવાન હતા આસ પાસ વાતો તેઓ કરતા કમબીશ ખાસ.
તુંદીથી બોલ્યો કે "દુનિયાને મેઆંન, મારા જેવો કોણ છે શાહે જેહાંન?
દુનિયામાં મનેજ ઘટેછ સરસાઇ કરી ન શકે કોઈ મારી હરીફાઇ."

ફિર્દોસીનાં કહેવાની મતલબ આકે કાઉસે તખ્તે આવવા પછી પોતાને કુલ જેહાનનો માલેક જોયો, તેથી તેણે પોતાના જેવો આ દુનિઆમાં બીજા કોઇને ધાર્યો નહિ. હવે એક વખતે તેણે જરા વધારે શરાબ પીધો હતો. તે શરાબની ઝુમમાં તેને કેટલાક મગરૂરી ભર્યા વિચારો આવ્યા. એવે વખતે એક માજીનદરાંનનો દેવ, યાને એક બુરો આદમી, જે ગવૈયાનો પેશો કરતો હતો, તે તેની દરબારમાં તેની આગળ આવ્યો. તે દરબારના બીજા ગવૈયાઓ સાથે શાહની મીજલસમાં બેસી ગાણા ગાવા લાગ્યો અને તેમાં તેણે માજીનદરાંનનાં મુલકની સિફતમાં એક સુંદર ગાણું ગાયું.

## માજીનદરાંનની સિફતમાં ગવૈયાએ ગાયલું ગાણું.

સદા રેહજો માજીનદરાન શેહર યાદ મુલક તેનો રેહજો હંમેશ આબાદ.
બાગો તેનાં હંમેશ ફુલોથી પુર લાલાનાં ફુલથી પહાડો ભરપુર.
હવા તેની સુકકી, નહિ પાણી કે ખાર જમીન તેની સુંદર જાણે ચિતાર.
ગરમી ન બહુ ન થંડી અપાર આખું સાલ સુંદર, મોસમે બહાર.
બાગોમાં કરે છે બુલબુલ અવાજ હરણો કરે છે રંગ રાગ ને નાજ.
નાચતાં ને કુદતાં કરેછ જુસ્ત જુઇ આખું સાલ સઘળે રંગ રાગ ને બુઇ.
નદીમાં વહે છે જાણે ગુલાબ રવાન તેથી થાય છે ખુશ બા સેતાબ.
દેહ, બહમન, આદર ને ફ્રવર્દીન માહોમાં લાલાથી ભરપુર જમીન.
નદીના કિનારા કરે છે નાજ શિકાર કરતું દિસે હંમેશાં બાજ.
કુલ મુલકમાં દિસે જાણે સીંગાર જ્યાં જુઓ ત્યાં દિસે દીબા દીનાર.
ઓઓ, જે સુંદર, પેહેડે તાજ જર નામદાર બહાદુર જરીન કમર.
જોયો નહિ જેણે આ મુલક આબાદ મોરાદ પાર પાડી ન થાય તે શાદ[1].

માજીનદરાંનના મુલકની ઉપર મુજબની સિફત સાંભળી, કાઉસનું મન તે

---

૧ ફીર્દોસીનાં માજીનદરાનની સિફત બાબેના શબ્દો, 'કે જેણે માજીનદરાન નહિ જોયું તેણે જાણે કાંઇ નહિ જોયું,' તે ઇટાલીઅનોનાં નેપલ્સ શહેર માટેના નીચલા શબ્દોની યાદ આપે છે: "Vedi Napoli e poi mori" એટલે "નેપલ્સ જુઓ અને પછી મરી જાઓ." જુઓ મારૂં પુસ્તક 'જ્ઞાન પ્રસારક વિષયો,' ભાગ ૧. પા. ૭૪.

મુલક જીતવા ઉપર લલચાયું. એ મુલકની જીત ઘણી મુશકેલ ધારી તેનાં સરદારોએ માંહોમાહે મસલત કરી શાહના આ બાબેનાં હુલડ વિચારથી જાલેજરને વાકેફ કરવા એક કાસદને તેની આગળ મોકલ્યો. તેઓએ તેને જલદીથી શાહની દરબારમા આવવા કહેવાડ્યું. જાલેજર આવી મુશકેલીના વખતે ઇરાની દરબારમાં જવાની પોતાની ફરજ સમજી તુરત આવ્યો. પછી કેટલાક દરબારીઓ સાથે તે કાઉસ આગળ ગયો. અને તેને માજીનદરાંન ઉપર હુમલાનો વિચાર મેલી દેવાને નીચે પ્રમાણે શબ્દો કહયા.

## જાલેજરે શાહ કાઉસને માજીનદરાંનની ચહડાઇથી વાળવા માટે કહેલા સખુનો.

બોલ્યો એમ જાલ "કએ જેહાન શાહ! લાયક છે તુને તખ્ત અને ગાહ.
ફરીદુનથી ઓલાદ તારી યાદગાર મેહર વિના હો તો ના તુંજ રૂજગાર.
સાંભળીછ મેં એવી ગંભીર ખબર કે માજીન્દ્રાન જવા થયોછ પગભર.
સખુન તું સાંભળ અએ શેહરયાર! શિખામણ ધર તું હૈડાંને દ્વાર.
તું જાણેછ કે વડીળ તારો જમશીદ તાજ તેનું રોશન જેમ ખુરશીદ.
દેવો હતા તેના ફર્માન બરદાર જેહાંન હતી તેને કુલ તાબેદાર.
નહિ તેને કર્યો તો એવો ખ્યાલ કે માજીનદરાંન પર નાખે ચુંગાળ.
ફરીદુને કરી ન એ વાત યાદ જો કે જોહાકને તેણે કર્યો બરબાદ.
થયાછ તારી આગમચ ઘણા પાદશાહ પણ ધર્યો નહિ તેઓએ એવો કંઇ રાહ.
જોયોછ મેં ઘણો આ દુનિયાનો વખ્ત આસ્માંનના ચક્કરથી ફર્યુંછ મુજ બખ્ત.
મીનોચેહર થઇ ગયો મુલકનો શાહ મેલી ગયો તે અહીં તખ્ત અને ગાહ.
ગેવ અને નોજર અને કૈકોબાદ થઇ ગયા એઓ મેલી અંહી યાદ.
લશ્કર ને ગુરજના બાહદુર તે શાહ પણ માજીનદરાંનનો ધર્યો ન રાહ.
સબબ કે વસેછ ત્યાં દેવો જે બદ, જે કરે છે જાદુઇ બુરી ને બદ.
નહિ જીતાશે શમશીરથી માજીનદરાંન નહિ અકકલ કે ગંજ તેને કરશે વેરાન.
મુલક તે જીતવા ન કોઇની તાકાદ ના કર ગંજ લશ્કર તું બરબાદ.
તે મુલકમાં જવું ગણાયછ બદબખ્ત અંહીથી તહીં જવું નથી નેકબખ્ત.
ન ગયા તે તરફ આગલા કોઇ શાહ ના કર તું ત્યાં લશ્કર તબાહ.
તું ઉતરતા ધારે આગળા તે શાહ પણ ધર્યો તો તેઓએ ખુદાનો રાહ.
લોભ ખાતર ના રોપ એવું કોઈ બીજ કે ઝાડ તેનું બને એક ખુનખાર ચીજ.
ફળ તેનાં કડવાં દીએ શ્રાપ શાહોની કીર્તિને કરે ખરાબ."

જાલેજરના કહેવાની મતલબ આ કે, "માજીનદરાંનનો મુલક બુરાં માણસોનો મુલક છે. તે બહુ ખરાબ મુલક છે, તેથી આગલા પાદશાહોએ તે ઉપર હુમલો કર-

વાનો કદી વિચાર કર્યો હતો નહિ. કાઉસે જવાબ દીધો કે "આગળા પાદશાહોએ માઝીનદરાંન ઉપર હુમલો કર્યો ન હતો, એ ખરી વાત છે. પણ મારૂં લશ્કર અને મારૂં બળ તેઓ કરતાં વધુ છે, માટે હું તે મુલક ઉપર હુમલો કરી તે જીતી લેવા માગું છું. હું લડાઇપર જાઉ છું, તેટલાં તું અને રૂસ્તમ ઇરાનનું રક્ષણ કરજો." જાલે કહયું કે "તું પાદશાહ છે, મને જે વાજબી લાગ્યું છે તે મેં તુંને કહ્યું છે. તારો જે હોકમ હશે તે બજા લાવવાની અમારી ફરજ છે. આ દુનિયામાં ત્રણ ચીજ વગર કોઇ રહી શકતું નથી. ૧ કોઇ મોહતથી ફારેગ રહી શકતું નથી. ૨ જમાનાએ સરજ્યું હોય તેને કોઇ સોયથી સીવી સાંધી શકતું નથી, એટલે નસીબમાં જે સરજેલું હોય તેથી પોતાને બચાવી શકતું નથી. ૩ અને જે જરૂરીઆતોની ચીજો તેથી કોઇ પોતાને પરહેજ રાખી શકતું નથી. એટલે ખોરાક પાણી જેવી જરૂરની ચીજો વગર, તે ગમે તેવી પરહેજી છતાં, પોતાને ચલાવી શકતો નથી. ખુદા કરે ને તુંને તારા આ કામ માટે પસ્તાવું નહિ પડે." એમ કહી જાલ પાછો પોતાના સીસતાંનનાં મુલક ભણી જવાને નિકલ્યો. ઇરાનના દરબારીઓએ તેને કેટલીક દુઆ દીધી.

## કાઉસનુ માઝીનદરાન ભણી કુચ કરવું.

હવે કાઉસ પાદશાહે લશ્કર તૈયાર કરીને માઝીનદરાન ભણી કુચ કરવા માંડી. તેણે તુસ અને ગોદરેજને ફરમાવ્યું કે લશ્કરને લેઇને કુચ કરવા માંડે. કાઉસે મીલાડને ઇરાનનો મુલક સોંપ્યો. તેણે તેને ખજાનાની કુંચી અને પોતાનું તાજ અને મોહોર સોંપ્યાં. તેણે તેને કહયું કે "જો કોઇ દુશ્મન ચહડી આવે તો તારે જાલ અને રૂસ્તમની મદદ માગવી, કારણ કે તેઓ લશ્કરના મદદગાર અને તખ્તને ટેકાવનારા છે." એમ કહી કુચ કરતાં આગળ વધી તેણે અસ્પરૂઝ પહાડ આગલ પડાવ નાખ્યો. ત્યાં દેવોનાં રેહેઠાણનો એક ગોફો હતો. કાઉસે ગેવને ફરમાવ્યું કે દસ હજાર આદમીનુ ચુનંદુ લશ્કર લેઇ તે જગ્યા ઉપર હુમલો કરે. ગેવે હુમલો કરી માઝીનદરાનના મુલકનો તે ભાગ જીતી લીધો. તે મુલક ઘણો સુંદર અને રલીઆમણો હતો. શાહ કાઉસ એ મુલકથી ઘણો ખુશ થયો. જે ધણીએ માઝીનદરાનનાં મુલકને બેહેસ્ત સાથ સરખાવ્યું હતું, તે ધણી ઉપર તેણે આફ્રીન કીધી. તે મુલકનાં લોકો એવાં તો ખુબસુરત હતાં, કે જાણે બેહસ્તના રખેવાલ રીઝવાને તેઓનાં મોંહ અનાર (દારમ) નાં ફુલથી ધોઇ નાખ્યાં હોય.

જ્યારે ઇરાનીઓએ એ મુલકનો કબજો લેવાને અને ત્યાંનાં દેવની ખસલતના માણસોનાં મુલકને બરબાદ કરવાને એક અઠવાડયું થયું ત્યારે માઝીનદરાંનનાં પાદશાહને સર્વ વાતની ખબર પડી. તેણે પોતાની હજુર પોતાના એક દેવ સરદાર નામે સનજે હતો તેને પોતા પાસે બોલાવ્યો અને ફરમાવ્યું કે તુરત સફેદ દેવ આગળ જાય અને તેને કહે કે કાઉસ પાદ-

શાહની સરદારી હેઠળ ઇરાનીઓએ માઝીનદરાંનને ખરાબ કરવા માંડયું છે, માટે જો તુરત મદદે નહી આવશે તો સર્વ માઝીનદરાંનીઓ માર્યા જશે. તે દેવે સેતાબ જઇ સફેદ દેવને માઝીનદરાંનનાં પાદશાહનો પેગામ પહોંચાડયો. સફેદ દેવ તુરત તૈયાર થયો અને પોતાના માઝીનદરાંની લશ્કર સાથે સેતાબ આવ્યો અને ઈરાંનીઓપર દહાડો બતંગ લાવ્યો. રાત પડતાં એક વાદળ ઇરાંનીઓના લશ્કરપર ઘેરાઇ આવ્યું. દુન્યા એક હબશીની માફક કાળી થઇ ગઇ અને પથ્થર અને ભાલાઓનો વરસાદ વરસવા માંડયો. ઇરાની લશકર નાસભાગ કરવા લાગ્યું. પાદશાહ કાઉસ પોતે બેઉ આંખે અપંગ થઇ ગયો. તેના ઇરાંની સરદારો તેની ઉપર ગુસ્સે થયા કે તે આ મુજબ તેઓને મુશ્કેલીમાં લાવ્યો. પાદશાહ પોતે માઝીનદરાંનીઓને હાથ કેદ પડયો.

હવે તે પોતાના કામથી પસ્તાવા લાગ્યો અને બોલવા લાગ્યો કે "એક દાહી શીખાંમણ એક તખ્તના જેવી કીમતી હોય છે." શાહ કાઉસ અને તેનું ઈરાની લશ્કર માઝીદરાંનીઓને હાથ બંદમાં પડયું. સફેદ દેવે તેઓ ઉપર ૧૨૦૦૦ બાર હજાર માઝીદરાંનીઓને તપાસ માટે રાખ્યા. તેણે અરજંગ નામના દેવ સાથે કાઉસ પાદશાહને અને તેના બંદીવાન સેપાહોને માઝીનદરાંનના પાદશાહ પાસે મોકલ્યા અને કેહવાડયું કે "મેં ઈરાંનીઓને એવી તો શીકસ્ત આપી છે કે કોઈ ઇરાની હવે માઝીનદરાંનનું નામ લેશે નહિ."

## કાઉસે જાલ અને રૂસ્તમને પેગામ કેહેવાડવો.

હવે કાઉસે પોતાના એક બહાદુર સેતાબ ચાલનારા ઇરાનીને પોતા પાસે તેડી તેની પાસે જાલ અને રૂસ્તમને પેગામ મોકલ્યો કે "અફસોસ! મારૂં તાજો તખ્ત બરગસ્તે થયું છે. એક પવનના સપાટાથી સઘળું ઘસડાઇ જાય તેમ મારૂં લશ્કર અને તેની સર્વ સામગ્રી ઘસડાઈ ગયાં છે." તેણે જાલને કેહેવાડયું કે "તારી શિખામન મને યાદ આવે છે. તારૂં કહેલું મેં ન કર્યું તેથી હાલ હું આવી સ્થિતિમાં આવી પડયો છું. તેથી જો તું મને આવે પ્રસંગે મદદ ન કરશે તો મારી સઘળી દોલત અને માલ મીલકત બરબાદ થશે.

પેલો કાસદ પવન માફક દોડતો સેતાબ જાલેજરના મુલક જાબુલસ્તાનમાં આવ્યો અને જાલને સર્વ ખબર કહી. જાલ તેથી બહુ દલગીર થયો કે એ પાદશાહની બરગસ્તીથી ઇરાનપર મુશકેલી આવશે. પછી તેણે પોતાના બેટા રૂસતમને બોલાવી સર્વ હકીકત કહી અને કાઉસને બંદમાંથી છોડવવા નીચે પ્રમાણે કહયું.

## જાલે રૂસ્તમને કાઉસને છોડવવા જવા બાબે કહેલા સખુનો.

બોલ્યો એમ સુખન સાંમે સવાર ટુંકી થાઇછ મેઆંનમાં હાલે તલવાર.
ઘટે નહી ખાણી ને પીણી કાંઇ હાલ ઘટે નહી તખ્તપર બેસવું ખુશાલ.

અજદાહનાં મોંહમાં પડયો છે શાહ    ઇરાની સેપાહો થયાછ તબાહ.
રખ્શપર બાંધવું લાજમ છે જીન    તાજ બખ્શ તલવારથી લે હવે કિન.
સમજ તું એમ કે મુશકેલ આ વખ્ત    તાળવા કાજ ખુદાએ બખ્શ્યુંછ બખ્ત.
કરવા આ કામ છે લાયક તું હાલ    થયોછ હું જઇફ, બસો થયાં છે સાલ.
થાશે તારૂં નામ આ કામથી બુલંદ    દૂર કર શાહથી બલા દર્દમંદ.
ન ધરે કે આહરેમનના આ કામ    તરફ થઇ બેસિએ બીકાર બીફાંમ.
છાતીપર બાંધ તું બબરે બીઆંન    ખાબને તું તજ, ચપળ કર ધેઆંન.
નેજાહ પર તારી, જે કરે નેગાહ    જોએ નહિ તે કદી આરામનો રાહ.
દર્યા સાથ લડે તો પાંણી થાય લોહી    તુંજ પોકારથી પહાડ દીએ બુલંદી ખોહી.
અર્જંગ દેવ ને દીવે સફીદ    હાથ તારે બચવા ન રાખે ઉમીદ.
ગુર્જ તારા ભારીથી તોર તું સેતાબ    શાહે માજીનદરાંનની ગરદન રેકાબ.

પોતાના બાપથી આ સખુનો સાંભળી રૂસ્તમે કહયું કે "માજીનદરાનનો મુલક એટલો દૂર છે કે સેતાબ ત્યા જઇ કિનો કેમ લેવાઇ શકાય?" ત્યારે જાલેજરે કહ્યું કે "ઇરાંનથી બે રસ્તે માજીનદરાંન જવાય છે. તેમાં એક ઘણો લાંબો છે અને તે કાઉસે લીધો હતો. બીજો રસ્તો ટુંકો, બે અઠવાડયાંના માર્ગના તફાવતનો છે. પણ તે સિંહ, દેવો, વિગેરેની મુશ્કેલીઓથી ભરેલો છે. તું એ બેમાંથી ટુંકો માર્ગ લે અને ખુદાતાલા તુંને યારી દેશે. સારી રાત હું બંદગી કરી ખુદા હજુર દુઆ ગુજારીશ કે તેની મેહેરથી હું તારા દીદાર પાછા જોઉં. જો ખુદાની મરજી એવીજ હશે કે તું દેવોને હાથે માર્યો જાય તો કોઇપણ ધણી તે બનાવને અટકાવી શકનાર નથી. આ દુનિયામાં કોઇપણ કાયમ રેહેતું નથી. જેબી કોઇ આ દુનિયામાં કીર્તિ સાથે નામ કાઢે છે તેને માટે કાંઇ ચિંતા રહેતી નથી[૧]." પોતાનાં પિતાથી આ સખુનો સાંભળી રૂસ્તમે નીચે પ્રમાણે જવાબ આપ્યો.

## રૂસ્તમનો જાલેજરને માજીનદરાન જવા બાબે જવાબ.

રૂસ્તમે કહયું કે નેક નાંમ પદર!    ફર્માન પર તારાં બાંધુ કમર.
દોજખી આ મુલકમાં જવાને કાજ    બુજર્ગો આગળા હતા નારાજ.
મુલક તે બુરો જે દોજખ સમાંન    (ત્યાં) બુજર્ગોએ જવા ન ધર્યું ધેઆંન
જે જીનદગીથી ધરાઇ ન થયો હોય શીર    તે શીર આગળ જવા ન થાય દલીર.
બાંધીછ મેં કમર જવાને કાજ    ખુદા આપે મદદ થાય કાર સાજ.
કરૂં મુજ શાહપર જાન મુજ ફીદા    તલેસમ દેવના તોડું સદા.
જીવતા જે હશે ઇરાનીઆંન    છોડવીશ હું તેમને બાંધી મેઆંન.
મારૂં હું અર્જંગ ને દીવે સફીદ    સનજે ને પુલાદ ને ગુંદી ને બીદ.

---

૧ કસી કુ જેહાંનરા બનામે બુલન્દ, બેગીરદ બરફતન ન બાશદ નજન્દ.

ખુદાનાં નામથી લેઉછું સપત કે રખશથી છોડવું ન પગ મારો ઝટ.
પણ પકડું હું અરજંગ દેવના બે હાથ ગરદનપર બાંધુ બેઉ હાથ સાથ.
પોલાદનાં સરને લાંઉ મારે હાથ રખશથી કચડું જમીનની સાથ.

આ મુજબ પોતાનાં પિતાને જવાબ આપી રૂસતમે લડાઇપર જવાને તૈયારી કીધી. પછી રખશપર સેતાબ તૈયાર થયો. તેની માતા રોદાબેની આંખમાંથી આંસુ વરસવા લાગ્યાં અને જાલ પોતે પણ રડવા લાગ્યો. રોદાબેએ પોતાના બેટાને કહયું કે "તું જાય છે અને મને તારે માટેનાં દુ:ખમાં મેલી જાય છે. તું ખુદાથી શું ઉમેદ રાખે છે?" રૂસતમે માને જવાબ દીધો કે "ઓ વહાલી માતા! મારી પોતાની મરજીથી માઝીનદરાંન જવાનું આ કામ મેં માથે લીધું નથી. જમાનાની ગીર્દેશથી એ કામ મારે હાથ આવ્યું છે. તું મારૂં તન અને મારો જાન યજદાંનને સોંપ." એમ કહી રૂસતમ સઘળાંની રજા લઇ પોતાની મંજળે જવા નિકલ્યો.

રૂસ્તમ બબે દહાડાની મુસાફરી એકેક દહાડામાં કરતો માઝીનદરાંન ભણી આગળ વધ્યો. માર્ગમાં તે શિકાર કરી તે શિકારનો ખોરાક લેતો અને જંગલમાંથી ઘાસ લઇ તેનું બીછાનું બનાવી તે ઉપર સુતો. એવી મુશ્કેલી વચ્ચે રૂસ્તમે હફ્તખાંનની[૨] સાત મંજલો પસાર કરી. પહેલી મંજલ (ખાંન)માં એક વિક્રાળ સિંહનું મકાંન હતું. રૂસ્તમ સુતેલો હતો તેટલાં તે સિંહે આવી તેનાં રખશ ઉપર હુમલો કર્યો. પોતાનાં ધણીને કાંઇ પણ મેહનત આપ્યા વગર દલેર રખશે તે સિંહને મારી નાંખ્યો. બીજી મંજલ પાંણી વગરની તદંન વેરાંન હતી. તે પસાર કરતાં રૂસ્તમને ઘણી રંજ પડી. તે પાંણીની તાંણથી મુશકેલીમાં આવી પડયો હતો. પણ તેવાંમાં ખુદાની મેહેરથી તેણે એક મેંઢાને જોયો. તે મેંઢો પાંણી પીવા એક નાળાં ઉપર જતો હતો. રૂસ્તમ તેની પાછળ પાછળ ગયો, અને તેમ જતાં તેણે તે નાળું જોયું અને ત્યાં પાંણી પી પોતાની તરસ મટાડી. ત્રીજી મંજલે રૂસ્તમે એક મોટો અજદાહ જોયો. અજદાહને મારવાનાં આ કામમાં તેને તેનાં દલેર ઘોડાએ પણ મદદ કીધી. ચોઠી મંજલમાં તેને એક જાદુગર સ્ત્રી મલી, જેણી વેરાંન જંગલમાં સુંદર ખાણું, શરાબ અને સુંદર ગાયણની મોહીનીથી મુસાફરોને પોતાની જાલમાં ફસાવતી હતી. ખુદાની મેહેરથી, રૂસ્તમ તેણીની જાલમાં ફસતો બચી ગયો. હફ્તખાનની ચોઠી મંજલમાં રૂસ્તમે પોતાની જંજાલ ભરેલી જીંદગી માટે એક સુંદર ગાણું ગાયું.

## રૂસ્તમે હફ્તખાંનની ચોઠી મંજલમાં પોતે ગાયલું ગાણું

રૂસ્તમ છે દેશ બહાર ભટક્તો મર્દ નસીબમાં સુખ કમ, બહુ દુખ દર્દ.
નસીબમાં તેનાં જંગના મેદાંન તેને મનથી બાગ જંગલ વેરાંન,

૨ હફ્તખાન એટલે સાત (હફ્ત) ઘરો અથવા મકાનો (ખાન). કોઇ મુલક તરફ જવાનાં ટુંકા માર્ગોમાં મુશ્કેલીઓ હોય છે. એવી મુશ્કેલીઓમાં કોઇ જીઆંનગાર પ્રાણીનું યા કોઇ ચોર યા લુટારાનું મુખ્ય મથક હોય છે.

દેવને તે મારે, મારે અજદાહ બીઆબાન જંગલમાં તેનો કુલ રાહ.
શરાબની જામ ફુલનાં મેદાંન, સદા નહિ તે તેના નસીબને મેઆંન.
કોઇ વખ્ત લડે મગરની સાથ કોઇ વખ્ત વાગ સાથ ભીડે તે બાથ.

પાંચમી મંજલમાં તેણે માજીનદરાંનના "ઓલાદ" નામનાં દેવને લડાઇ કરી હરાવ્યો. તેણે તેને એવી સરતે જીવતદાંન બખસ્યું કે તે તેને સફેદ દેવનો અને શાહ કાઉસનો પત્તો મેળવી આપે. છઠી મંજલમાં તેણે અરજંગ નામના દેવને માર્યો. પછી ઉપલા બંદ પકડેલા ઔલાડ દેવે રૂસતમને શાહ કૈકાઉસ જે જગ્યાએ બંદમાં હતો તે જગ્યા દેખાડી. રૂસતમે ત્યા જઇ શાહને બંદમાંથી છુટો કીધો. પછી સાતમું હફ્તખાંન, જયાં સફેદ દેવ પોતે રહેતો હતો, ત્યા રૂસતમ ગયો, અને તેને માર્યો. રૂસતમે ખુદાતાલાની બંદગી કરી પોતે હફ્તખાંન જોયું અને જીત્યું તે માટે ખુદાનો ઉપકાર માન્યો. પછી રૂસતમ શાહ કાઉસ આગળ આવ્યો, અને તેને કહયું કે "ઓ ગ્નાન સોધનાર પાદશાહ![1] તું ખુશી થા કે મેં દુશમનને માર્યો છે. હવે તું બીજું શું માંગે છે?" કહે છે કે સફેદ દેવે કોઇ યુકિતથી કાઉસ અને તેનાં સરદારોની આંખો ખરાબ કરી તેઓને અપંગ યા નહિ—જોતા કીધા હતા. એવો અંધાપો દુર કરવાનો એલાજ સફેદ દેવનું લોહી હતું. કાઉસે તે લોહીની માંગણી કરી. રૂસતમે તે લોહી મેળવી આપ્યું, અને શાહ કાઉસ અને તેના સરદારો જોતા થયા.

પછી શાહે રૂસ્તમ અને બીજા સરદારોની મશવરતથી માજીનદરાંનના પાદશાહ ઉપર તાબે થવાને પેગાંમ મોકલ્યો. તે પાદશાહ તાબે નહિ થયો. ત્યારે રૂસ્તમ પોતે કાઉસનાં એક કાસદ તરીકે તેની દરબારમાં ગયો, અને શરણુ થવાની તેણે માંગણી કરી. તેણે તે દરબારમાં પોતાને કાઉસનો એક સરદાર તરીકે જણાવ્યો, અને શાહ તરફથી કાસદ તરીકે આવેલો જાહેર કીધો. દરબારમાં બોલાચાલી થતાં માજીનદરાંનના પાદશાહે પોતાના જલાદને ફરમાવ્યું કે કાઉસના એ કાસદ (રૂસ્તમ)ને મારી નાંખે. જલાદ તે કાસદ (રૂસ્તમ) આગળ ગયો, તેવોજ તેણે (રૂસ્તમે) તેને પકડીને ચીરી નાંખ્યો અને શાહ આગળ સેતાબ પાછો ફર્યો.

પછી માજીનદરાંનના પાદશાહ સાંમે રૂસતમે લડાઇ ઉઠાવી અને તેને હરાવી મારી નાંખ્યો. ત્યાર પછી, શાહ કાઉસે રૂસ્તમની ભલાંમન ઉપરથી ઔલાદ દેવ, જેણે રૂસ્તમની વફાદાર સેવા બજાવી હતી, તેને માજીનદરાંનની પાદશાહી આપી. હવે શાહ પારસ તરફ પાછો ફર્યો અને રૂસ્તમને આબરૂ અને ઇજ્જત સાથે પોતાને મુલક જવાને રૂખસદ આપી.

---

૧ પાજંદ આફ્રીનમાં અને આશીર્વાદમાં શાહ કાઉસને નામે દુઆ દેવામાં આવે છે કે "ચુંન કાઉસ આગાહમંદ બેદ" એટલે "કાઉસના જેવા આગાહમંદ યાને ગ્નાની થજો." એ દેખાડે છે કે શાહ કાઉસન કેટલાંક કાંમો, જે હુલડ ગણાયાં છે, તેને તળીએ, તેની નવા નવા મુલકો વિગેરેનું ગ્નાન મેળવવાની મતલબ હતી.

# રૂસ્તમે કાઉસ પાદશાહને હમાવરાનના પાદશાહના બંદમાંથી છોડવવો.

માઝંનદરાનથી પાછા ફરવા બાદ કેટલોક વખત રહી શાહ કાઉસ પોતાના રાજ્યના સર્વ મુલકોમાં ફરવા નિકલ્યો. તે તુરાન ચીન અને મક્રાન ભણી ફરી આવ્યો. પછી તે બરબરનાં[1] મુલક ભણી ગયો. બરબરનાં મુલકનાં લોકો પેહેલાં એની સામે થયાં, પણ લડાઇ થતાં થોડાક વખતમાં શરણ થયાં. ત્યાંથી કાઉસ જાબુલસ્તાન ગયો, અને કેટલોક વખત ત્યાં તેણે રૂસ્તમનાં મેહેમાન તરીકે રહી એશ આરામમાં વખત ગુજાર્યો. પણ શાએર કહે છે કે "દુનિઆમાં એશ આરામ સાથે રંજ અને મેહેનત જોડાવલાં છે. એક ગુલાબનાં બાગનાં ખુણાંમાં કાંટા ઉગી નિકળે છે. સઘળાઓ અજમાએશથી કાંઇ શિખે છે. જો કોઇ ઉપર ચહડે છે તો તેને નીચે ઉતરવા વગર છુટકો નથી." મતલબ કે દુઃખ વિનાનું સુખ નથી. તે મુજબ કેટલાક એશ આરામ બાદ કાઉસ સાંમે પાછી મુશ્કેલી આવી. તે આ, કે મીસર અને શામ (સીરીઆ) નાં મુલકમાં એક આરબ સરદાર તેની સાંમે ઉભો થયો. એ સરદાર અને એક હાથ ઉપર મીસરનો મુલક, બીજા હાથ ઉપર બરબરનો મુલક અને તેઓની વચ્ચે હમાવરાંનનો[2] મુલક, એ ત્રણે મુલકના રાજાઓ સાથે મલી કાઉસની સાંમે ઉભા થયા અને એ ત્રણે મુલકોનાં લશકરો બરબરનાં મુલકમાં કાઉસ સાંમે ભેગાં મલ્યાં. કાઉસ જાબુલસ્તાંનથી દર્યાનાં કિનારા તરફ આવ્યો. તેણે સંખ્યાબંદ વહાણો તૈયાર કર્યાં અને તે ઉપર લશકર સાથે સવાર થઇ તે બરબરનાં મુલકને કિનારે ઉતર્યો. ઉપલા ત્રણે મુલકના રાજાઓનાં લશકરો અને ઇરાનીઓ વચ્ચે લડાઇ થઇ, તેમાં ઇરાનીઓ જીત્યા અને હમાવરાનનો પાદશાહ પેહેલ વેહેલો શરણ થયો, અને સુલેહ ચાહી. કાઉસે તેની સાથે સુલેહ કીધી.

પછી કાઉસે હમાંવરાંનનાં પાદશાહ પાસે તેની બેટી સોદાબેની લગનમાં માંગણી કરી. હમાંવરાનનાં પાદશાહે પોતાની નામરજી છતાં જયારે સોદાબેની મરજી જોઇ અને જયારે કાઉસ જેવા મોટા પાદશાહને ના પાડવાનું દરૂસ્ત જોયું નહિ, ત્યારે તે માંગણી કબુલ કરી. કાઉસે પોતાના સરદારોની અનજુમન બોલાવી ઇરાની રીત અને રેવાજ પ્રમાણે સોદાબે સાથે શાદી કરી.

---

૧ પ્રોફેસર ડાર્મેસ્ટેટે પ્રમાણે એ "બરબર" તે હાલનું બેરબેરા (Berbera) છે, કે જે સોમાલી કોસ્ટા ઉપર એદનની સામે આવેલું છે. (Etudes Iraniennes II. pp. 221-224.)

૨ પ્રોફેસર ડાર્મેસ્ટેટે પ્રમાણે 'હમાવરાંન' શબ્દ તે 'હીમ્યાર' શબ્દ, જે 'યમન' નું બીજું નામ છે, તેનું એક રૂપ છે. ત્યારે હમાવરાંનનો મુલક તે યમનનો મુલક છે.

પોતાની બેટીને કાઉસ સાથ શાદીમાં આપવા છતાં હમાવરાનનો પાદશાહ કાઉસ સાંમે નારાજ હતો, કારણ કે તેણે તેને હાથે હાર ખાધી હતી, અને તેને ખંડણી આપવાને બંધાયો હતો. તેથી તેણે કાઉસ સાથે દગો કરવાની યુકિત કીધી. તેણે તેને પોતાનાં મુલકમાં શાહે નાંમનાં શેહેરમાં મેહેમાન તરીકે બોલાવ્યો અને એક હપ્તા સુધી મેહેમાનદારી કીધી. પછી તેણે બરબરના મુલકનાં લશ્કર સાથ ગોથવણ કરી કાઉસ અને તેનાં સરદારોને કેદ કર્યા. રોદાબેને પોતાનાં બાપની વર્તણુંક માટે પેહેલેથી શક હતો. તેથી તેણીએ કાઉસને મેહેમાનગીરી કબુલ કરવાથી વાર્યો હતો પણ તેણે તેણીનું કહ્યું માંન્યું હતું નહિ. હમાંવરાંનના પાદશાહે પોતાની બેટીને હવે પોતાનાં મુલકમાં પાછી બોલાવી, પણ તેણીએ પોતાનાં પતિને વફાદાર નીવડી પોતાનાં બાપની વર્તણુંક સાંમે ધિક્કાર બતલાવ્યો, અને જે કિલ્લામાં કાઉસને બંદ કરવામાં આવ્યો હતો ત્યાં જઇ તેની સાથે બંદમાં રહી. પોતાના પાદશાહને સર્વ સરદારો સાથે બંદ પડેલો જોઇ ઇરાંની લશ્કર વહાણો ઉપર સવાર થઇ પાછું ફર્યું. અને કિનારે ઉતરી વેરાંન જંગલનો ભાગ[1] પસાર કરી પોતાને મુલક પોંહચ્યું.

હવે શાહ કાઉસને બંદ કરી હમાંવરાન (યમન) ના આરબોએ ઇરાંન ઉપર હુમલો કર્યો. આ મામલો જોઇ અફ્રાસીઆબે પણ ઇરાન ઉપર હુમલો કર્યો. તેણે પેહેલે ઇરાનના કેટલાક ભાગ ઉપર ચહડી આવેલા આરબોને મારી હતાડયા.[2] જેમ વરૂની ચુંગાલમાંથી મેંઢાંઓ દોડતાં નાસે[3] તેમ આરબો અફ્રાસિઆબના ડરથી નાહસવા લાગા. પછી અફ્રાસિઆબનાં તુર્કી લશ્કરે ઇરાનીઓ ઉપર હુમલો કર્યો, અને ઘણા મરદો, સ્ત્રીઓ અને બચ્ચાંઓને બંદીવાન કર્યાં. ઇરાંનીઓનો નજદીક બે તૃતીયાંસ ભાગ જાબુલસ્તાંન તરફ નાંઠો અને ત્યાં જઇ તેઓએ રૂસ્તમને ઇરાનનો બચાવ કરવા અરજ કરવાનો નીચે પ્રમાણે વિચાર કર્યો.

---

૧ ફીરદોસી ઉપરથી દિસે છે કે કાઉસ જુબુલસ્તાંન (હાલનાં સીસ્તાંન) તરફથી મકાંનના કોસ્તા ઉપર આવી ત્યાંથી બરબર અને યમનના મુલક ઉપર ચહડાઇ લઇ ગયો હતો. તેનું લશ્કર પણ મકાંનના કોસ્તા ઉપર પાછું ફર્યું અને એ વેરાંન મુલકનો માર્ગ કાપી ઇરાન ગયું.

૨ કદાચ ઇરાનીઓએ, પેહેલે અફ્રાસિઆબને આરબો સામે ઇરાનને મદદ કરવાને બોલાવ્યો હોય. અફ્રાસિઆબ આરબો સામે લડી તેઓને હરાવ્યા પછી પોતે ઇરાનમાં પડાવ નાખી પડી રહયો હોય. ફીર્દોસી આ બાબે ખોલ્લું લખતો નથી, પણ મી૦ ઉવોર્નેર જે સાર કહાડે છે તે બરાબર દિસે છે. ઇરાનીઓને મનથી તુરાનીઓ કરતાં આરબો વધારે દુશ્મન હતા. તેઓનાં પેહેલવી પુસ્તકો પ્રમાણે, અફરાસિઆબ અને શાહ કાઉસની ચહડતી પેહેડી એક વંશથી ઉતરી હતી. તેથી જાલેમ જોહાકની ઓલાદનાં આરબો કરતાં તેઓને મનથી ફરેદુનનાં બેટા તુરની ઓલાદના તુરાનીઓ વધારે બેહેતર હતા. અફરાસિઆબને હાથ થોડો વખત ઇરાનીઓનું કેઆંનીઅન ખોરેહ ગયું હતું. તેનો ખુલાસો, મી. ઉવોર્નેર પ્રમાણે, આ બાબત ઉપરથી મળે છે. (ઉવોર્નેરનો તરજુમો, વોલમ ૨. પાનાં ૭૯ થી ૮૧).

૩ વંદીદાદ અને પાજંદ આફરીનની આ મીસાલ ફિર્દોસી અવારનવાર વાપરે છે. કલકતાની આવરૂતી એ સતરો આપે છે.

## ઇરાંનીઓએ રૂસ્તમને અરજ કરવા બાબે માહોમાહે કરેલો વીચાર.

રૂસ્તમથી છે કુલ ટેકો પનાહ, કારણુ છે બંદમાં કાઉશ શાહ.
થયું છે બુરૂં આપણું હાલ બખ્ત આવી છે પડયું કામ બહુ સખ્ત
અફ્સોસ કે ઇરાંન થયું વેરાન શીરો ને વાઘોથી છે પરીશાન.
જ્યાં જોઇએ ત્યાં હતા જંગી સવાર હતા જ્યાં શાહ ભલા નામદાર,
ત્યાં હાલમાં છે સખ્તીને દુ:ખનો રાહ આવીને બેઠા છે બુરા અજદાહ.
કરવો છે જોઇએ તેનો ઇલાજ દુ:ખો ને તાળવા થવું કારસાજ.
પીધું હોય જેણે શીરોનું દુધ તાલનાર તે થશે સારો ને સુધ.
મોકલ્યે આપણે ભલો કાસદ જે રૂસ્તમને કહે સર્વે બાબદ.

એમ માહોમાહે વિચાર કરી તેઓએ એક મોબેદને રૂસ્તમ ભણી મોકલ્યો. તે મોબેદે જઇને રૂસ્તમને સર્વે ખબર કહી. તે ઉપરથી તેનું દીલ ઇરાન ઉપર આવી પડેલી મુશ્કેલી માટે ઘણું દુ:ખી થયું. તેણે મોબેદને જવાબ આપ્યો કે "હું અને મારૂં લશ્કર અફ્રાસિઆબે ઇરાંનને જે નુકસાન કર્યું છે તેનો કિનો લેવા તૈયાર છિએ. પેહેલે હું કાઉસ પાદશાહ માટે ખબર કહાડીશ અને પછી ઇરાનને મુશ્કેલીમાંથી છોડવીશ". એમ કહી તેણે લશ્કર એકઠું કર્યું, જેમાં જાબુલીઓ, કાબુલીઓ અને હિંદુઓ હતા.

પેહેલે રૂસ્તમે કાઉસ ઉપર એક હુસ્યાર મરદ પાસે પેગામ મોકલ્યો કે "હું એક મોટાં લશ્કર સાથે હમાંવરાનનાં પાદશાહ સાંમે લડવા આવું છું. તું ફીકર ના કર, અને ખુશાલ રહે". પછી તેણે હમાંવરાનનાં પાદશાહ ઉપર એક કાસદ પાસે નીચે પ્રમાણે પેગામ મોકલ્યો.

## રૂસ્તમનો હમાવરાનનાં પાદશાહ જોગો પત્ર

રમ્યોછ તું દગો ઇરાન શાહ સાથ, બદીથી બીડી તેં લડાઇની બાથ.
પ્રથમ તેં બાંધ્યો શાદીનો ગાંઠ, બાદ દગાથી કર્યો કાઉસને હાથ.
દેખાડયો નહિ તેં મર્દીનો રાહ, હીચકારા કામની લીધી પનાહ.
ગમે તેવો હોય કિનાનો ખાર, પણ દગો નહિ ઘટે લડાઇને દવાર.
છોડી તું દે જત કાઉશ શાહ, નહિ તો અજદાહને હાથ થશે તબાહ.
છોડે નહિ તેને તો લડવાને કાજ, થા તું તૈયાર, થા કારસાજ.
બુજોર્ગોથી સાંભળી છે માહરી તેં વાત? કે માઝીનદરાંનને આપીછ મેં મહાત.
દેવો જે પોલાદ, ગન્દી, ને બીદ, ને દેવોનો સરદાર દીવે સફીદ,
એ સર્વને આપીછ મેં જબરી શીકસ્ત, એ સર્વપર મેલવ્યો ફતેહમંદ દસ્ત.

આ મુજબ પેગામ આપી રૂસ્તમે એક કાસદને હમાંવરાનના પાદશાહ તરફ મોકલ્યો અને કાઉસને બંદમાંથી છુટો કરવાની માંગણી કરીને જણાવ્યું કે, જો કાઉસને છુટો કરવામાં નહિ આવશે તો તે ચહડાઇ લાવશે. હમાંવરાનના પાદશાહે રૂસ્તમનો પત્ર વાંચી જવાબ કહેવાડ્યો કે "હું એવું કરૂં છું કે કાઉશ બંદમાંથી જમીન ઉપર પગ મેલેંજ નહિ. તું લડવાને આવ, હું તારે માટે પણ બંદીખાનું અને જંજીર તૈયાર કરૂં છું."

આ જવાબ સાંભળી રૂસ્તમે લડાઇની તૈયારી કરી. જમીન માર્ગે હમાવરાન (યમન) નાં મુલકનો માર્ગ ઘણોજ લાંબો હોવાથી તે જાબુલસ્તાન તરફથી દર્યા તરફ આવ્યો, અને ત્યાંથી વહાંણો ઉપર લશ્કરને ચહડાવી દર્યા માર્ગે હમાવરાન ઉપર ચહડાઇ લઇ ગયો. જ્યારે હમાંવરાનના પાદશાહે એ ખબર જાણી, ત્યારે તેણે પોતાનું લશ્કર તૈયાર કીધું, અને સાંમે આવ્યો. લડાઇમાં તેનાં લશ્કરે રૂસ્તમને હાથે ઘણો માર ખાધો, ત્યારે તેણે બે કાસદોને પોતા પાસે તેડીને, તેઓમાંથી એકને મીસર અને બીજાને બર્બર (બર્બરીસ્તાન) ના પાદશાહો આગલ મોકલ્યા અને તેઓની મદદ માંગી. તેણે તેઓને કહેવાડ્યું કે આપણાં મુલકો એકમેકની પાસે આવેલાં છે; આપણ એકમેકનાં સુખ અને દુખમાં યા લડાઇ અને રંગ રાગમાં શરીક છિએ, માટે તમો જો માહરી મદદે આવો તો હું રૂસ્તમથી ડરૂં નહિં. તમો તેમ નહિ કરશો અને જો હું હારીશ તો તુરત તે પછી રૂસ્તમ તમારા ઉપર પોતાનો હાંથ લંબાવશે. આ પેગામ સાંભલી એ પાદશાહો પોતાનાં લશ્કર સાથે હમાંવરાનના પાદશાહની મદદે ગયા.

હવે રૂસ્તમે એક છુપો કાસદ કાઉશ પાદશાહ આગળ તેનાં બંદીખાનાંમાં મોકલ્યો અને કહેવાડ્યું કે "ત્રણ પાદશાહો મારી સાંમે આવ્યા છે. મને તેઓ સાંમે લડવાનો ડર નથી; પણ મને તારા જાનની ચિંતા છે, કે રખેને દુશ્મન તારા જાનને કાંઇ નુકશાન કરે". રૂસ્તમનો એમ પેગાંમ મોકલવાનો સબબ આ કે તે ચીંતા રાખતો, કે રખેને હમાંવરાંનનો પાદશાહ ગુસ્સામાં કાઊસને બંદીખાનાંમાં મારી નાંખે. હવે કાઉસને જ્યારે રૂસ્તમનો ઉપલો પેગાંમ મલ્યો, ત્યારે તેણે હિમ્મત રાખી જવાબ કહેવાડ્યો કે "તું મારે માટે કાંઇ અંદેશો ના કર. ખુદાને હાથ આ જમીન મારે માટેજ ફંથરાઇ નથી. (એટલે દુનિઆ મારા સિવાય ઘણાઓ માટે છે). આ આસ્માન ફરતો થયો છે ત્યારથી (એટલે દુનીઆની પેદાયશની શરૂઆતથી) એમ બનતું આવ્યું છે. મધ સાથે ઝેર અને કીના સાથે મેહેર મલતાં રહયાં છે[1] (એટલે દુનીઆંમાં જેમ સુખ તેમ દુઃખ, જેમ કીનો તેમ માયા મેહેરબાંની ભેળાયલાં

---

૧ ચુનીન બુદ તા બુદ ગર્દાન સેપેહેર, કે બા નુશ ઝેહેર અસ્ત બા કીને મેહેર.

છે). બીજું રાખનારો (ખુદા) મારો યાર અને બચાવનાર છે. તેની મેહેર મારે મનથી કિલ્લા સમાન છે. તું સૈતાબ તારા રખશને તારી લગાંમ [સોંપ અને લડ."

જયારે રૂસ્તમે શાહ કાઉશ તરફથી આ જવાબ સાંભળ્યો, ત્યારે તે લડવાને તઇયાર થયો. તે પેહેલે એકલો લડાઇનાં મેદાનમાં આવ્યો કે દુશ્મન તરફથી કોઇ તેનાં સાંમે લડવાને આવે. પણ કોઇ તેમ આવ્યું નહિ. તેથી સાંજ પડતાં તે પોતાની છાવણીમાં પાછો ફર્યો અને બીજી સહવારે લડાઇ બરપા કરી. તેની સાંમે ત્રણ પાદશાહનાં લશકરો ભેગાં મલ્યાં હતાં, તેથી તેણે પોતાનાં લશકરને હિમ્મત આપી કે મોટી સંખ્યાથી બીહી યા હારી જવું નહિ. તેણે કહયું કે "સો યા સો હજાર સવારો હોય તો ફીકર નહિં. લશકરની મોટી સંખ્યા કાંઇ કાંમ આવતી નથી. જો પાક યજદાંન આપણો યાર થાય છે, તો દુસ્મનનાં સર આપણે ખાકમાં લાવીશું."[૧]

એમ હિમ્મત આપી રૂસ્તમે લશકરને લડાઇ માટે ગોઠવ્યું. જમણી બાજુએ તેણે ગુરાજેને અને ડાબી બાજુએ ઝવારેહને સરદારી આપી. પછી રૂસ્તમ પોતાનો રખશ દપતાવતો લડાઇનાં મેદાનમાં આવ્યો. તેણે પેહેલે શામ[૨]નાં શાહ ઉપર હુમલો કર્યો. તેણે તેનાં ઉપર કમન્દ નાંખી અને જેમ ચોગાન (bat) થી દડાને ફેંકી દેવામાં આવે, તેમ તેને જમીન ઉપર ફેંકી દીધો. તુરત બેહેરામે તેના હાથો બાંધ્યા. પછી ગુરાઝેહે બરબરસ્તાનનાં શાહને પકડી બંદ કર્યો.

આ સર્વ મામલો જોઇ હમાંવરાનનો પાદશાહ ગભરાયો અને તેણે રૂસ્તમ પાસે સુલેહ માંગી. તેણે શાહ કાઉશને હમાવરાંનની રાજધાનીથી લાવી સપુરદ કરવાનું અને સાથે જર ખજાનો, માલમીલકત આપવાનું કબુલ કીધું. આ સરતે રૂસ્તમે સુલેહ કબુલ રાખી. પછી હમાંવરાનના પાદશાહે પોતાનાં મુલકમાં જઇ શાહ કાઉશને બંદમાંથી છોડી પોતાનાં તખ્ત ઉપર બેસાડયો. પછી તેનાં અને મીસર અને બરબરીસ્તાંનનાં લશ્કરો ઇરાનનાં શાહને શરણ થયાં અને એ ત્રણે રાજયનો કેટલોક ખજાનો ઇરાનના શાહને સપુરદ થયો.

---

૧ અગર સદ સવારન્દ મગર સદ હઝાર, ફ્રઝુનીએ લશ્કર ન આયંદ બકાર.
શુમારા બુવદ યાર યઝદાંને પાક, સરે દુશ્મનાંન અન્દર આરમ બ ખાક.

૨ શામનો મુલક તે સીરીઆ (Syria) છે. કદાચ સીરીઆનું લશ્કર હમાવરાંન (યમન) ના પાદશાહની મદદે આવ્યું હોય એમ દિસે છે. ઈજીપ્ટ યા મીસરની સત્તા અવારનવાર સીરીઆનાં મુલક ઉપર રહેતી. તેથી કદાચ મીસરનાં લશ્કરનાં ભાગ તરીકે સીરીઆનું લશ્કર ત્યાંનાં કોઈ રાજા યા સરદારની સરદારી હેઠળ ત્યાં આવ્યું હોય.

# કાઉસ પાદશાહે હવામાં ઉડવાની કોશેશ કરવી. તેમ કરતાં આવી પડેલી મુશ્કેલીમાંથી રૂસ્તમે તેને છોડવવો.

હમાવરાંનનાં પાદશાહ સાથેની લડાઇ ફતેહમંદી સાથે તમામ થતાં રૂસ્તમની કીર્તિ આજુબાજુ ફેલાઇ. એ ફતેહ પછી કાઉસ પાદશાહે પોતાનાં લશ્કરને મજબુત કરવા રૂમનાં કએસર[1] ઉપર પત્ર લખી પોતાનાં ઇરાની લશ્કરમાં દાખલ કરવા થોડુંક બહાદુર રૂમી લશ્કર તેની પાસેથી મંગાવ્યું.

આપણે આગળાં એક દાસ્તાનમાં જોયું કે ઇરાન ઉપર આરબોએ અને અફ્રાસ્યાબની સરદારી હેઠલ તુર્કોએ કાઉસ પાદશાહની પડતી જોઇ અને હમાવરાનમાં તેની મુસ્કેલી જોઇ હુમલો કર્યો હતો. સેવટે એ બેમાંથી તુર્કોએ આરબોને હરાવી પોતે ઇરાનમાં મોટે ભાગે પડાવ નાંખ્યો હતો. એ મુશ્કેલીમાંથી ઇરાનને છોડવવાને રૂસ્તમને અરજ થઇ હતી. પણ ઇરાનને એ પારકી ઝુસરીમાંથી છોડવવા આગમજ રૂસ્તમે જરૂરનું ધાર્યું હતું, કે પેહેલે કાઉસને હમાવરાનનાં બંદમાંથી છોડવવો. તેમ તેણે કર્યું. આરબોને એ બાબે ખબર પડતાં તેઓએ હવે એક કાસદને શાહ કાઉશ આગલ મોકલ્યો, અને પોતાની ફર્માનબરદારી જાહેર કરી. તેઓએ પોતાનાં પત્રમાં એવી મતલબનું જણાવ્યું કે જ્યારે તેઓએ અફ્રાસ્યાબને કર્ગસારના મુલકનાં લશ્કર સાથે ઇરાન ઉપર ચહડાઇ લાવેલો જોયો ત્યારે તેઓ ઇરાનમાં તેની સાંમે લડવા આવ્યા હતા, જે લડાઇમાં, જેમ અફ્રાસ્યાબનાં તેમ તેઓનાં ઘણાં માણસો માર્યાં ગયાં હતાં. તેઓએ વધુ જણાવ્યું કે તેઓ હવે શાહ કાઉશના ફર્માનબરદાર થઇ અફ્રાસ્યાબ સાંમે લડવાને તૈયાર હતા.

એવા પેગામ સાથે તેઓએ પોતાના કાસદને બરબરીસ્તાનના મુલકમાં શાહ કાઉશ આગળ મોકલ્યો. શાહ કાઉશ આ પેગામથી ખુશી થયો. હવે તેણે અફ્રાસ્યાબ ઉપર એક નામું લખ્યું, અને તેને ઇરાન છોડી જવાને કહ્યું, સબબ કે તે તેની માલેકીનો, મુલક હતો. અફ્રાસ્યાબે જવાબ કહેવાડયો કે ઇરાનના મુલક ઉપર તેનો બે પ્રકારે દાવો અને હક હતો. એક તો આ કે તેનો વડવો તુર, જે ફરેદુનનો વડો બેટો હતો, તેનો તે વારેસ હતો, અને વડા બેટાના વારેસ તરીકે

---

૧ ફીરદોસીની વખતની ગણત્રીની પ્રાણીક મુલકોમાંની આ એક છે. રૂમના રાજ કર્તાઓ "કએસર" (સીઝર Caesar) ને નામે તો ઘણા પછવાડેનાં વખતથી જાણાવા લાગ્યા હતા.

ફરેદુનની અસલ માલેકીના એ મુલક ઉપર તેનો વધારે હક હતો. બીજું આ કે ફતેહના હક (right of conquest) તરીકે તેનો ઇરાન ઉપર દાવો હતો. ઇરાન ઉપર જે આરબોએ હુમલો કર્યો હતો, તે આરબોને લડાઈમાં હરાવી તેણે એ મુલક હાથ કર્યો હતો. આ જવાબ સાંભળી શાહ કાઉસ બરબરીસ્તાંનના મુલક તરફથી તે મુલક જ્યાં ઉપલા આરબો હતા ત્યાં આવ્યો, અને અફ્રાસ્યાબ સાંમે લડવાની તૈયારી કીધી. અફ્રાસ્યાબ પણ સાંમે આવ્યો. બન્ને લશ્કરો વચે લડાઇ થતાં તેહમતન રૂસ્તમે અફ્રાસ્યાબનાં લશ્કરનાં મોટા ભાગને માર્યું. આ મામલો જોઇ અફ્રાસ્યાબે પોકાર મારી પોતાનાં લશ્કરને કહ્યું કે "આવા લડાઇના વખત માટે મેં તમોને તૈયાર કીધા છે, માટે હિમ્મતથી લડો. તમોમાંથી જે રૂસ્તમને માહાત કરશે તેને હું પાદશાહી અને છત્રી (છત્ર)[1] આપીશ, અને મારી એક છોકરી શાદીમાં આપીશ." આ સખુન સાંભળી તુરાનીઓ બહુ જોશમાં આવ્યા અને હિમ્મતથી લડયા. પણ લડાઇમાં તેઓનું અર્ધું લશકર માર્યું ગયું, અને તેઓનાં લોહીથી જમીન ગોલાબનાં ફુલ જેવી લાલ થઇ ગઇ. રૂસ્તમ આગળ અફ્રાસ્યાબ તકી શકયો નહિ અને તે લડાઇનાં મેદાંનમાંથી નાસી જઈ ગુરનાં મુલકમાં થઇને તુરાંન ભણી નાહઠો.

હવે શાહ કાઉશ ફારસના મુલકમાં આવી તખ્તે બેઠો, અને તેણે પોતાની સલતનતના મુલકોને સારી બંદોબસ્તમાં મેહ્લયા. સઘળા ભાગોમાં તેણે લશ્કરો રાખ્યાં, અને લાયક સરદારો અને હાકેમો નેમ્યા. તેણે રૂસ્તમ પેહેલવાંનને કુલે લશ્કરની સરદારી સોંપી, પોતાનું જે સઘળું સારૂં થયું તેનો જશ તેને આપ્યો. તેણે અલબુર્જ પહાડ ઉપર દેવો[2] પાસે પોતાને માટે બે મકાનો બંધાવ્યાં અને તેઓને કિમતી સિંગારથી સીંગાર્યાં. ત્યાં પોતાનાં પાદશાહી ઘોડાઓ અને ઉંટો વિગેરેનાં મકાનો બનાવ્યાં. ત્યાં એક ગુંબદ રૂપું મકાન બનાવી તેમાં એક મોબેદને રાખ્યો. એ મકાનને તેણે સર્વે પ્રકારનાં જ્ઞાનનું મકાન બનાવ્યું.[3] તેણે આખું વર્ષ બહારની મોસમ હોય એવા સુંદર અને રાહત સાથનાં પોતાનાં વસવાટ માટે અહીં મકાનો બનાવ્યાં. અહિં તેણે દેવોને એવાં તો કામથી રોકેલા

---

૧ અસલનાં વખતથી 'છત્રી' પાદશાહી દરજ્જાની યા એવા મોટા દરજ્જાની નિશાણી ગણાતી આવી છે.

૨ અહિ 'દેવો' શબ્દથી 'જેઓ ઇરાની અને માઝદયસ્નાંનો નહિ' તેઓ સમજવા. પણ તેઓ એવા પાર્કા મુલકના કુનેહબાજ હુનરમંદ કામદારો હોય એવું દિસે છે.

૩ એટલે કે એક ધર્મનું મકાન બનાવી તે મકાનને જેમ ધર્મનું તેમ જ્ઞાન અને એલમ હુનરનું મકાન બનાવ્યું.

રાખ્યા કે તેઓ કાંઇ બુરાઈ કરી શકે નહિ.[1] એક દીવસે આ દેવોના વડા ઇબ્લીસે પોત પોતાના લોકોની છુપી મિજલસ (અન્જુમન) બોલાવી અને તેઓને કહ્યું કે "પાદશાહ કાઉસ આપણુ દેવોની જીંદગીને રંજ અને સખ્તીથી ભરપુર બનાવે છે, માટે આપણામાંથી કોઇ એક હુસ્આર દેવે પાદશાહ આગળ જઇ તેને ખુદાન રાહથી ફેરવી તેની કિર્તિ ઉપર ધુળ છાંટવી જોઇએ." તે દેવોમાંથી કોઇએ શાહ કાઉસના ડરથી જવાબ આપ્યો નહિ. પણ એક બુરી તબેહ (દુઝખી) નો દેવ ઉઠી ઉભો થયો અને શાહને ખુદાના માર્ગ ઉપરથી ફેરવવાનું માથે લીધું. પાદશાહ પેહલવ શેહેરમાંથી શેકારે ગયો હતો ત્યારે તે તેની આગળ ગયો અને એક ફુલનો તોરો એનાયત કરી નીચે પ્રમાણે કહયું: "તારા જેવા મોટા પાદશાહને લાયક જગ્યા તો આ બુલંદ ફરતો આસ્માન છે. આ દુનીઆનો સર્વ કારોબાર તો તારી મરજી માફક થયો છે, પણ તારે માટે એક કામ હજુર બાકી રહયું છે. તે આ કે સૂર્ય તારીથી પોતાનો ભેદ ભરમ છુપાવે છે. તે કેમ ઉગે છે અને કેમ આથમે છે? વલી ચંદ્ર શું છે? રાત અને દહાડો કેમ બને છે? અને આ ફરતા આસ્માન ઉપર વડો સરદાર (સાલાર) કોણ છે? એ સર્વેનું જ્ઞાન તારાથી છુપું છે. જમીન તારી મરજી પ્રમાણે તારા દોર હેઠળ આવી છે, પણ આસ્માન તેમ નથી આવ્યો."

આવા આવા વિચારોથી તે દેવે શાહ કાઉસનું મન ગુમાન ભર્યું કીધું. તેણે વિચાર કર્યો નહિ કે "આસ્માનના ચક્રને કશાનો ટેકો નથી અને જો કે આ સેતારાઓ ઘણા છે તો પણ તેઓનો કર્તા યજદ એકજ છે. તેઓ સર્વે તે ખુદાનાં ફર્માન હેઠળ છે. ખુદા પોતાની સર્વે પેદાયશનો હાજતમંદ નથી અને તેણે આસ્માન અને જમીન માણસ જાતનાં ઉપયોગ અને ભોગવતા માટે પેદા કીધાં છે." આવા જ્ઞાનની ગુમરાહીમાં પાદશાહે વગર પાંખે હવામાં ઉડવાનો વિચાર કરવા માંડયો કે કોઇ રીતે આસ્માનપર ઉડાય તો ત્યાં જઇ સર્વ કારોબાર પોતે જોએ. તેણે ઘણાક જાણકાર પુરૂષોથી પુછપરછ કીધી કે પૃથ્વીથી ચંદ્ર કેટલો દૂર હશે? તેઓએ એ બાબે તેને કેટલીક ખબર આપી ત્યાર પછી પાદશાહે આકાશમાં ઉડવા માટે નીચે પ્રમાણે તદબીર કીધી.

રાત્રે જયારે અકાબ નામના પક્ષીઓ પોતાના માળામાં સુતેલાં હતાં ત્યારે તેણે તેઓનાં બચ્ચાંઓ ઉંચકી મંગાવ્યાં. તે બચ્ચાંઓમાંથી એકેક બબેને તેણે જુદા જુદા ઘરોમાં ઉછેરાવ્યાં. તેઓને લાંબો વખત સુધી મુર્ગ અને બકરાં મેંઢાંનાં કબાબના મજબુતી આપનારા ખોરાક ઉપર ઉછેરાવ્યાં. એવા મજબુત ખોરાકથી

---

૧ હાલમાં આપણે આપણાં દેશમાં સાંભળીએ છીએ, કે અંગ્રેજ સરકાર ભીલ જેવા લુતફાત કરનારા બુરા લોકોને માટે કામનાં નવાં ખેતરો સોધી કહાડીને તેઓને રોકેલા રાખે છે, કે સુલેહ સંપભર્યા ધંધામાં પડી તેઓ પોતાનાં બુરા કામોથી સુધરી જાએ. કાઉસ પાદશાહની કોશેશ એવાજ પ્રકારની દિસે છે.

તેઓ સિંહ જેવાં મજબુત બન્યાં. પછી પાદશાહે અઉડનાં લાકડાંનું એક તખ્ત બનાવ્યું. તે ઉપર સોનેરી પત્રાંનું છત્ર કરાવ્યું. તેની બાજુઓ ઉપર લાંબા નેજાઓને ઉંચે મુકાવ્યા. તે નેજાઓ ઉપર બકરાંનાં ગોસ્તની રાંનો તંગાવી. ત્યાર પછી પેલા મજબુત અકાબ પક્ષીઓમાંથી ચાર ઘણાં મજબુત પક્ષીઓને પેલાં તખ્ત સાથ બંધાવ્યાં. પછી તે તખ્ત ઉપર કાઉશ પાદશાહ પોતે બેઠો. જ્યારે પેલાં અકાબ પક્ષીઓ ભુખાં થયાં ત્યારે પેલા નેજાઓની તોંચે તાંગેલાં ગોસ્ત તરફ તે ખાવા કાજે ઉડવા લાગ્યાં. એમ ઉડતાં તેઓ સાથે પેલું તખ્ત પણ હવામાં ઉંચકાવા લાગ્યું. જ્યાં સુધી તેઓમાં કૌવત રહયું ત્યાં સુધી તે પક્ષીઓ તે ગોસ્ત તરફ ખેંચાઇ ઉડવા લાગ્યાં. તે નેજાઓ તખ્ત સાથે બાંધેલા હતા તેથી તખ્ત ઉંચકાતાં તે નેજાઓ અને ઉપરનું ગોસ્ત પણ ઉંચે ઉંચકાતું. આ મુજબ શાહ તખ્ત સાથે ઉપર ઉંચકાતો ગયો.

શાએર ફીર્દોસી કહે છે કે "કોઇના કહેવા મુજબ કાઉસ આકાશ તરફ ઉડયો, અને ફેરેસ્તાઓનાં મઠકથી પણ ઉપર ગયો. બીજાઓનાં કહેવા પ્રમાણે તે આકાશ ઉપર તે (આકાશ) ની સાથે તીર કમાનથી લડવાને ઉડયો. તે બાબે તરેહવાર વાતો કેહેવાયલી છે. ખરી હકીકત શું છે તે ખુદા સિવાય કોઇ જાણતું નથી. પેલાં પક્ષીઓ જ્યારે ઉડતાં ઉડતાં થાકયાં ત્યારે પાંખ નીચે કરી નીચે ઉતરવા લાગ્યાં. તેઓ આ મુજબ એક જંગલમાં ઉતર્યાં, અને તેઓ સાથે તખ્ત પણ આકાશમાંથી હેઠે આવ્યું. અજબ છે કે નીચે જમીન તરફ તખ્ત આવતાં પાદશાહ તેનાં આંચકાથી માર્યો ગયો નહિ. તે જંગલમાં નાચાર થઇ પડી રહ્યો અને ખુદા તાલાની નેઆએશ કરવા લાગ્યો."

હવે પેલી તરફ કાઉશનું લસ્કર તેને માટે સર્વે બાજુએ ખોળ કરવા લાગ્યું. સેવટે રૂસ્તમ, ગેવ અને તુસને પાદશાહ જે જગ્યાએ પડયો હતો તે જગ્યાની ખબર પડી. ત્યાં તેઓ લસ્કર સાથે ગયા. બુધા ગોદ્રેજે રૂસ્તમને કહયુ કે "મેં ઘણાંક પાદશાહોને અને મોટા આદમીઓને જોયા છે પણ પાદશાહ કાઉશ જેવો આપ ખુદ મરજી પ્રમાણે કામ કરનાર (ખુદ–કામ) મેં કોઇને જોયો નથી. એ અકકલ અને ડહાપણ વિણાનો છે. આગળા કોઇ મહાંન બુર્જેગોએ એમ આસ્માન ઉપર જવાનો વિચાર કર્યો હતો નહિ. તે દીવાનાં જેવો છે અને જાણે પવનના દરેક સપાટા પ્રમાણે હીલચાલ કરે છે." હવે સર્વ જન જ્યાં કાઉસ હતો ત્યાં જઇ લાગ્યા. ગોદ્રેજે તેનાં ઉપર ઘણો ગુસ્સો કીધો, અને કહ્યું કે "આ સાથે ત્રણ વખત તેં હુલડાઇભર્યાં કામો કર્યાં છે. પેહેલું, માજીનદરાંન ઉપર ચહડાઇ લઇ જવાનું. બીજું, હમાવરાનનાં પાદશાહ જેવા દુશમનને ત્યાં તું પરોણા સમાન રહયો, અને તેનું જે પુટલું હતું તેનો તું પુંજનાર (બ્રાહમણ) થયો[1].

[1] એટલે તે પાદશાહની પુટલાં જેવી સુંદર બેટી "સોદાબે" ની મહોબતમાં પડી તું તેણીનો જાણું બ્રાહમણ જેવો પુજનાર થયો.

ત્રીજું, તુ હાલ આસ્માન ઉપર ઉડયો છે. આસ્માન ઉપર જવાનું આ તારૂં કામ જાંણે ખુદા સામે બળવો ઉઠાવવા બરોબર[1] છે. હવે તું બીજા સર્વ પાદશાહોની માફક ભલી રીતે રાજ્ય કર." કાઉશ પાદશાહ આ સર્વે સખુનો સાંભળી શર્મીંદો થઇ ગયો. પછી તે પોતાનાં મુલક તરફ પાછો ફર્યો અને મેહેલમાં ૪૦) દિવસ સુધી ખુદાની શુક્રગુજારીમાંજ મશગુળ રહ્યો, અને પોતાના હુલડ ગણાતાં કામ માટે પસ્તાવો કરવા લાગ્યો. ખુદાતાલાએ તેની પશેમાની કબુલ રાખી, અને તે આસ્તે આસ્તે પોતાનાં તખ્ત ઉપર પગભર થઇ ભલો અમલ ચલાવવા લાગ્યો.

---

# "સાત પેહેલવાનોની લડાઇ"ને નામે જણાયલી લડાઇમાં રૂસ્તમની લડાઇ.

એક વખતે રૂસ્તમે નવન્દ નામની જગ્યાએ ઇરાની સરદારોને એક મોટી મેજબાંની આપી. ફીર્દોસી કહે છે કે એ જગ્યા તે હતી, કે જયાં તેના વખતમાં આઝરબુર્જીન[2] નામનો આતશ બલતો હતો. એ મેજબાનીની મીજલસમાં મોટા મોટા ઇરાની સરદારો પોત પોતાના લશ્કરો સાથે ભેગા મલ્યા હતા. એઓમાં તુસ, કેશ્વાદનો ગુદેજ, બેહેરાંમ, ગેવ, ગુર્ગીન, જંગે શાવરાન, ગુસ્તહમ, ખરરાદ, બુર્જીન અને ગોરાજેહ નામના નામીચા ઇરાની સરદારો હતા. એ એક જાતની લશ્કરી કવાયદ (Review) અને લશકરી રમત ગમત (Tournament) ની મોટી લશકરી દરબાર હતી. તેમાં દડી દાવ, તીરંદાજી, અને શેકારની રમત ગમત સાથે ખાણી પીણી ચાલતી હતી. ઘણાક દહાડા એવી ખુશી ખુશાલી અને મજાહમાં પસાર થયા. ત્યાર પછી એક દહાડે ગેવે જેહાંપેહેલવાન રૂસ્તમને કહ્યું કે "જો તું નામવર પસંદ કરે તો આપણે અફ્રાસ્યાબના મુલકમાં તેની શેકારગાહમાં જઇએ અને ત્યાં આપણી શેકારી ટોળકીના શેકારની એવી તો જુમ્બેશ મચાવ્યે કે તેથી ઉડતી ધુલથી જાણે આફતાબ પણ ઢંકાઇ જાય." રૂસ્તમને એ

---

૧ એવું દીસે છે કે કાઉશ પાદશાહ હંમેશ વધુ જ્ઞાન મેલવવાની તલબ રાખતો હતો. તેવી જીજ્ઞાશાને લીધે તેણે હવામાં કોઇ યુકતિથી ઉડવાની કોશેશ કીધી. પેલી કહેવત છે કે "ફાવ્યો ડાહ્યો," તેમ જો તેની કોશેશ, જે અલબતે તો થોડીક ફતેહમંદ નિવડી હતી, તે પાર પડતે તો તે મોટો પ્રાક્રમી ગણાતે. ફીરદોસી જેવા પાછળા તવારીખ નવેશે તેની નિષ્ફળતાને ઘણું વજન આપ્યું છે. તેમ કરતાં એ પાદશાહને ઘેર ઇનસાફ કરેલો દિસે છે. હાલના જમાનામાં હવામાં યંત્રો મારફતે ઉડવાની કોશેશ થોડાંક વર્ષ ઉપર દીવાનાઓની કોશેશ જેવી ગણાતી, પણ એવી હુલડ ગણાતી અને સેંકડોનાં જાનનો ભોગ લેતી કોશેશોએ દુન્યાનાં જ્ઞાનમાં વધારો કર્યો છે. પુરાણા પારસી પુસ્તકોમાં તો એ પાદશાહને કુનેહબાજ અને આગાહમંદ કહયો છે.

૨ એ નામે જણાયલાં એક પુરાણાં ઇરાની આતશ બેહેરામનાં પવિત્ર આતશને, આતશની નીઆએશમાં "રોજ નેકનામ" વાલો ભાગ ભણતાં યાદ કરવામાં આવે છે. એ આતશની હકીકત માટે જુઓ મારૂં પુસ્તક "ઇરાની વિષ્યો." ભાગ ૧ લો પા. ૧૬૧ થી ૧૬૬.

વિચાર પસંદ આવ્યો અને આ ઇરાની સરદારોની તુકડી તુરાનના મુલકમાં શેકાર માટે બીજે દિવસેજ ગઇ. તેઓ શહદ નદીવાળી જગ્યા, જ્યાં અફ્રાસ્યાબના શેકારની જગ્યા (નખ્ચીર ગાહ)[1] હતી ત્યાં સરખ્સના મુલક ભણી ગયા. ત્યાં જઇ તેઓએ પોતાની છાવણી ઠોકી અને તરેહવાર જાનવરના શેકારમાં મશગુળ રહ્યા. સાત દહાડા સુધી તેઓએ શેકારની સાથે સાથે ખાંણી પીણીની મજાહ ભોગવી. આઠમે દહાડે રૂસ્તમે તેઓને કહ્યું કે 'હવે આટલા વખતમાં કદાચ અફ્રાસ્યાબને ખબર પડી હશે કે આપણે તેના મુલકમાં શેકાર કરવા આવ્યા છિએ, માટે તે બુરો પાદશાહ કદાચ આપણા ઉપર એકાએક હુમલો કરવાનો વિચાર કરશે. તેથી આપણે સાહુચેત રહેવું જોઇએ અને આપણામાંથી એક જનને ચોકીબાન સરદાર તરીકે નેમવો જોઇએ કે જે તપાસ રાખે અને અફ્રાસ્યાબનાં લશકરની તે ખબર રાખતો રહે અને જયારે તેના આપણી તરફ આવવાની કોઇ નિશાણી જોએ કે તુરત આપણને ચેતાવે." ખબર રાખનાર ચોકીબાન (તળાયા) નાં આ કામ માટે ગુરાજેહ તૈયાર થયો અને તેણે તે કામ માથે લીધું. પછી સરદારો પાછા શેકારમાં કેટલાક દિવસ સુધી મશગુલ રહ્યા.

આ અરસામાં અફ્રાસ્યાબને એ બાબતની ખબર પડી, ત્યારે તેણે એક રાતને વખતે ગુપ ચુપ પોતાનાં અમલદારોની મીજલસ બોલાવી અને તેઓને કહ્યું કે "સર્વે ઇરાની સરદારોને ગુપચુપ ઘેરી લઇ પકડી લેવાની આ સારી તક છે જો આપણે એમ કરીશું તો કાફેશ પાદશાહનો દહાડો ઘણો બતંગ આવશે." એમ કહી તેણે ત્રીસ હજાર સવારોનું એક લસ્કર તૈયાર કર્યું અને તેઓને બીઆબાનને રસ્તે કુચ કરવા કહી કે તેથી મુલકમાં ગરબર થાય નહિ અને ઇરાની સરદારોને ખબર પડે નહિ. તેણે તે લસ્કરને શેકારગાહવાળી જગ્યાની ચારે બાજુએ વેહેંચી નાંખ્યું, કે તેઓ આગળ વધી સર્વે બાજુથી ઇરાની સરદારોનો રસ્તો ઘેરી નાંખે અને તેઓનો જવાનો માર્ગ બંધ કરી નાંખે.

હવે શેકારગાહવાલી જગ્યાએથી ગુરાજે, જે એ બાબે ખાસ નેગેહબાની કરી તપાસ રાખતો હતો, તે દુરથી લશકરી વાવટો અને લશકરી હીલચાલ જોઇ તુરતજ રૂસ્તમ, જે ખુશી ખુશાલીની મીજલસમાં મશગુલ હતો અને શરાબ પીતો હતો તેની આગળ ગભરાતો દોડયો, અને એક મોટાં તુરાની લશકર આવી પહોંચવાની ખબર આપી. રૂસ્તમ એ ખબર સાંભળી ખુશમીજાજથી હસ્યો અને બોલ્યો કે "આપણું નસીબ ફતેહમંદ છે. તું તુર્કનાં પાદશાહથી એટલો બધો શા કાજે બીહે છે? હું એખલો તેનાં મોટાં લશકરને પહોંચી વળવા મારા

---

૧ "નખ્ચીરગાહ" તે હાલમાં જેને "Reserves" કહે છે તેવી જગ્યા હોય છે, કે જયાં પાદશાહો યા મોટા દરજાનાં માણસો માટે પુરકળ શેકારો ઘેરી રાખેલા હોય છે અને જયાં કોઇ બીજાને શેકાર કરવા દેવામાં આવતા નથી.

ગુરૂજ, રખશ અને બખ્તર સાથે તૈયાર છું. અહિં આપણા સાત પેહેલવાંનો એવા જોરમંદ હાજર છે કે જેઓ દરેક પચીસસો સવારોની બરાબરના છે.” એમ કહી તેણે સાકી પાસે શરાબની એક જામ ભરાવી અને પછી શાહ કાઉશનું નામ યાદ કરી તેની તંદરોસ્તી, લાંબી જીંદગી અને આબાદીની સલામતી લીધી. તેણે તે જામ નોશ કીધી, અને પાદશાહ તરફ પોતાની ફર્માબરદારી દેખાડવા જમીનને બોસો દીધો. પછી તેણે ફરીથી શરાબ નમાવી બીજી સલામતી તુસ, જે કાઉસનાં પાદશાહી ખાનદાનનો હતો, તેની લીધી. પછી ત્રીજી સલામતી તેણે પોતાના ભાઇ જવારેહની લીધી. પછી જવારેહે પોતે પાદશાહની સલામતીમાં એક મોટી જામ (સાગર) શરાબ પીધો, અને પાદશાહ માટેનાં માનને ખાતર જમીનને બોસો દીધો.

પછી ગેવે રૂસ્તમને કહ્યું કે “અફ્રાસ્યાબ અહિં આવે તે આગમજ હું તેના માર્ગમાં આવેલી નદી ઉપર જઇ તેનાં પુલનો કબજો લઉં અને તેને માર્ગમાં અટકાઉં. તેટલાં આપણા સવારો લડાઇ માટે સારી રીતે તૈયાર થાશે. હવે મજાહ અને આરામનો વખત તમામ થયો છે.” એમ કહીને તે પુલ તરફ દોડયો પણ તેટલાં તો તુર્કો નદી ઓલંગી આએ પાર આવી ચુકયા હતા. હવે રૂસ્તમ હથ્યાર પેહેરી રખશ ઉપર સવાર થઇ અફ્રાસ્યાબ સાંમે ગયો. અફ્રાસ્યાબ તેને જોઇ ગભરાયો. ગેવ પેહેલો જંગનાં મેદાનમાં આવ્યો, અને તુરાનીઓના ઘણાકોને મારી નાંખ્યા. આ ગભરાતભર્યો મામલો જોઇ અફ્રાસ્યાબ જંગનાં મેદાંનમાં આવ્યો. તેને જોઇ રૂસ્તમે પોતાનો રખશ લડાઇનાં મેદાનમાં દપતાવ્યો, અને તેની પાછળ કેસ્વાદનો બેટો મેદાનમાં આવ્યો. તેઓએ તુરાંની લશકરનો દહાડો સીહા કર્યો. આ મામલો જોઇ અફ્રાસ્યાબે પીરાનને લડાઇનાં મેદાનમાં જવા ફર્માવ્યું. પીરાન દસ હજાર માણસનાં લશકર સાથે ઇરાનીઓ સાંમે ગયો અને રૂસ્તમ કે જેની ઉપર લડાઇની જીત કે હારનો આધાર હતો તેની સાંમે ગયો. રૂસ્તમે પોતાનો ઘોડો દપતાવ્યો અને પીરાનનાં લશકરનાં નજદીક અર્ધા ભાગને મારી નાખ્યું. અફ્રાસ્યાબે જયારે આ સર્વ જોયું ત્યારે પોતાના સરદારોને કહ્યું કે “જો આવો મામલો રાત સુધી ચાલુ રહેશે તો આપણું સર્વ લશકર માર્યું જશે. માટે હવે કાંઇ પણ ઇલાજ આપણે કરવો જોઇએ.” જયારે પીરાનનો ભાઇ પીલસુમ, જેનો હમનબર્દ રૂસ્તમ સીવાય બીજો કોઈ નહિ હતો, તેણે આ સખુન સાંભળ્યા ત્યારે તે પાદશાહ અફ્રાસ્યાબ આગળ ગયો અને કહ્યું કે “મારી આગળ તુસ, ગેવ, બેહેરાંમ, જગે સાવરાંન જેવા પેહેલવાનો ખાક મીસાલ છે; માટે તું શાહ ફર્માવે તો હું લડાઇમાં જાઉં અને સર્વ ઇરાનીઓના ચાંદને વાદળ હેઠળ લાઉં (એટલે કે તેઓનાં રોશન દહાડાને સીહા કરૂં).” પાદશાહે આ શબ્દોથી ખુશી થઇ તેને લડાઇનાં મેદાનમાં મોકલ્યો. પીલસુમે ઇરાની લશકર ઉપર હુમલો કર્યો અને

તલવારથી ઘણાકોને માર્યા. પછી તેણે ગુર્ગીનની સાંમે આવી તેનાં ઘોડાને તલવારથી માંથાં ઉપર ફટકો મારી તેને નીચે નાંખ્યો. આ મામલો જોઇ ગસ્તહમ લડાઇનાં મેદાંનમાં દોડયો અને પીલસુમની સાંમે ગયો. પીલસુમે એક તલવારનો ફટકો તેન માથાં ઉપર માર્યો અને તેની કોલાહ ફેંકી દીધી. જયારે લશકરની જમની સફીલ ઉપરથી જંગે સાવરાંને આવો બનાવ જોયો ત્યારે તે તુરત ગસ્તહમની મદદે દોડયો. પીલસુમે પોતાની તલવારના ફટકાથી તેનું બખ્તર ફાડી નાંખ્યું અને તેનાં ઘોડાને જમીન ઉપર નાંખ્યો. જંગે સાવરાંન પોતાનાં ઘોડા વગર હવે પાંઉપીઆદો પીલસમ સાથ હિમ્મતથી લડવા લાગ્યો. લશકરની કલબગાહથી જયારે ગેવે તેની આવી હાલત જોઇ ત્યારે તે ઉપલા ત્રણે ઇરાંની સરદારો ગુર્ગીન, ગસ્તહમ અને જંગે સાવરાંનની મદદે દોડયો. એ ચારે ઇરાની સરદારોએ પીલસમ ઉપર હુમલો કર્યો પણ તે એકલો એ ચારોને પુગો પડયો.

પેલી બાજુથી જયારે તુરાની પીરાને આ મામલો જોયો અને પીલસમને ચાર ઇરાની સરદારો સાથે લડતો જોયો ત્યારે તે તેની મદદે દોડયો, અને ગેવને કહયું કે "ચાર પેહેલવાંનોએ સાથે મળી એક પેહેલવાન સાંમે લડવામાં માન નથી." એમ કહી તેણે તેઓ ઉપર હુમલો કર્યો. જયારે રૂસ્તમે આ સર્વ જોયું ત્યારે તે મેદાનમાં આવ્યો, અને તુરાની લશકરને મારવા લાગ્યો. જ્યારે પીલસમે રૂસ્તમને જોયો ત્યારે તે લડાઇનાં મેદાનમાંથી નાહઠો અને પછી ઇરાની સરદારોએ ઘણાક તુરાનીઓને માર્યા.

જયારે અફ્રાસ્યાબે આ મામલો જોયો ત્યારે તેને અલ્હકુસ પેહેલવાનનું નામ પોકાર્યું અને કહ્યું કે "અલ્હકુસ, જે એક વખત શરાબની મસ્તીમાં ગેવ અને રૂસ્તમ સાથ લડવાની હામ ભીડતો હતો, તેની હવે હિમ્મત કયાં ગઇ?" આ સખુનો સાંભળી અલ્હકુસ અફ્રાસ્યાબ આગળ આવ્યો અને તેનાં ફરમાવવા પ્રમાણે લડાઇના મેદાનમાં ઇરાનીઓ સામે ગયો. તેણે પોતા સાથે હજારથી વધુ સવારો રાખ્યા કે જેઓ ચુનન્દા સવારો હતા અને નાહીદ (સુકર) અને અહુરમજદ સેતારાની માફક પોતાની કીર્તિથી રોશન થયા હતા. તે રૂસ્તમને ઓલખતો હતો નહિ. તેથી તેના ભાઇ જવારેહને રૂસ્તમ સમજી તેનાં ઉપર હલ્લો કીધો. જવારેહે જયારે તેનાં ઉપર નેજો ઉઠાવી હુમલો કીધો ત્યારે તેણે પોતાનો નેજો ઉઠાવી તેનાથી જવારેહનો નેજો ભાંજી નાંખ્યો. પછી તેઓ બંન્ને તલવારથી લડવા લાગ્યા, અને એમ લડતાં તેઓની તલવારો ભાંગી ગઇ. પછી તેઓ ગુરૂજથી લડયા. એ લડાઇમાં અલ્હકુસે જવારેહ ઉપર ગુરૂજનો એક ફટકો જોરથી મારી તેને જમીન ઉપર નાંખ્યો, અને તુરત ઘોડા ઉપરથી ઉતરી તેનાં સરને તેનાં તનથી જુદું પાડવાનો કસદ કીધો. આ મામલો જોઇ રૂસ્તમ એક મોટો પોકાર મારી પોતાના ભાઇની મદદે તુરત દોડયો. તેનો પોકાર સાંભળી અલ્હકસ ગભરાઇ તુરત પાછો પોતાનાં ઘોડા ઉપર સવાર થયો.

તે રૂસ્તમની સાંમે થયો અને તેનાં કમરબંદપર નેજાનો ફટકો લગાવ્યો. પણ રૂસ્તમનાં બખ્તરને લીધે તે નેજાનો જખમ તેને લાગ્યો નહિ. પછી રૂસ્તમે પોતાનો નેજો તેનાં શરીરમાં ભોકી કહાડી તેને નેજાની ટોંચ ઉપર જીન ઉપરથી ઉચકી હવામાં ઉંચે ધર્યો. આ જોઇ બન્ને બાજુનાં લસ્કરો અજબ થઇ ગયાં. પછી રૂસ્તમે તેને જમીન ઉપર ફેંકયો. પછી સાતે ઇરાની સરદારો તુર્કી લશ્કર ઉપર તુટી પડી તેને મારવા લાગ્યા.

જયારે અફ્રાસ્યાબે આ સર્વે જોયું ત્યારે તેણે પોતાના લસ્કરને પોકાર મારી એક વખત ફરી લડાઈની કોશેશ કરવા કહ્યું. તેનું લસ્કર ફરીથી ઈરાની સરદારો સાંમે લડવા લાગું, પણ તે આખરે હાર્યું. તેથી હવે અફ્રાસ્યાબ લડાઇનાં મેદાનમાંથી નાહો. જ્યારે રૂસ્તમે તે જાણ્યું ત્યારે પોતાના રખશને કહ્યું કે "અએ મારા યાર! આ લડાઈના વખતે તું કાંઈ પણ સુસ્તી ના કર (એટલે કે સેતાબ દોડ), સબબ કે તારી પીઠ ઉપર તેની પાછળ લાગી હું તેને બીજાન કરવા માગું છું."

રખશ, જાણે તેને પાંખ હોય તેમ, સેતાબ દોડવા લાગ્યો. તેમ કરતાં રૂસ્તમે અફ્રાસ્યાબને પકડી પાડયો, અને તેનાં ઉપર કમન્દ નાંખી કે તેને બંદમાં લાવે. પણ તે કમન્દ અફ્રાસ્યાબે કાપી નાંખી, અને તુરત પાછો નાહસવા લાગ્યો. તેનો ઘોડો ઘણો સેતાબ હતો. આ મુજબ રૂસ્તમને હાથથી છુટી, જેમ તોફાન ઝડપથી દોડે તેમ, તે નાહો, અને તેનું લસ્કર તેની પાછળ નાહઠું. તે જેહાંન પાસે મધ માંગવા ગયો પણ ઝેહર મેલવવા પાંમ્યો.[1] પછી સર્વ ઇરાની સરદારો જે જગ્યાએ શેકારે આવ્યા હતા ત્યાં પાછા ફર્યા, અને ત્યાંથી કાગળ લખી શાહ કાઉશને સર્વ હકીકતથી વાકેફ કીધો અને તેને જણાવ્યું કે "જવારેહ જખમી થયો હતો તે સિવાય કોઇ પણ ઇરાની સરદાર માર્યો ગયો હતો નહિ." ત્યાર પછી તેઓ શેકારગાહમાં બીજા બે અઠવાડિયાં રહ્યા, અને ત્રીજે અઠવાડિયે શાહ કાઉશની દરબારમાં પાછા ફર્યા.

---

# રૂસ્તમને હાથે તેના બેટા સોહરાબનું માર્યા જવું.

સાએર ફિર્દોસી આ દાસ્તાનની શરૂઆતમાં નીચે પ્રમાણે કહે છે: "આ દાસ્તાન આંખમાં આંસુ લાવે તેવું છે. નાજુક દેલના માણસો રૂસ્તમની વર્તણુંકથી

---

૧ હમી ગુરા જુસ્ત અઝ જેહાંન યાકૂત ઝેહેર.

તેનાં ઉપર ગુસ્સે થાય છે, અગરજો તોફાની પવન કાચી નારંગી (તરન્જ) ને પાકે તે આગમજ જમીન ઉપર તોડી પાડે તો આપણે તે પવનને શું કહીશું? તેને સેતમગાર કહીશું કે ઇનસાફી કહીશું? તેને હુનરમંદ કહીશું કે બી હુનરમંદ કહીશું? (તેજ મુજબ રૂસ્તમ જેણે સોહરાબ જેવા, હજી તો ખીલતા ફુલ જેવા કુમળા જવાનને મારી નાંખ્યો તેને માટે શું કહીશું?) પણ જો મોત એક જાતનો ઇનસાફ હોય (એટલે આ દુન્યા ખુદાના હાથના કારોબાર માટે સર્વ માટે મોત જરૂરનું સરજેલું હોય તો) મોતમાં ગેર ઇનસાફ જેવું શું છે? (એટલે તેમાં સર્વએ સંતોષ લેવો જોઇએ). ઓ માણુસ! આ બાબદના સર્વ ભેદથી તું વાકેફ નથી. આ બાબદમાં પરડા પછવાડે શું છે તે જાણવાનો તારે માટે માર્ગ નથી. આ ભેદનો દરવાજો, કોઇ માટે ખુલ્લો થયો નથી. મરણ બાદ જો તું બેહેતર જગ્યા પામવાનો હોય તો, જો બીજી દુન્યામાં તું આરામ પામવાનો હોય તો, તુંએ, શું જવાને કે જઇફે, મોતને (એક ભલાં સેવટ તરીકે) વખાણવું જોઇએ. જો આતશ રોશની આપતી વેળા પોતે બળે તો, તે તેમ બળે તે માટે, અજબ થવાનું નથી (એટલે કે જેમ આતશ રોશની આપતાં પોતે બળે છે તેમ માણુસ ભલી જીંદગી ગુજારતાં ઘસાએ યા રંજ ખેંચે અને મોતને શરણ થાએ, તો તેમાં અજબ થવા જેવું નથી. તે બરાબર કુદરતી કાયદા પ્રમાણે છે). જેમ એક જુનાં યા સુક્કાં બીમાંથી નવું ઝાડ પેદા થાય છે તેમ આતશ જ્યારે પુર પ્રકાશમાં આવે છે ત્યારે પોતે બળે છે (મતલબ કે એજ મુજબ માણુસોએ બેહેતર હાલતમાં આવવા માટે મોતને શરણ થવું એ એક નહિ છુટી શકાય એવી જરૂરીયાત છે). બીજું વલી ભયંકર આગની માફક મોતનો દમ શું જવાન કે જઇફને છોડતો નથી. મોતનું કારણ કાંઇ બુઢાપો નથી, ત્યારે જવાનોએ મોજ મજાહનેજ શું કામ વળગી રહેવું જોઇએ? (એટલે કે જ્યારે ફકત જઇફીમાંજ મરણ આવે છે અને જવાનીમાં મરણ આવતું નથી એમ નથી ત્યારે જવાનોએ નભરવશ રહી ફક્ત મોજ મજાહનેજ વળગી રહેવાનું નથી કે હજુર મોતને આવી પહોંચવાને વાર છે. તેઓએ ઘટતી મોજ અને આરામ સાથે મોત માટે હંમેશાં તૈયાર રહેવું જોઇએ, સબબ કે કોઇ પણ વખતે, ખુદ જવાનીમાં તે આવી પહોંચે છે.) મોત આવી પહોંચે છે ત્યારે તે ખોટી રહેતું નથી. તું જાણ કે મોત એ એક જાતનો ઇનસાફ છે, ગેર ઈનસાફ નથી. એટલે ખુદાએ તે ભલાંને માટે એક જરૂરીઆત તરીકે સરજ્યું છે. અને તેથી જ્યારે ઈનસાફ મળે ત્યારે ફર્યાદનો અવાજ કહાડવાની શી જરૂર છે? (એટલે કે જ્યારે તે જરૂરનું છે ત્યારે તે માટે વીલાપ શા માટે કરવો જોઇએ?) જો ખુદા માટેનાં તારાં એકીનમાં તું ખલલ નહિ કરવા માંગતો હોય તો મોત આગળ તું જવાની અને જઇફી બન્ને એક સરખાં સમજ. ખુદા ઉપરના વિશ્વાસના ખજાનાથી જો તારૂં દેલ ભરપુર હોય તો તારે માટે ચુપકીદીજ બેહેતર છે, સબબ કે તું ખુદાનો બંદો છે. (એટલે ખુદાની જે મરજી હોય તેને શરણ થવામાંજ ખુદા ઉપરના ઇતબારનો

આધાર છે). ખુદાની પરસ્તેશમાં મશગુલ રેહ અને સેવટના દહાડા માટે કામ કરતો રહે."

એક દિવસે જયારે રૂસ્તમનું દિલ જરા ગમગીન હતું, ત્યારે તેણે થોડાક દિવસ બહાર શિકારે જવાને વિચાર્યું. તે રખશ ઉપર સવાર થઇ તુરાન ભણી ગયો, અને સમનગાન શેહર, જે હાલના તુર્કોમાનનો મુલક ગણાય છે, ત્યાં શિકાર માટે આવ્યો. ત્યાં શિકારથી ફારેગ થઇ પોતાના રખશને ચરતો મુકી મેદાનમાં એક રાત્રે સુઈ ગયો.

હવે સમનગાનના પાદશાહની એક બેટી, તેહમીના નામની હતી. શાએર કહે છે કે "તેણી માહતાબ જેવા ચેહેરાની હતી. તેણી રોશન ખોરશેદની માફક રંગ અને ખુશબોથી ભરપૂર હતી. તેણીનાં બે ભવાં કમાન મિસાલે હતાં. તેણીના બાળના બે ગુછળાં કમન્દ જેવાં હતાં. કદમાં તેણી બુલંદ સરવના ઝાડ જેવી સીધી હતી. તેણીના ગુલાબ મિસાલના ચેહેરાના બે ભાગ શરાબના ખવાસના, નરગેશના ફુલ જેવા હતા. તે બેહેસ્તના અંબરની ખસલતના શમસાદના ઝાડની મિસાલે હતા. તેણીના કાનનો લટકતો ભાગ ખોર્શેદ માફક ચળકતો હતો અને તેમાંથી કાનના લુલકનો હલકો લટકતો હતો. તેણીના બે હોઠ ગુલકન્દ જેવા મીઠા હતા અને તેણીની જબાન શાકર જેવી શીરીન હતી. તેણીનું મોંહ મોતી અને ગોહરથી શીંગારેલું હતું. જાણે સેતારો અકીકની નીચે છુપાયલો હોય, તે મિસાલ તેણી દિસતી. તું કહેશે, કે શુકરનો સેતારો જાણે તેણીનો સાથી બન્યો હતો. તેણીનું રવાન અક્કલથી ભરપૂર હતું, અને તેણીનું તન પાક જાનથી ભરપૂર હતું. તું કહેશે, કે તેણીની બનાવટમાં આ ધરતીનું કાંઇ તત્વ નહિ હતું (એટલે કે સઘળું બેહસ્તનું તત્વ હતું)."

તેહમીનાને જયારે ખબર પડી, કે જેહાંપેહેલવાન રૂસ્તમ શિકાર કરતો કરતો તેણીના બાપના મુલક ભણી આવ્યો છે, ત્યારે તેણીની મરજી થઇ, કે તેણી તેને જોએ. તેણીએ રૂસ્તમની ઘણી તારીફ સાંભળી હતી, પણ તેને નજરે જોયો હતો નહિ. તેથી તેણીએ યુકિત રચી, કે તેનો રખશ ઘોડો ચોરાવી મંગાવવો, કે તેની શોધમાં રૂસ્તમ પોતાની મેળે તેણીના શેહર ભણી આવે. તેથી જયારે રૂસ્તમ, ઉપર મુજબ, ખાબમાં પડયો હતો, ત્યારે તેણીના માણસોએ ગુપચુપ રખશ ઉપર કમન્દ નાખી તેને પકડયો તેઓ સાત આઠ જણ હતાં, તેમાંથી રખશે મસ્તી કરી ત્રણ જણને તો મારી નાખ્યા, પણ આખરે બાકીનાઓની કમન્દની જાળમાં તે પકડાઇ ગયો. રૂસ્તમ બીદાર થતાં પોતાના રખશને નહિ જોઇ બે રીતે દલગીર થયો. એક તો તેનો નામિચો રખશ ગુમ થયો હતો; અને બીજું તો જગના લોકો તેને તાણો મારે, કે "આવો નામિચો પેહેલવાન થયો, અને એવી તે શું ગફલતની ઉંઘમાં સુતો, કે પડોશમાંથી કોઇ ઘોડો ચોરી લઇ ગયું, તે પણ જાણી શકયો નહિ!" તે

પોતાના રખશના પગળાં જોતો જોતો આગળ વધ્યો, કે તે પગળાં ઉપરથી તેને શોધી કાઢે. એમ ચાલતાં ચાલતાં તે સમનગાન શેહરને દરવાજે આવી પુગ્યો. તે શેહરના પાદશાહને અને અમીર ઉમરાવોને ખબર પડી, કે તાજબખ્શ રૂસ્તમ, પાંઉ પેઆદો તેઓના શેહર ભણી આવ્યો છે. ત્યારે તેઓ સર્વ માનઅકરામ સાથે તેને એસ્તેકબાલ લેવા ગયા. રૂસ્તમે તેઓને પોતાની હકીકત કહી, કે "મારા ઘોડાનાં પગળાં તમારા શેહર સુધી મેં જોયાં છે, માટે તે તમારા શેહરમાં છે. તમો મને તે મેળવી આપો, નહિ તો હું તમારા શેહરમાં જંગ મચાવી ઘણાકોના જાન લઇશ." પાદશાહે તેને ઠંડો પડવા કહયું, કે "ફિકર ના કર. તારા રખશ જેવો નામિચો ઘોડો કેથે છુપો રહેશે નહિ, માટે તું મારા મેહમાન તરીકે મારા મહેલમાં રહે. હું તારો ઘોડો જોઇ કઢાવીશ."

રૂસ્તમ શાહના મેહલમાં ઉતર્યો. રાત્રે સમનગાનના પાદશાહની બેટી તેહમીના, પોતાની એક દાસી સાથે હાથમાં ચેરાગ લઇ, રૂસ્તમના દિવાનખાનામાં ગઇ. રૂસ્તમ તેણીને જોઇ અજબ થઈ ગયો, અને તેણીની ઉપર ખુદાતાલાની દુઆ માંગી, અને તેણી કોણ હતી, અને શા માટે આવી હતી, તે પુછ્યું. તેણીએ પોતાની ઓળખ આપી અને કહ્યું કે "દેવો, શેરો અને પેહલવાનો સાથેની તારી લડાઇઓની મેં ઘણીક હકીકત સાંભળી હતી, અને તારી હિમ્મત અને દિલેરી માટે મેં ઘણું સાંભળ્યું હતું. તે સઘળાંથી અજબ થઈ મારા હોઠ મેં દાંતમાં કરડયા હતા. તુંને જોવાને મારી ઘણી મોરાદ હતી. હવે ખોદાતાલાએ તારૂં દાણા પાણી આ શહેરમાં હાલ કર્યું છે, ત્યારે હું ત્રણ ચીજ માગું છું. ૧–એક આ, કે જો તું ઇચ્છે, તો હું તારી મોહરદાર થવાને ખુશી છું. ૨–બીજું આ, કે ઉમેદવાર છું, કે તારેથી મારે પેટે તારા જેવો એક નામિચો અને દિલેર બેટો પેદા પડે. ૩–ત્રીજું આ, કે તારો રખશ હું તારે હવાલે કરૂં."

તેણીના આ સુખનો સાંભળી રૂસ્તમ ખુશી થયો અને સહવારના પોહોરમાં એક દાનેશમંદ મોબેદ મારફતે સમનગાનના પાદશાહ આગળ તેહમીના માટે માગું મોકલ્યું. રૂસ્તમ જેવા નામીચા પેહેલવાનને પોતાનો જમાઈ કરવા સમનગાનના પાદશાહે ખુશી સાથે કબૂલ કીધું, અને અસલી રાહ રીતી (આઇન વ કીશ) મુજબ તેઓની શાદી કરી આપી અને તેઓને દુઆ દીધી. તેહમીના થોડા વખતમાં રૂસ્તમથી આશાવંતી હાલતમાં આવી, ત્યારે રૂસ્તમ પોતાના ઇરાન વતને જવા નિકળ્યો. જવા પેહલાં તેણે પોતાની બાજુએથી એક મોહરો છોડી તેહેમીનાને આપ્યો અને કહ્યું, કે "જો તારે પેટે બેટી અવતરે તો તેણીનાં માથાના બાલમાં તે બાંધજે, અને બેટો અવતરે તો તેની બાજુ ઉપર બાંધજે. તે બેટો કદમાં સામ નરીમાન જેવો અને જોરમાં કરીમાન જેવો થશે." એમ કહી બીજી બામદાદે ઘણી મોહબત અને મમતા સાથે તેણીની આંખ્યો અને કપાળ ઉપર બોસા દઇ તેહેમીનાથી

તેણીની અત્યંત દલગીરી વચ્ચે છુટો પડી ઈરાન ભણી ગયો અને ત્યાંથી જાબુલસ્તાન ગયો.

તેહેમીનાને આશાવંતી હાલતમાં આવવાને નવ માસ થયા બાદ, તેણીએ સામ અને નરીમાન જેવા એક દલેર ખુબસુરત બેટાને જન્મ આપ્યો. તેનું નામ તેણીએ, તેનો ચહેરો સેતારા માફક પ્રકાશતો હતો તેથી સોહરાબ આપ્યું. તે એક મહિનાની ઉમરે એક વર્ષનો દિસવા લાગ્યો. તે ૧૩ વર્ષની ઉમ્મરનો થયો, તેટલામાં તો એક મોટા નવજવાન પેહેલવાન જેવો દિસવા લાગ્યો. તે એક વખત પોતાની માતા આગળ જઇ કહેવા લાગ્યો કે "મને કહે કે હું કોણની ઓલાદનો છું. મને બીજાઓ પુછે તો હું શું કહું?" તેણે ઘણી તુંદીથી માએને એમ પુછ્યું. તેહેમીનાએ તેને થંડો પાડયો અને કહ્યું કે "એમ તુંદી ના કર. તું જાણ કે તું રૂસ્તમનો બેટો છે અને સામ નરીમાનની તોખમનો છે. ઇરાન સરજમીન સાથે તારો સંબંધ છે. ખોદાતાલાએ આ દુનિયા પેદા કરી છે, ત્યારથી તારા બાપ રૂસ્તમ જેવો કોઇ પેહેલવાન દુનિયામાં જનમ્યો નથી. વળી સામ નરીમાનના જેવો પણ કોઇ થયો નથી." એમ કહી રૂસ્તમ તરફથી આવેલું એક કાગળ અને તેને માટેની ભેટ સોગાદ સોરાબ આગળ રજુ કીધી અને કહ્યું કે "આ સઘળું તું લે અને ખુશાલ રેહ. જો તારો પિતા જાણશે કે તું આટલી નાની ઉમરમાં દલેર અને હિમ્મતવાન ઉછર્યો છે, તો તે તુંને પોતાની પાસે તેડાવી લેશે અને તેથી હું તારી માતા દલગીર થઇશ. વળી જો તુરાનના પાદશાહ અફ્રાસ્યાબને તારા જન્મની ખબર પડશે, તો તે તારા બાપનો દુશ્મન હોવાથી તેના કીનામાં તુંને હેરાન કરશે, માટે ખબરદાર રેહ." ત્યારે સોહરાબે હિમ્મતથી માએને દિલાસો દઇ જવાબ આપ્યો.

સોહરાબે કહ્યું, "આ દુન્યાને મેઆન, છુપી નહીં રહેશે આ વાતની નિશાણ.
શું બુર્જોર્ગ મર્દો કે શું પહેલવાન, રૂસ્તમને માટે ધરાવે માન.
નામિચી જ્યારે મારી બુનીઆદ, શા કાજે છુપાવે મારી ઓલાદ?
જંગના ઉઠાવનાર તુર્કી સેપાહ, મેળવી હું ધરૂં લડાઇનો રાહ.
લેઉં હું કાઉસ પાદશાહનું તખ્ત, શાહજાદા તુસને કરૂં બદ બખ્ત.
મારૂં હું ગુર્ગીન, ગોદરેજ ને ગીવ, ગુસ્તમે નોજર, ને બેહરામે નીવ.
રૂસ્તમને આપું તખ્ત કોલાહ, તખ્તથી ઉઠાડું કાઉસ શાહ.
પછી હું જાઉં તુરાન તરફ, તુરાન શાહને કરૂં બરતરફ.
અફ્રાસ્યાબનું જીતીશ તખ્ત ને સર, આફતાબ તક ઉઠાવીશ મારૂં હું ધર.
ઇરાનમાં કરીશ તુંને સરફ્રાજ, શીર પેરે જગમાં થઇશ કારસાજ.
મળશું એમ બેઉ બેટા ને બાપ, તો ધરાવશે નહિ કોઈ પાદશાહીનો આપ.
જો સુર્ય અને ચાંદ બેઉ પ્રકાશે એમ, તો સેતારા દિસી શકે તે કેમ?"

જ્યારે તેહેમીનાએ પોતાના બેટાની આવી લડાયક ખાહેશ જોઇ, ત્યારે નાચાર થઇ. પછી સોહરાબે તેણીની પાસે એક મજબુત તેજ ઘોડો માગ્યો. તેણીએ તેની આગળ ઘણા ઘોડાઓ રજુ કીધા. તે તેઓને કમર ઉપર ભાર મુકીને દાબી જોતો, તો તેઓ તેના જોરથી વાંકા વળી જતા. તેઓ તેને લાયકના માલમ પડયા નહિ તેથી તે દલગીર થયો. પછી એક શખ્સ પોતાની પાસનો, રૂસ્તમ સમનગાન શેહેરમાં આવ્યો હતો તે વખતનો, તેના રખશની ઓલાદનો એક ઘોડો હતો, તે લાવ્યો. તે તેને પસંદ આવ્યો. પોતાને પસંદ પડતો ઘોડો મેળવી સોહરાબે ઇરાન જવાની તૈયારી કરવા માંડી તેણે પોતાના મમાવા, તે સમનગાનના પાદશાહ, આગળ જઇ તેની સલાહ અને લશ્કરી મદદ માંગી. પાદશાહે પોતાના દિલેર નબીરાને તે ખુશીથી આપી.

હવે પેલી બાજુ અફ્રાસ્યાબને ખબર પડી, કે "સમનગાનના પાદશાહની બેટીને પેટે રૂસ્તમથી એક બેટો અવતર્યો છે, જે પોતાના બાપના કરતાં પણ જોરાવર છે. તેના હોઠ ઉપરથી હજુ દુધનો વાસ આવે છે, તેટલાં તે ઇરાન ભણી જવા માંગે છે." તેથી તેણે હોમાન અને બારમાન નામના પોતાના બે નામિચા સરદારોને પોતાની આગળ બોલાવ્યા અને કહ્યું કે "તમો સોહરાબ આગળ જાઓ અને તેને તુરાની લશ્કરની મદદ આપવા કહી તેની સાથે ઇરાન ભણી જાઓ. તમો એવું કરજો, કે એ બેટો પોતાના બાપને કોઇ રીતે મળે નહિ અને ઓળખે નહિ, અને બેઉ બાપ દીકરા એકમેક સાથે લડે. બેમાંથી કોઇ પણ એક માર્યો જશે, તેમાં આપણને લાભ છે. જો રૂસ્તમ માર્યો જશે, તો ઇરાન તેના વગર નાચાર થશે અને તેથી તે મુલક આપણે જલદી જીતી લઇશું. જો સોહરાબ મરશે, તો તે પણ સારૂં કારણ કે જો બેઉ બાપ દીકરા સાથે મળશે તો મારા તુરાનના મુલકને જેરોજબર કરશે. વળી જો સોહરાબ માર્યો જશે, તો તેના જેવા દલેર બેટાના મરણથી રૂસ્તમ અધમુઆ જેવો થઇ જશે."

તે બેઉ પેહેલવાનો, હોમાન અને બારમાન અફ્રાસ્યાબનું નામું અને તેના તરફની કેટલીક ભેટ સોગાદ લઇ ૧૨૦૦૦ આદમીના લશ્કર સાથે સોહરાબ આગળ ગયા. તે નામામાં અફ્રાસ્યાબે સોહરાબને જણાવ્યું હતું કે "જો તું ઇરાનનું તખ્ત હાથ કરશે તો દુનિઆમાંથી ઘણોજ કજીઓ કંકાશ દૂર થશે. એ મુલક જીતવો મુશ્કેલ નથી. હું તુને લશ્કરની મદદ આપવા તૈયાર છું અને તે માટે મેં હોમાન અને બારમાનને લશ્કર આપી મોકલ્યા છે. તું ઇરાન જીતી તેના તખ્ત ઉપર બેસ." જ્યારે સોહરાબને અફ્રાસ્યાબ તરફથી એલચીઓ આવવાની વાતની ખબર થઇ ત્યારે તે તેઓને એસ્તેકબાલ લેવા પોતાના મમાવા સાથે ગયો. હોમાને અફ્રાસ્યાબનું નામું સોહરાબને આપ્યું. સોહરાબે તે વાંચ્યું અને અફ્રાસ્યાબની મદદ કબુલ રાખી તેના બેઉ સરદારોને પોતાની સાથે રાખ્યા.

જ્યારે સોહરાબ એમ તૈયાર થઇ ઇરાન જવા નીકળ્યો, ત્યારે તેહમીનાએ પોતાની આગળ પોતાના ભાઈ જીન્દે રજમને બોલાવ્યો, જેણે ઘણીક લડાઇઓ જોઈ હતી. તેણીએ તે ભાઇને કહ્યું કે "ઓ રોશન રવાનના પેહેલવાન! આ નવ જવાન પેહેલવાન સાથે હું તુંને મોકલું છું, કે જ્યારે આ નામવર (બેટો) ઇરાન તરફ જઇ પહોંચે, અને દલેર પેહેલવાનોના પાદશાહ આગળ જઇ પહોંચે, ત્યારે જે વખતે લડાઇને દિવસે બેઉ લશ્કરો એકમેકની સનમુખ આવે, ત્યારે તું આ નામાંકિત બેટાને તેના બાપને દેખાડજે (એટલે ઓળખાવજે.)" એમ ફર્માવી, તેહેમીનાએ જવાન સોહરાબની સાથે પોતાના ભાઇને મોકલ્યો. હવે સોહરાબ કુચ કરતો કરતો અને માર્ગમાં મળતા મુલકોને હાથ કરતો ઇરાનની સરહદ ઉપર આવ્યો.

તે સરહદ ઉપર દજે સફીદ નામનો કિલ્લો હતો. સરહદના અમલદાર તરીકે હજીર નામનો સરદાર તે કિલ્લાનો નેગેહબાન હતો. તે કિલ્લામાં ગજદહમ નામનો જાણીતો ઈરાની સરદાર પણ વડા અમલદાર તરીકે હતો અને તેની સાથે તેની જવાન, નામની ઉઠાવનાર, બહાદુર બેટી, ગોર્દઆફ્રીદ નામની, હતી. જ્યારે સોહરાબ તે સરહદપર તે કિલ્લાની નજદીક આવી પહોંચ્યો, ત્યારે પેહેલવાન હજીર, તેને આગળ કુચ કરતો અટકાવવા, તેની સામે ગયો, અને પોકાર મારી પુછ્યું, કે "આ લશ્કર કોણનું છે? અને કોણ લડાઇ કરવા ચાહે છે?" સોહરાબ આવો પોકાર સાંભળી તેની સામે જંગના મેદાનમાં આવ્યો, અને કહ્યું કે "તું એવો તે કોણ છે કે જંગના મેદાનમાં એકલો બહાર આવ્યો છે! તારૂં નામ અને તારી ઓલાદ શું છે? તારી માતાને થોડા વખતમાં તારે માટે રડવું પડશે!" હજીરે જવાબ દીધો કે "મારૂં નામ હજીર છે. મને લડાઇમાં મદદગારોની જરૂર નથી. હું થોડા વખતમાં તારૂં સર તનથી જુદું કરી ઈરાનના પાદશાહ હજુર મોકલીશ." આ પછી તે બન્ને પેહેલવાનોએ લડાઈ શરૂ કરી અને સોહરાબે સેહજવારમાં પોતાના નેજાની ટાંચથી હજીરને તેના ઘોડાના જીન ઉપરથી ઉઠાવી જમીનપર પટકયો, અને પોતે ઘોડાની પીઠ ઉપરથી નીચે કુદી પડી તેની છાતી ઉપર ચહડી બેસી તેને કતલ કરવા ચાહતો હતો, પણ હજીરે માફી ચાહવાથી તેને બંધીવાન કરી પોતાની છાવણીમાં લઇ ગયો.

હવે પેલી બાજુ, કિલ્લામાં જ્યારે ગજદહમને હજીર કેદ પકડાવાની અને બહાદુર સોહરાબની લડાઇના મેદાનમાંની કાબેલીઅતની ખબર પડી, ત્યારે સઘળાઓમાં હોહા થઇ રહી. જ્યારે ગજદહમની બેટી બહાદુર ગોર્દઆફ્રીદને સરદાર હજીર બંદ પડવાની ખબર પડી, ત્યારે તેણી દલગીર થઇ અને અફસોસ કરવા લાગી. તેણી એક ઓરત હતી, પણ તે છતાં બહાદુર અને નામની ઉઠાવનાર હતી, તેથીજ તેણીનું નામ ગોર્દઆફ્રીદ એટલે "પેહેલવાન તરીકે જન્મેલી," એવું હતું. હજીરના કેદ પકડાવાથી તેણી એવી તો મનમાં લજવાવા લાગી, કે તેણીનો ગુલલાલાના

પુલ જેવો સુંદર ચેહરો ફિકકો મારી ગયો. તેણીએ તુરત એક લડવૈયા મરદ તરીકે નો પોષાક પેહર્યો. તેણીએ બખ્તર તળે પોતાના માથાના લાંબા વાળ છુપાવ્યા અને માથા ઉપર રૂમી કોલાહ પેહરીને એક સિંહની માફક કિલ્લામાંથી બહાર આવી. તેણીએ કમરપર કમરબંદ બાંધ્યો અને એક ઘોડા ઉપર સવાર થઇ. તેણી સોહરાબના લશ્કરની છાવણીની સામે આવી પોકારવા લાગી કે "તમારા પેહેલવાનો કોણ છે, અને તમારો સરદાર કોણ છે? તમારા લડવૈયાઓમાંથી એવો લડાયક મરદ કોણ છે કે જે મારી સાથે એક દલેર મગરચ્છ માફક લડાઇ અજમાવે?" જ્યારે દલેર સોહરાબે તેણીને જોઇ ત્યારે તેને હસવું આવ્યું અને તે બોલ્યો કે "મારા જેવા શમશીર અને જોરના માલેકની જાળમાં ફસવાને વળી એક બીજું ગોરખર આવ્યું છે." એમ બોલી તેણે લડાઇનું બખ્તર પેહેર્યું, માથે કોલાહ પેહરી અને ગોર્દઆફ્રીદની સામે આવ્યો. તેણીએ કમાન હાથમાં ધરીને તે ઉપર ચીલ્લો ચઢાવ્યો, અને એવી તો ઝડપથી તીરો ફેંકવા લાગી, કે કોઇ પણ પક્ષી તેણીની આગળથી સલામત પસાર થઇ જાય નહિ. તેણીએ સોહરાબ ઉપર તીરોનો વર્સાદ વર્સાવવા માંડયો અને ડાહબી અને જમણી બાજુએ લડાયક સવાર માફક તે તીરો ફેંકવા લાગી. સોહરાબને તે જોઇ ખેજાલત લાગવા લાગી. તે ગુસ્સામાં આવ્યો અને સેતાબ લડાઇ કરવા લાગ્યો. તે માથા ઉપર ઢાલ પકડી તેણીની તરફ ધસ્યો. ગોર્દઆફ્રીદે જ્યારે તેને આતશની માફક જોશમાં આવી પોતાના તરફ ધસી આવતો જોયો, ત્યારે તેણીએ પોતાના હાથમાંની કમાન બાજુએ મેલી દીધી અને પોતાના ઘોડાને તેજ કરી કુદતો કીધો. તેણીએ પોતાના નેજાને સોહરાબ તરફ તાંકયો અને ઘોડાને પણ લગામથી તેજ કીધો. જ્યારે સોહરાબે પોતાના દુશ્મનને એમ લડાઇમાં તરેહવાર યુકતી કરતો જોયો, ત્યારે તે વાઘની માફક ગુસ્સામાં આવ્યો. તેણે પણ પોતાના ઘોડાની લગામ ખેંચી તેને તેજ કીધો અને આઝર ગુશસ્પ (એટલે વીજળીના આતશ)ની માફક તે ઝડપથી તેણીની સામે ધસ્યો. હાથમાં જાનને કબજ કરનાર નેજો પકડયો અને તેને પોતાની પીઠના પાછલા ભાગ વેર વળાણ આપીને ગોર્દ આફ્રીદના કમરબંદ ઉપર એવો તો જોશથી માર્યો, કે તેણીના શરીર ઉપરનું બખ્તર સઘળું ચીરાઈ ગયું. પછી તેણે તેણીને ઘોડાના જીન ઉપરથી નેજાની ટોંચ ઉપર એવી તો રીતે સાફ ઉંચકી કાઢી, કે જેમ એક દડાને ચોગાન હવામાં ઉંચકી કાહડે. જ્યારે ગોર્દઆફ્રીદે પોતાને એમ ઘોડાના જીન ઉપરથી ઉંચકાતી જોઇ કે, તરત તેણીએ મેઆનમાંથી તલવાર ખેંચી કાઢી અને સોહરાબના નેજા ઉપર એવો તો સાફ ફટકો માર્યો, કે તે નેજાના બે કટકા થઇ ગયા અને તેથી તેણી પાછી ઘોડાના જીન ઉપર બેસી પડી. તેણીએ હવે પોતાને સોહરાબની લડાઈને લાયક જોઇ નહિ, તેથી સેતાબ તેના તરફથી પોતાનો ઘોડો ફેરવી પાછું ફરવા માંડયું. સોહરાબે ઘોડાની લગામ ઘોડાને સોંપીને ગુસ્સામાં ચકચુર થઇ તેણીની પુઠે ઘોડો દપટાવ્યો. તેણે પોકાર મારતો આવી તેણીને પકડી પાડી. તેણીના માથા ઉપરથી કોલાહ

ઉચકી નાંખી. તેમ થતાં તો તેણીના બાલ છુટા થઇ નિકળી પડયા અને અને તેણીનો રોશન ચેહેરો ખોર્શેદ માફક દેખાઇ આવ્યો. ત્યારે સોહરાબે જાણ્યું કે "આ તો એક જવાન છોકરી છે અને તેણીના સુંદર બાલ એક તાજને લાયકના છે!" તે અજબ થઇ ગયો અને બોલ્યો કે "જયારે ઇરાની લશ્કરમાંથી લડાઇનાં મેદાનમાં છોકરીઓ આવી બહાદુર રીતે લડે છે, ત્યારે લડાઇને દિવસે તેના જંગી મરદ સવારો તો આસ્માન તલક લડાઇની ગેરદ ઉઠાવતા હશે! જો ઇરાનની સ્ત્રીઓ આવી છે તો લડાઇના ઉઠાવનારા તેના પેહેલવાનો કેવા પ્રકારના હશે?" એમ વિચાર કરી તેણે પોતાના જીન સાથે બાંધેલી કમન્દ છોડી ગોર્દઆફ્રીદ ઉપર ફેંકી અને તેણીને તેના બંદમાં લીધી, અને પછી તેણીને કહ્યું કે "મારીથી તું છુટી થવા (એટલે નાહાસવા) ના માગ. ઓ માહતાબ ચેહેરેની બાનુ! તું શા કાજે લડાઇ શોધે છે? મારી જાળમાં તારાં જેવું ગેરખર કદી આવ્યું નથી. મારા હાથમાંથી હવે તું જોર વાપરી છુટકારો પામનાર નથી." આ સખુનો સાંભળી હવે ગોર્દઆફ્રીદે પોતાનો ચેહેરો ખુલ્લો કરી નાખ્યો. તેમ કરવા સિવાય તેણીએ ઇલાજ જોયો નહિ, તેણીએ તેને પોતાનો ચેહેરો દેખાડયો અને કહ્યું કે "ઓ દલેર મરદ! તું દલેર મરદોમાં શેરની માફક છે. આ બેઉ લશ્કરો આપણી લડાઇ ઉપર, આપણા ગુર્જ અને શમ્શીર ઉપર અને આપણા હેતુ ઉપર નજર ફેંકે છે. હવે જયારે મેં મારો ચેહેરો અને બાલ ખુલ્લા કીધા છે, ત્યારે સઘળુ લશ્કર તારે માટે વાતચીત કરશે, કે તેણે (સોહેરાબે) એક સ્ત્રી સાથે લડાઇ કરવા માટે જંગના મેદાનમાં આસ્માન તલક ગેરદ ઉઠાવી હતી. તેથી તુંને ઘટતું નથી, કે તું વખત લગાડી આએ લડાઇથી તારા નામ ઉપર નામોશી લાવે. મારે ખાતર આ સફ સમારી ઉભેલાં બેઉ લશ્કરની તું નામોશી ના ખેંચી લે. જો આપણે આ વાત છુંપી રાખ્યે તો બેહેતર થશે. એક મોટાં માણસનું કામ દાનાઇ અખત્યાર કરવાનું છે. હવે અમારૂં લશ્કર અને કિલ્લો તારા ફર્માન હેઠળ છે. ત્યારે સુલેહને બદલે લડાઇ શોધવી સારી નથી. જો તું આવશે, તો જેમ તારી મોરાદ અને મરજી હશે તેમ, આ કિલ્લો, તેમાંનો ખજાનો અને કિલ્લાનો રખેવાળ તારે હસ્તક થશે."

આ પ્રમાણે બોલી જયારે ગોર્દઆફ્રીદે પોતાનો ચેહેરો સોહરાબને દેખાડયો અને પોતાના હોઠોને ઝહવેરથી ખોલ્યા, (એટલે મોંહડેથી આવા મીઠા શબ્દો બોલી), ત્યારે તેણી બેહેસ્તના એક બાગ માફક દિસવા લાગી. તેણીના જેવું સર્વ કોઇ પણ દેહકાને રોપ્યું હતું નહિ (એટલે કોઇ પણ સર્વનું ઝાડ તેણીના જેવું સીધું અને ખુબસુરત હતું નહિ). તેણીની બે આંખો હરણની (આંખો) મિસાલે હતી. તે આંખોનાં ભવાં કમાન મિસાલે હતાં. તેણીના દેખાવે અને શબ્દોએ સોહરાબનાં દિલ ઉપર અસર કીધી અને તેથી તેણે તેણીને છોડી દીધી. એવું કહીને કે "તારા

બોલવાથી તું ફરતી ના, કારણ કે તેં મને લડાઇને દિવસે અજમાવી જોયો છે. આ કિલ્લાના ટુકડાપર દિલ બાંધતી ના (એટલે કિલ્લામાં જઇને 'હવે હું સલામત છું,' એમ વિચારી તારી શરત, કે કિલ્લો શરણુ કરવો, તેથી ફરી જતી ના), કારણુ કે એ કિલ્લો કાંઇ આસ્માનથી બુલંદ નથી. મારો ગુર્જ તેને જમીનદોસ્ત કરી શકશે." પછી ગોર્દઆફ્રીદે ઘોડાની લગામ કિલ્લા તરફ ફેરવી. સોહરાબ પણુ તેણીની સાથે ગયો. તેણીનો બાપ ગજદહમ (ગસ્તહમ) દરવાજા ઉપર આવ્યો, અને કિલ્લાનો દરવાજો ઉઘાડયો અને ગોર્દઆફ્રીદ અંદર દાખલ થઇ. તેણી અંદર દાખલ થઇ કે કિલ્લાનો દરવાજો પાછો બંદ કરવામાં આવ્યો. તેણી સલામત પાછી ફરી, તે માટે તેણીના બાપે ખોદાતાલાનાં શુક્રાના કીધા. હવે ગોર્દઆફ્રીદ કિલ્લાના બુર્જ ઉપર આવી અને જોયું તો સોહરાબ હજુ કિલ્લાની બહાર ઘોડા ઉપર બેઠેલો હતો અને વાટ જોતો હતો. સોહરાબના મનમાં હતું કે તેણી તેને અંદર બોલાવી કિલ્લો શરણુ કરશે. પણુ તેણીએ કિલ્લાના દરવાજા બંધ કરાવી કિલ્લાના બુર્જ ઉપર આવીને સોહરાબને કહયું કે "ઓ તુરાન અને ચીનના પેહેલવાન! શાને કાજે તું રંજીદા થાય છે? તું પાછો ફર. અહીં આવવાથી કે લડાઇના મેદાનના વિચારથી તું પાછો ફર." તેણીની આવી વર્તણુક જોઇ અને આ શબ્દો સાંભળી સોહરાબે કહ્યું કે "ઓ ખુબસુરત ચેહેરાની બાનુ! તાજ અને તખ્ત, માહતાબ અને આફ્તાબના નામથી સોગંદ લઇ કહું છું, કે આ કિલ્લાને હું જમીનદોસ્ત કરીશ, અને તું સેતમગરને મારા કબ્જામાં લેઇશ. જ્યારે તું નાચાર થશે અને હેરાન થશે ત્યારે આવા હલકા શબ્દો માટે પશેમાન થશે. તેં જે શર્ત કીધી હતી તે હવે કયાં ગઇ?" ગોર્દઆફ્રીદે હસીને કહયું કે "તુર્કીઓ અને ઇરાનીઓ વચ્ચે સંબંધ સર્જેલોજ નથી. એવું સર્જેલું છે કે તારી રોજી મારી સાથે હોય નહિ, તેથી તું તારાં દિલને ગમગીન ના કર; પણુ જાણુ કે શાહાનશાહ અને રૂસ્તમ લડાઇમાં આવશે ત્યારે તું તેઓ હજુર ટકી શકશે નહિ. તારી બાજુના બળ ઉપર મુસ્તાક ના રહે. રૂસ્તમ અને શાહને હાથ તું માર્યો જશે અને જમીન ઉપર પડશે અને ગાય ગોસપંદો તારી આગળ ચરશે. તેથી બેહેતર છે કે તું તેઓની ફર્માનબરદારી કર, અને તુરાન પાછો ફર." એવા સખુનો સાંભળી સોહરાબે કહ્યું કે "ફીકર નહિ, હવે તો સાંજ પડી ગઇ છે. કાલે સહવારે હું આવી આ કિલ્લાને તારાજ કરીશ."

પણુ બીજી સહવારે તે આવે તેની આગમચ તો કિલ્લામાંના ભોંયરાના એક છુપા માર્ગે ગોર્દઆફ્રીદ પોતાના બાપ સાથે અને ઇરાની લસ્કર સાથે તે કિલ્લો છોડી જતી રહી હતી.[1] સોહરાબ કિલ્લા ઉપર હુમલો લઇ ગયો. તે પોકાર કરતો કિલ્લાના

---

૧ તેસો (Tasso) ની વિરરસ કવિતામાં, (Gerusalemme Liberata i. e. Jerusalem Delivered એટલે) "જેરૂસલેમને છોડવ્યું" એ નામના દાસ્તાનમાં જે ભાગ કલોરીનડા (Clorinda)

દરવાજા પાસે ગયો, અને દરવાજો ઉઘાડવામાં આવ્યો; પણ ત્યાં કોઇ પણ લડાયક લશ્કર હતું નહિ. કિલ્લામાં લશ્કર સિવાયના બીજા જે માણસો હતાં તેઓએ માફી ચાહી અને સોહરાબે તે બખ્શી. ત્યાં ગોર્દઆફ્રીદને નહિ જોઇતે બહુ દલગીર થયો; સબબ કે તેના દિલમાં તે બહાદુર સ્ત્રી માટે મહોબત પેદા થઇ હતી. તે તેણીની સાથે લગ્નના પેવંદથી જોડાવા ચાહતો હતો. તે દલગીરીથી બોલ્યો—"અફસોસ! અફસોસ! કે રોશન આફ્તાબ વાદલામાં ભરાઇ ગયો" ન સોહરાબ ઘણો ગમગીન થઇ ગયો, ત્યારે તુરાની હોમાને તેને લંબાણથી કેટલીક શિખામણ દીધી કે જયારે લડાઇનું મુશ્કેલ કામ હાથ ધર્યું છે, ત્યારે તેના જેવા સરદારે લડાઇ સિવાય પ્યાર—પ્રીતીના વિચારમાં મશગુલ રહેવું નહિ જોઇયે, પણ લડાઇના કામ ઉપરજ ધ્યાન આપવું જોઇયે. હોમાનની શિખામણે તેના ઉપર અસર કીધી, અને તે હવે લડાઇનાં કામ ઉપરજ ધ્યાન આપવા લાગ્યો. તેણે હવે આ કિલ્લો હાથ આવવા બાબે શાહ અફ્રાસિઆબને કાગળ લખી ખબર આપી.

ગજદહમે કિલ્લો છોડવા આગમજ ઉપર મુજબનો મામલો જોયો ત્યારે પાદશાહ કાઉસ ઉપર તુરત નીચે પ્રમાણે નામુ મોકલી સોહોરાબ તરફથી આવેલા હુમલાની ખબર આપી હતી.

### ગજદહમનું કાઉસપર નામુ.

આવ્યું છે અહીં એક ભારી લશ્કર, લડાયક બહાદુર અને નામવર.
સરદાર છે તેનો દલેર પહેલવાન, ચૌદ સાલની વયનો બહાદુર જવાન.

---

લે છે; તે આ દાસ્તાનમાં ગોર્દઆફ્રીદ લે છે. ફરક આ છે, કે કલોરીન્ડા લડાઇમાં મરી જાય છે. તેસોનો તેનક્રેદ (Tancred) તે ફિરદોસીનો સોહરાબ છે. જ્યારે ગોદફ્રેડની સરદારી હેઠળ ખ્રિસ્તિઓ જેરૂસલેમને ઘેરો નાખે છે, ત્યારે કલોરીન્ડા જેરૂસલેમમાંથી સેરેસનો તરફથી ખ્રિસ્તિ લશ્કર ઉપર હુમલો કરે છે. તેણીને તેનક્રેડ સાથે લડાઇ થાય છે (જુઓ "The Jerusalem Delivered," translated into English verse, by Sir John Kingston James (1865. Vol. I P. 72), Canto III). પેહેલે લડતાં તેણી એક સ્ત્રી તરીકે માલુમ પડી આવે છે. પણ પાછળથી બીજી વખતની લડાઇમાં તેણી તેનક્રેડને હાથેજ લડાઇમાં મારી જાય છે (Canto XII.). જેમ ગોર્દઆફ્રીદ પોતાના બાલ ઉઘાડા પડી આવવાથી જણાઇ આવે છે, તેમ કલોરીન્ડા જણાઇ આવે છે. નીચલી સતરો તે દેખાડે છે.

"Clorinda, meanwhile, with her lance in rest,
Dashed forth to meet Tancred. As they closed,
Each struck the other fiercely on the crest,
And by the shock she was in part exposed,
Since rent her helmet's straps; from off her head,
It with a bound (oh, wondrous stroke) did fall,
And as the breeze her golden locks outspread,
A yot thful damsel she appeared to all.
(Canto III, Stanza XXI)

અરવના ઝાડ જેવું સીધું છે તન, ચેહેરો તેનો જાણે સુરજ રોશન.
ફરાખ તેની છાતી, બુલંદ કદ, સર, ઇરાનમાં નથી એવો કોઇ નર.
જે પકડે છે હાથમાં હિંદી તલવાર, તો દર્યા ને પહાડોને કરે છે ઠાર.
ગગડાટથી વધુ અવાજ બુલંદ, બાજુના જોર આગળ તલવાર છે મંદ.
ઇરાન ને તુરાનમાં નથી કોઇ મર્દ, થઇ શકે જે તેનો હમનબર્દ.
નામ છે તે સરદારનું સોહોરાબ દલેર, ડરતો તે નથી જોઇ હાથી કે શેર.
તું કહેશે કે દેખાવમાં ખુદ રૂસ્તમ, નરીમાનની ઓલાદ જાણે તોખમ.
દેલાવર હજીરે બાંધી મેઆન, ઘોડાપર ગયો જંગને મેદાન.
કે સોહોરાબ સાથ લડે ને કરે તે જંગ, પણ પળવારમાં થયો તે પોતે બતંગ.
પાપણને ફફડાવતાં લાગે જે વાર, ખુશબોને પહોંચતાં મગજને દવાર,
તેટલામાં ખાધી સોહોરાબથી હાર, જીન પરથી પડયો, થયો નાચાર.
કેદ છે હાલ હજીર સોહરાબને હાથ, જાન છે હાલ તેનો બહુ જોખમની સાથ.
જોયાછ મેં દલેર તુર્કો અનેક, પણ જોયો ન સવાર આ જેવો એક.
કમબખ્તી તેની, જે જંગને મેદાન, આવી પડે તેની ચુંગાલને મેઆન.
પહાડ જેવું મજબુત હોય કોઇ અંગ, પણ સોહરાબથી થાય તેની હાલત બતંગ.
લડાઇની કરશે જો ઢીલ પાદશાહ, તૈયાર ન કરશે જો દલેર સેપાહ.
તો ઇરાનની કીર્તી થશે તબાહ, ના શમ્શીરથી દેશે તે કોઇને પનાહ.
જગનો તે થશે જોરથી સાહેબ, કરતો નહિ કોઇની તે મદદ તાલેબ.
નથી તેના જેવો કોઇ ઘોડે સવાર, તું કહેશે કે છે જાણે સામે સવાર.
ધરાવતા નહીં અમો શકિત કે તાબ, કેવો તેનો ગુર્જ ! શું શમશીરનો આબ !
ઇરાની પેહેલવાનની પડતી તું જાણ, સોહરાબની હાલ ચઢતી તું માન.
બાંધ્યે છિએ કુલ સામન અમ આજ, ઇરાન તર્ફ નિકળી પડવાને કાજ.
જો રહીશું એમ અમો વધુ બહુ વખ્ત, તો બોલવા નહિ પામશું, થશું કમબખ્ત.
હુમલો ન ખમશે આ કિલ્લાનો કોટ, શીર તેના જોર આગળ છે લોટપોટ.

જ્યારે શાહ કાઉસે ગજદહમ તરફનું આ નામું વાંચ્યું, અને સોહરાબની સઘળી હકીકત જાણી, ત્યારે વિચારમાં પડયો, અને પોતાના દરબારીઓ જેવા કે તુસ, ગોદ્રેજ કેસ્વાદ, ગેવ, ગુર્ગીન, બેહેરામ અને ફર્હાદ સાથે મસલત કીધી, અને ઠરાવ કીધો, કે દેશ ઉપર આવી પડેલી આ આફત વેળાએ રૂસ્તમને જાબુલસ્તાનથી તેડાવવો. તેથી તેણે ગેવને પોતા આગળ બોલાવી તેના પાસે રૂસ્તમ ઉપર એક નામુ મોકલાવ્યું.

## કાઉસનું રૂસ્તમને તેડવા મારેનું નામુ.

દુઆ કરી કહયું કે "અએ પહેલવાન! બીદાર તારૂં દેલ થાઓ રોશન રવાન.
તુર્કના મુલકથી આવ્યોછ એક નર, હુમલો તે લાવ્યોછ, સાથ લશકર,

કિલ્લો લઇ બેઠાછ તેના સેપાહ, બંધ કર્યોછ આપણા લશકરનો રાહ.
તે પહેલવાન છે બહાદુર જંગી દલેર, તન જાણે હાથી, દેલ જાણે શેર.
તું સીવા નથી કોઇ ઇરાનમાં નર, કે કરે તે પહેલવાનને જીરો જબર.
દુનિયામાં નથી તું જેવો શખ્સ, મુશકેલી ટાળનાર ફર્યાદરસ.
પહેલવાનો ધરાવે તારીથી શુર, તું શારોનું ધરાવે કૌવત ને જુર.
જીત્યું તેં શેહર, જે માઝીનદરાન, ખોલ્યા તેં બંદ શેહેરે હમાવરાન.
તુંજ ગુરજથી લાગે ખુરશેદને ડર, તલવારથી ધુજે સેતારો શુક્કર.
રખશ તારો ઉઠાડેછ નીલ પેરે ધૂળ, તુજ જેવું જોર નથી હાથીમાં કુલ.
કમંદ તારી તોડે શારોનો દોર, તુંજ નેજાથી કમ થાય પહાડોનું જોર.
તારીથી પામે કુલ ઇરાન પનાહ, પહેલવાનો વધારે કીર્તિનો રાહ.
આવ્યો છે હમ પર બુરો બહુ કાળ, દેલ તેની ફિકરમાં દલગીર છે હાલ.
પેહેલવાનો થયા છે બધા સઉ માત, ગજદહમના નામાનીજ ચાલે છે વાત.
સઘળાએ કર્યો છે એવો વિચાર, કે આવે તુંજ પાંસ ગેવ નામદાર,
કે લાવે તે તારી હજુર આ ખત, જાણે તું સઘળી કુલ હકીકત.
જો પહોંચે આ નામુ દિવસ કે રાત, ખોલતો ના હોઠ બોલવા બે વાત.
હાથમાં હોય ફુલ તો લે ના લંપટ, ખોટી ના થતો, આવ ઝટપટ.
જાબુલથી લઇ આવ બીસીઆર સવાર, લડાઇનો ઉઠાવ તું બુલંદ પોકાર.
જેમ ગજદહમથી સાંભળીછે તેની બહુ વાત, તેમ તું સિવા કરશે નહિ તેને કોઇ માત.

પાદશાહે ગેવને કહ્યું કે "સેતાબ જા. કેથે મુદલ થોભતો ના. જો રાતે પહોંચે તો બીજે દહાડે તુરત પાછો ફરજે." ગેવ સેતાબ તુફાનની માફક દોડતો જાબુલસ્તાન ગયો અને રૂસ્તમને નામુ આપી સઘળી વાત કહી. રૂસ્તમે કહ્યું કે "જણાવવામાં આવે છે એવી દલેરી કોઇ તુરાની પેહેલવાનમાં નહિ હોય. સમનગાનના શાહની બેટીને પેટે મારે ત્યાં એક બેટો જનમ્યો છે; પણ મને જણાવવામાં આવ્યું છે તેમ તે કાંઇ હજુ લડાયક કદનો બુલંદ થયો નથી." પછી તેણે ગેવને કહ્યું કે "થોડોક વખત અહીં આપણે સાથે મજાહમાં ગુજારી ઇરાન જઇએ." ગેવે તાકીદ કરવા છતાં રૂસ્તમે ચાર પાંચ દહાડા તેની સાથે ખુશી ખુરમીમાં કાઢયા અને પછી ઇરાન ભણી ગયો. થોડાક દિવસ મોડું થયું, માટે શાહ એકદમ ગુસ્સે થયો અને જયારે રૂસ્તમે આવી દરબારમાં કુર્નેશ બજાવી, ત્યારે ચીરડાઇને પોકાર મારી કહયું કે "રૂસ્તમ કોણ થાય છે કે મારો સખુન નહિ કરે?" પછી તુસને ફરમાવ્યું કે ગેવ અને રૂસ્તમ બેઉને ફાંસી દે. તુસ રૂસ્તમ આગળ ગયો અને તેનો હાથ પકડયો કે દરબારમાંથી બહાર લઇ જાય. રૂસ્તમે નીચલા સખુનો કહી તુસને તમાચો મારી નાખી દીધો.

## રૂસ્તમનો કાઉસ સાંમે ગુસ્સો.

દેખાડયો તેણે શાહ પર બહુ કેહર, કે "ના રાખ મનમાં તું પવનની લેહર.
કામો છે તારાં એક બીજાથી બદ, નાલાયક શાહ તું, ખરો અણુધદ.
હિમ્મત, છે તુંમાં તો સોહરાબને માર, ફાંસી દે તેને, કર તેને ઠાર'
રૂમ અને શગસાર, ને માઝનદાન, મીસર, ને ચીન, ને હમાવરાન.
એ સઘળાં મેં જીત્યાં ને કર્યાં શરણ, તલવારથી ફાર્યાં જીગર ને તન.
દુનિયામાં બચાવ્યો મેં તારો જાન, શા કાજ કિનાથી એમ પરેશાંન!"

પછી મિજલસમાંથી બહાર આવી રૂસ્તમે નીચલા સખુનો કહ્યાઃ—

શીરો મેં કર્યા છે ઘણાક તારાજ, શાહોને દીધાં છે તખ્ત અને તાજ.
કોણ થાય છે મુજ આગળ કાઉશ શાહ? કોણ થાય છે તુસ, શું તેની તબાહ?
ખોદાથીજ છે મને ફતેહની આસ, નહિ પાદશાહ કે લશ્કરની મને સેપાસ.
જમીન મારો ગુલામ, રખશ મારૂં તખ્ત, ગુરૂજ મારૂં જહવેર, કોલાહ મારૂં બખ્ત.
નેજો ને ગુરૂજ મારા છે યાર, બે બાજુઓ મારી, મુજ શેહરયાર.
જો તલવારથી લેઉં હું દુશ્મન પર કિન, તો રોશન કરૂં રાતને જાણે કે દીન.
છુટો છું હું, નહિ કોઇનો ગુલામ, તે દાદારનોજ છું હું ગુલામ તમામ.
માંગ્યો તો કરવા મને પાદશાહ, માગ્યું કે હું લઉં તખ્ત અને ગાહ,
પણ પાડયું મેં ના, ન લીધું મેં તાજ, કદીમ રીતિ જાળવી તલક દીન આજ.
કબુલ્યું હોત જો મેં તાજો તખ્ત, તો મળતે નહિ તુંને બુજોર્ગીનું બખ્ત.
કેકોબાદને દીધુંતું મેં તખ્તો તાજ, હું શું જાણું કાઉશ થશે તુંદ આજ?
અલબુર્જ પહાડને બુલંદ મેચ્યાન, કેકોબાદ રહેતો એકાંત મકાન.
જો લાવતે નહિ તેને, હું ઇરાન જમીન, બાંધતે નહિ કમ્મરે શમશીરે કિન,
તો પામતે નહિ તખ્ત, કે તાજ તું તમામ રૂસ્તમને કહેતે નહિ સખુનો આમ.

પછી રૂસ્તમે જતી વખતે ઇરાનીઓને નીચે પ્રમાણે શિખામણના સખુનો કહયા અને દેશના બચાવ માટે ઉસ્તવાર રહેવા કહ્યુંઃ—

ખબરદાર રહેજો કે સોહરાબ જવાન, ન પામે ફતેહની કીર્તિનું માન.
હર યક રહેજો તમો કારસાજ, અક્કલથી કરજો તેનો ઇલાજ.

એટલા સખુનો કહી રૂસ્તમ રખશપર સવાર થઇ ચાલી ગયો. સઘળા દરબારીઓ ગમગીન થયા કે રૂસ્તમ વગર ઇરાનના શું હાલ થશે! તેઓએ ગોદ્રેજને અરજ કીધી કે "ભાગેલાંને તું આખું કરી શકશે; માટે તું શાહને સમજાવ." જેમ પીરાન તુરાનનો, તેમ ગોદ્રેજ ઇરાનનો નેસ્ટોર (Nestor)[૧]

(૧) નેસ્ટોર પાઇલોસ (Pylos) નો રાજા હતો. તે ઘણી મોહટી ઉમ્મરે પુગ્યો હતો. જવાનીમાં તેણે ઘણી લડાઇઓમાં ભાગ લીધો હતો, અને બુઢાપણામાં તેની શિખામણ અને ડહાપણને ખુદ દેવતાઓની શિખામણ અને ડહાપણના જેટલું વજન આપવામાં આવતું. તે પોતાના ડહાપણ, ઇનસાફ અને જ્ઞાન માટે વખણાયલો હતો. તે ઘણાક બહાદુર અને ચંચળ બેટાઓનો બાપ હતો.

ગણાતો. ગોદ્રેજ શાહ પાસે ગયો અને કહ્યું કે "શાહ! આ તું શું કરે છે? રૂસ્તમે તુંને માઝીનદરાન અને હમાવરાનના મુલકમાંથી છોડવ્યો, તે સઘળું તું ભુલી ગયો? એના વગર દુશ્મન સામે બચાવ કોણ કરશે?" એ સઘળી વાત સાંભળી શાહ પસ્તાવા લાગ્યો, અને ગોદ્રેજને કહ્યું કે "તું જઇને રૂસ્તમને પાછો તેડી લાવ." ગોદ્રેજ કેટલાક પેહેલવાનો સાથે રૂસ્તમ પાછળ ગયો અને તેને ઘણોક સમજાવ્યો. પેહેલાં રૂસ્તમે કહ્યું કે "મને શાહની દરકાર નથી." ગોદ્રેજે કહયું કે "શાહને ખાતર નહિ, તો ઇરાનને ખાતર અને તારી નાકને ખાતર પાછો આવ, કારણ કોઇ કહેશે કે રૂસ્તમ સોહરાબથી બીધો, તેથી એ બાહાને પાછો ગયો. વળી ઇરાનનો મુલક ખરાબ થશે, તેનો વિચાર કર." એ ઉપરથી રૂસ્તમ પાછો ફર્યો અને શાહે તેને માન આપ્યું અને દરગુજર ચાહી. રૂસ્તમે પાછી તાબેદારી જાહેર કીધી. એક દિવસ રામશનીમાં પસાર કરી બીજે દિને રૂસ્તમ સાથે શાહે લડાઇની તૈયારી કીધી.

કાઉસ, રૂસ્તમ પેહેલવાન સાથે સોહરાબના તુરાની લશ્કર સામે ગયો અને ત્યાં પડાવ નાખ્યો. રાત્રે રૂસ્તમે કાઉસની પરવાનગી લઇ તુર્કી પોષાક પહેર્યો અને સોહરાબની છાવણીમાં ગયો, કે ત્યાં જઇ રાહગાટ જોય, કે સોહરાબ કોણ અને કેવો હતો. હવે જ્યારે સોહરાબ લડાઇપર નિકળ્યો, ત્યારે, આપણે આગળ કહ્યું તેમ, તેની માતાએ જીન્દેરજમ નામના પોતાના એક ભાઇને સોહરાબ સાથે મોકલ્યો હતો, કે તે સોહરાબની સાથે રહી તેને રૂસ્તમને દેખાડે, કે તેથી તે ભૂલમાં બાપ સાથે લડી પડે નહિ. હવે જ્યારે રૂસ્તમ સોહરાબની છાવણીમાં જઇને સોહરાબને મિજલસમાં બેઠેલો નિહાલતો હતો, ત્યારે જીન્દેરજમ મિજલસમાંથી ઉઠી જરૂરના સબબસર ત્યાં આવી લાગ્યો, અને રૂસ્તમને જોઇ, તે કોણ છે તે પુછ્યું. રૂસ્તમે જોયું કે પોતે પરખાઇ જશે અને બધી ગડબડ થશે તેથી તેણે ગુપચુપ એક મુકી મારી તેને તુરત મારી નાખ્યો[1]. ઘણો વાર થવા છતાં જીન્દેરજમ મિજલસમા પાછો આવી બેઠો નહીં, ત્યારે સોહરાબે ખબર કઢાવતાં માલૂમ પડયું, કે જીન્દેરજમને કોઇએ મારી નાખ્યો છે. તુરત સોહરાબ મિજલસમાંથી બતી લેઇ માણસો સાથે ત્યાં દોડયો અને તેને મુએલો જોઇ અફસોસ કરવા લાગ્યો, અને ઇરાનીઓ ઉપર ઘણો ગુસ્સો કરવા લાગ્યો, કે તેઓએ એમ ગુપચુપ તેને મારી નાખ્યો છે. રૂસ્તમ તુરત પોતાની છાવણી ભણી ગયો. ગેવ તે રાત્રે પોહરા ઉપર હતો, તેણે અંધારામાં એક મરદને આવતો જોઇ તલવાર ખેંચી, પણ તે રૂસ્તમ છે, એમ જાણી, મયાનમાં મેલી. રૂસ્તમે શાહ આગળ જઇ સોહરાબના કદાવર દેખાવ અને દલેરીની તારીફ કીધી, કે એવો સરદાર તેણે કદી જોયો નથી.

---

૧ રૂસ્તમનાં કામોને કેટલીક વખત યુનાની **Hercules** નાં કામ સાથે સરખાવવામાં આવે છે. તે પ્રમાણે, એક મુક્કીના ફટકાથી એક માણસને મારી નાખવાનું એનું કામ, **Hercules** ના એવાં એક કામને મળતું આવે છે, કે જેમાં તેણે એક મેજબાનીમાં **Eunomus or Eurynomus** ને મારી નાખ્યો હતો.

બીજે દહાડે સોહરાબે હજીરને તેડાવી તેને કહ્યું કે "હું તુંને ઇરાનીઓ બાબે જે પુછું તે સાચું કહેશે, તો તુંને છોડી દઇ નેહાલ કરીશ, નહિતો સજા કરીશ." હજીરે જવાબ દીધો કે "હું જે જાણું છું તે બરાબર કહીશ. દુન્યાંમાં રાસ્તી કરતાં કોઇ પણ ચીજ બહેતર નથી અને નારાસ્તી કરતાં કોઇ પણ ચીજ બદતર નથી." પછી સોહરાબે એક ઉંચી જગ્યા ઉપરથી ઇરાની પાદશાહ કાઉસ અને ઇરાની પેહેલવાનોના તંબુઓ એક પછી એક દેખાડી પુછયું કે "તે કોણુના છે?" હજીરે તેઓના નામ દીધાં, કે તે પાદશાહ કાઉસ, તુસ, ગોદ્રેજ, ગેવ, ફરીબુર્ઝ અને ગુરાજના છે. પણ જ્યારે રૂસ્તમનો તબું દેખાડી પુછયું, ત્યારે ખોટું કહયું, કે "તે તો કોઇ ચીનાઇ સરદાર, જે શાહની દરબારમાં નવો આવ્યો છે, તેનો છે." આ તંબુની નિશાણી તેની માએ આપેલી સર્વે નિશાણીઓની બરાબર હતી, તેથી જ્યારે હજીરે તેને એક ચિનાઇ સરદારનો જણાવ્યો ત્યારે સોહરાબ દલગીર થઇ ગયો. હજીરની એમ ખોટું કહેવાની મતલબ આ કે, "જો હું રૂસ્તમનો તંબુ તેને દેખાડીશ તો કદાચ એ છુપી રીતે રૂસ્તમને હેરાન કરશે અને રૂસ્તમ ઉપર તો ઇરાનની સલામતીનો આધાર છે." રૂસ્તમનો તંબુ દેખાડી સોહરાબે ફરીથી પુછયું ત્યારે પણ હજીરે તે એક ચિનાઇ સરદારનો જણાવ્યો. જ્યારે સઘળા નામોમાં સોહોરાબે રૂસ્તમનું નામ નહિ સાંભળ્યું, ત્યારે કહયું કે "રૂસ્તમ જેવો પેહેલવાન આવી લડાઇ વખતે નહિ હોય એમ કેમ?" ત્યારે હજીરે કહયું, કે "તે હાલ જાબુલસ્તાન ગયો હશે. કારણ કે તે ફુલફળાદીના મકાનમાં હાલ ખુશીની મિજલસોનો વખત છે, યાને ત્યાંની મોજમજાહની એ રૂતું છે." ત્યારે સોહરાબે કહયું, કે "એ મોજમજાની રૂતુ હોય તોપણ જયારે આવી લડાઇ વખતે બીજા પેહેલવાનો શાહ કાઉસ આગળ આવે, ત્યારે જેહાનનો પેહલવાન ગણાતો રૂસ્તમ નહિ આવે તો સઘળા બુઢા યા જવાનો તેની ઉપર હસે. તું સાચું બોલ અને મને રૂસ્તમની નિશાણી આપ, કે હું તુંને સુખી કરીશ." પછી હજીરે રૂસ્તમના જોરની તારીફ કરવા માંડી ત્યારે સોહરાબે કહયું કે "તું રૂસ્તમની એટલી બધી તારીફ શા કાજે કરે છે? તેં બીજા જોરાવર પેહેલવાનોને જોયા છે કયાં કે તું જાણે?" એ પરથી વધારે શકમંદ થઇ હજીરે રૂસ્તમની નિશાણ નહીં આપવાનો ઠરાવ કર્યો. તેણે મનમાં વિચાર કર્યો કે "દુસ્મન ખુશી થાય એવી રીતે જીવવું તેના કરતાં કીર્તિ સાથે મરવું બહેતર.

("..................મોર્દન બનામ, બેહ અઝ ઝીન્દે દુશ્મન બર શાદ કામ.")

હું માર્યો જવશ તો ફિકર નહીં. મારા જેવા ગોદ્રેજને ત્યાં ૭૬[1] છોકરાઓ છે, જેવા કે ગેવ, બેહરામ, રેહામ અને શીદુસે." તેથી તેણે સોહરાબને કહ્યું કે "તું રૂસ્તમ સાટે આટલો બધો કિનો શા કાજે ધરાવે છે અને પુછેછે? તેને તું

૧ કોઇ નકલ ૮૦ જણાવે છે.

હેરાન કરી શકશે નહિ." એ સખુનો ઉપરથી ચીરડાઇને, અને રૂસ્તમની નિશાણુ તેણે નહીં આપી તેથી ગુસ્સે થઇને, સોહરાબે હજીરને પોતાના હાથથી એક લપડાક મારી નાખી. દીધા પછી તેણે લડાઇની તૈયારી કરી મેદાનમાં આવી કાઉસને પોકાર કરી કહ્યું, કે "તું શેરમર્દો સાથે લડાઇમાં ઉતરતો નથી તો તેં "કાઉસે કએ"નું નામ શું કરવા લીધું છે? જે દિવસે જીન્દેરજમ માર્યો ગયો છે તે દીનથી મેં સોગંદ લીધા છે કે કોઇ પણ ઇરાની સરદારને જીવતો રાખવો નહિ અને કાઉસને તો ફાંસીએ ચહડાવવો." એમ કહી ઘોડો દપટાવી ઇરાની પાદશાહની છાવણીના તંબુઓની ખુંટીઓ નેજાની નોકથી ઉખેડી કહાડી અને એક ભાગના તંબુઓને તોડી પાડયા. કાઉસે ગભરાઇને તુસને મોકલ્યો, કે રૂસ્તમને તેડી લાવે. તુસે રૂસ્તમને શાહનો પેગામ કહ્યો. રૂસ્તમ બોલ્યો કે "બીજા ઇરાની પાદશાહો જયારે મને એકાએક બોલાવતા, ત્યારે કોઇવાર લડાઇ માટે તો કોઇવાર મેજબાની માટે. પણ કાઉસે તો મને લડાઇ માટેજ તેડયો છે.' તેણે તંબુમાંથી "જલદી કરો," "સેતાબ કરો," "ઉતાવલ કરો," એમ સરદારોને બહાર એકેકને કહેતા સાંભળ્યા ત્યારે વિચાર કર્યો કે "આતો આહરેમન સાથ લડાઇ કરવાની હોય તેવું દીસે છે. કોઇ માણસ માટે એટલી બધી ચિંતા રાખવામાં નહિં આવે." હવે રૂસ્તમ તૈયાર થઇ લડાઇના મેદાનમાં આવ્યો. ત્યારે સોહોરાબે તેને કહ્યું કે "આપણા લશ્કરોને બાજુએ રાખી આપણે એકમેક સાથે હાથોહાથ લડીયે. તારી મારી આગળ બિશાદ નથી. મારી એક મુકીથી હું તુંને નીચે નાખું. પણ તારી મહોટી ઉમ્મર ઉપર મને દયા આવે છે." રૂસ્તમે તેને એમ તુંડ થવાને બદલે જરા થંડો અને નરમ થવા કહ્યું. તેણે નીચે પ્રમાણે કહ્યું:—

## રૂસ્તમે સોહરાબને નરમીના કહેલા સખુનો.

"ધીરો થા જવાં મર્દ! ધીરો નરમ, જમીન ને હવા પણ નરમ ગરમ.
લડાઇઓ જોઇ છે મેં દુનિયામાં બહુ, માર્યું છે લશ્કર સીપાહો સઉ.
મુવા છે દેવો ઘણા મારે હાથ, જોયું છે સઘળું ફતેહની સાથ.
જો લડવા તું ચાહેછે તો જો મારી જંગ, જો જીવતો તું રહેશે, ન થશે બતંગ.
દર્યા ને પહાડોએ જોઇ મારી જંગ, તુરાની સરદારો થયા બતંગ.
સેતારા છે મારા સાક્ષી ગવાહ, કે દુનિયાને દીધી મેં કેવી પનાહ.
પણ લાગે છે તારી પર દયા ને રેહમ, જાન તારો લેવાને લાગે છે ગમ.
કે તુંજ જેવો નથી કોઇ તુર્કી દલેર, તુંજ જેવો નથી કોઇ ઇરાની શેર.

જયારે રૂસ્તમથી આવા સખુન સોહરાબે સાંભળ્યા, ત્યારે તેનું પણ દિલ નરમ થયું, અને તેણે રૂસ્તમને કહ્યું, કે "જે હું પુછું છું, તે તું મને સાચ્ચું કહે, કે તારી ઓલાદ શું છે? તું કોણ છે? મને ગુમાન જાય છે, કે તું રૂસ્તમ

પેહેલવાન છે." ત્યારે રૂસ્તમે જવાબ આપ્યો કે "નહિ, હું નથી રૂસ્તમ, કે નથી સામ નરીમાનના તોખમનો. રૂસ્તમ તો મોટો પહેલવાન છે અને હું તો ઉતરતા દરજ્જાનો છું." એવા સખુન સાંભળી સોહરાબ નાસીપાસ થયો અને માતાએ આપેલી નિશાણીઓ એક પછી એક ખોટી પડતી જોઇ અજબ થવા લાગ્યો. તેઓ અકેક સાથ ખંજર, તલવાર, અને ગુરજથી એક પાછી એક લડયા. જાણે રસ્તાખેજની લડાઇ હોય તેમ તેઓ લડયા; પણ કોઇ એક બીજા ઉપર ફાવ્યો નહિં. પછી તેઓ થોડો વખત છુટા પડયા. રૂસ્તમ, સોહરાબની જવાંમર્દી અને બહાદુરી જોઇ મનમાં જરા ચિંતા કરવા લાગ્યો કે "લડાઇમાં કોઇપણ દહાડે મને એવો લડનાર મળ્યો હતો નહિં. સફેદ દેવ સાથની લડાઇ તો આ લડાઇ આગળ રમત જેવી હતી. આ નહિ જણાયલા મર્દે તો મને આ જમાનાથી સાફ કરી નાખ્યો છે. બંને પેહેલવાનો જરા આસાએસ લીધા પછી પાછા લડવા ઉતર્યા. રૂસ્તમે સોહરાબનો કમરબંદ પકડયો, કે તેને ઘોડાની પીઠ ઉપરથી ઉંચકી લે. તેણે ઘણું જોર કીધું પણ સોહરાબ જોરથી બેસી રહયો. બેઉ થાકયા, પણ સોહરાબ ઉચકાયો નહિં, ત્યારે સોહરાબે ગુરજઉઠાવ્યો અને રૂસ્તમ ઉપર માર્યો. રૂસ્તમ તેથી ધુજવા લાગ્યો. સોહરાબે તેને તાણો માર્યો કે તારો રખશતો ઘઘેડા જેવો છે, અને તું દલેરો આગળ કુચ્છ નથી. પછી રૂસ્તમ તુરાની લશકર તરફ ગયો અને તેઓને મારવા લાગ્યો. ત્યારે સોહોરાબ ઇરાની લશકર ઉપર તુટી પડયો અને તેઓનો ઘણો ઘાણ કાહાડવા લાગ્યો. જ્યારે ઇરાનીઓનો કચ્ચડઘાણ નીકળતો રૂસ્તમે જોયો, ત્યારે તે પાછો સોહરાબ આગળ આવ્યો અને તેને કહેવા લાગ્યો કે "ગરીબ સીપાહોને શું કરવા તું જાનથી મારે છે ? મારી સાથ લડ." ત્યારે સોહરાબે કહયું, કે "આપણી બે વચ્ચેની હાથોહાથ લડાઇમાં તુરાનીઓ લડતા ન હતા, તે છતાં તેં શા કાજે તેઓ ઉપર હુમલો કીધો ? તેં તુરાનીઓ ઉપર હુમલો કીધો, અને ત્યારેજ મેં ઇરાનીઓ ઉપર કીધો." ત્યારે રૂસ્તમે કહયું કે "હવે તો સાંજ પડવા આવી છે, માટે તું પાછો ફર, સહવારના આપણે ફકત બેઉ જણુ પાછી લડાઇ કરીશું."[1]

બેઉ લશ્કરો પોત પોતાની છાવણીઓમાં ગયાં અને રૂસ્તમ અને સોહરાબ પણ પોત પોતાની છાવણીમાં જઇ એકમેકના જોરની તારીફ કરવા લાગ્યા. સોહરાબે હોમાન આગળ રૂસ્તમના જોરની તારીફ કીધી, પણ હિમ્મત દેખાડી કહ્યું કે, "કાલે માલમ પડશે કે વરૂ કોણુ છે અને મેંઢું કોણુ છે! હું કાલે કોઇ પણ

૧ એમ બે લશ્કરના બેઉ પેહેલવાનો હાથોહાથ (in single combat માં) લડી લડાઈનું સેવટ લાવે, એ રિવાજ અસલ યુનાનમાં પણ હતો. જે એક જાણુ જીતે, તેનું આખું લશ્કર જીતેલું ગણાય અને તેથી ઘણી ખુનરેજી અટકે. યુનાનમાં બીઓશ્યા (Bœtia) નો રાજા ઝેનથસ (Xanthus) એમ એટીકા (Attica) ના રાજા સાથે લડયો હતો, અને તે માર્યો ગયાથી બીઓશ્યા હારેલું ગણાયું હતું (The Antiquities of Greece by Dunbar II P. 89).

દુશ્મનને જીવતો રાખીશ નહિ. તેટલાં હાલતો તું ખાણાની મેજ તૈયાર કરાવ." પેલી બાજુ રૂસ્તમે પહેલે ગેવ સાથે લડાઇ બાબે વાત કીધી. ગેવે કહ્યું કે "મેં એના જેવો પહેલવાન જોયો નથી. તેણે તુસ ઉપર હુમલો કીધો અને ગુર્જના ફટકાથી તેને નીચે નાખ્યો." પછી રૂસ્તમે કૌસ આગળ જઇ લડાઇની હકીકત કહી અને સોહરાબની ઘણી તારીફ કીધી અને કહ્યું કે "એના જેવો લડાયક જવાન મેં કોઇ જોયો નથી. "જોઇએ કાલે ખોદા કોણને ફતેહમંદ કરેછે." કૌસે રૂસ્તમને હિમ્મત આપી કે "હું ખોદા પાસે હાલ દુઆ ગુજારૂં છું કે તે તુંને ફતેહમંદ કરે." પછી રૂસ્તમે પોતાના ભાઇ જહવારે આગળ સઘળી હકીકત કહી અને કહ્યું કે "કાલે તું તંબુ આગળ તૈયાર રહેજે. હું લડાઇમાં જઇશ. જો ફતેહ પામીશ, તો તેમ. જો માર્યો જાઉં તો હિમ્મત પકડજે અને તુરત જાબુલસ્તાન જઇ માએને અને બાપને દિલાસો દેજે." રૂસ્તમે જહવારેને નીચે પ્રમાણે કહયું:—

## રૂસ્તમે ભાઇ જહવારેને કહેલા સખુનો.

સવારના જાઉં જ્યારે જંગને મેદાન, લડાઇમાં બોલાઉં તે તુર્કી પેહેલવાન
લાવજે તું ત્યારે લશ્કર તમામ, કરજે તું તૈયાર સઘળો સરન્જામ.
ઉગે જ્યારે સૂર્ય ને દીએ પ્રકાશ, તૈયાર ત્યારે રહેજે તંબુની પાસ.
લડાઇમાં મેળવીશ જો ફતેહ તમામ, તો ખોટી ન થઇશ, આવીશ આ ઠામ.
પણ લડાઇમાં ખોઉં મારો જો જાન, તો કરતો ના રડણ, ધરજે તું ગ્નાન.
આવતો ના ઝટ તું લડાઇને મેદાન, લડાઇના માર્ગપર ધરતો ના ધ્યાન.
જાબુલનો ધરજે તું એકદમ રાહ, જાલ તરફ જવાને કરજે નેગાહ.
માએને તું દેજે દેલાસો નર્મ, કે બન્યું તે બન્યું ખોદાનો હોકમ.
માએને તું કહેજે કે 'ના કર ગમ, નહિ સદાનો શોક કે નહિ માહેતમ.
દુનિયામાં રહેતું ન કોઇ જાવદાન, એ બહાને મોત, નહિ નામ કે નિશાણ.
શું દેવ અને સિંહ, ચિત્તા પલંગ, લડાઇને મેદાન મેં કર્યા બતંગ.
જીત્યા મેં કિલ્લા, ને જીત્યા મેં કોટ, કોઇથી નહિ થયો કદી લોટપોટ.
કોણ હટાડી શકે મોત ને મરણ? કોણ ઘોડાની પીઠ પર કરે શરણ?
હજારો વર્ષ ને હજારો સાલ, ચાલતું એમ રહેશે સદા સૌ કાળ.
જમશેદ જેવો શાહ, શાહે બુલંદ, તેહમુરસ, જે જંગી અને દેવબંદ.
જેના જેવા જગમાં ન કોઇ નામદાર, તે સઘળાઓ ગયા ખોદાને બાર.
જો તેઓ ગયા, થઇ જગથી બર્બાદ, તો હું પણ જઇશ, શું મારી બિસાદ?
દિલાસો દઇ બાપને કહેજે તું આમ, કે 'પાદશાહની ખેદમતનું છોડતો ના કામ.
જો લડે તે શાહ, તો લડજે તું પણ, શાહના હોકમથી ના ફેરવતો મન.
સઘળા આ જગમાં શું પીર કે જવાન, રહેવાના નથી કોઇ જાવેદાન.'

જેમ આ મુજબ રૂસ્તમ સોહરાબના જોરથી દંગ થઇ ફિકરમાં પડયો હતો,

તેમ બીજા હાથ ઉપર સોહરાબ પણ રૂસ્તમના જોરથી અજબ થયો હતો. બીજે દિવસે લડાઇના મેદાનમાં જવા આગમચ તેણે હોમાનને રૂસ્તમના જોર અને કદ માટે ઘણા તારીફના સખુનો નીચે મુજબ કહ્યા અને શક દેખાડયો કે એ પહેલવાન તેનો બાપ રૂસ્તમ હશેઃ—

## સોહરાબે હોમાનને રૂસ્તમ માટે કહેલા સખુનો.

પેલો શીર મર્દ, જે મુજ સાથ, લડાઇના મેદાનમાં મેળવે છે હાથ,
કદ જેનું બુલંદ, ન મારાથી કમ, લડાઇમાં ધરાવે હિમ્મત મકમ,
કદ અને છાતી છે મારી મિસાલ, ઇશ્વરે ઘડયું છે સુંદર કપાળ,
ચાલ અને લઢણથી પીગળે છે મન, ચેહેરો તેનો જોઇ લાગે છે શર્મ.
માતાએ દીધી જે તેની નિશાણ, જોઉં છું તે તેમાં, આવે છે ભાન.
ગુમાન મને જાયછ કે તેજ રૂસ્તમ, તેના જેવા મર્દો દુનિયામાં કમ.
ઘટે નહીં મને કે લડું તે સાથ, મેદાનમાં મેળવું લડાઇના હાથ.

ત્યારે હોમાને સોહરાબને જુદું કહયું, કે "એ રૂસ્તમ નથી. રૂસ્તમ સાથે તો હું પોતે કેટલીકવાર લડયોછું અને તેને ઓળખું છું."

પછી રૂસ્તમ અને સોહરાબ લડાઇના મેદાનમાં ગયા. સોહરાબે લડાઇના મેદાનમાં રૂસ્તમને ખબરઅંતર પુછી અને સમજાવ્યો કે "આવ, આપણે લડાઇ બંધ કરી મિત્રાચારી કર્યે. તું તીર અને શમશીર ફેંકી દે. આવ આપણે શરાબ પીયે અને ખુદા હજુર કોલકરાર કર્યે કે એકમેક સાથ લડવું નહિ. કોઇ બીજાને મારી સાથે લડવા દે, પણ તું મારી સાથે એશઆરામ કર, મને તારા દેલ ઉપર મેહેર આવે છે, અને તારી સાથે લડતાં શરમ લાગે છે. તું તારૂં નામ મારાથી ના છુપાવ. તું શું સામનો બેટો જાબુલી રૂસ્તમ નથી?" આ મુજબ પોતાના પિતા જેવા દિસ્તા ધણી ઉપર સોહરાબને મેહેર આવી. પણ રૂસ્તમે કહ્યું કે "એવી ફરેબની વાત ના કર. આપણા વચ્ચે, કાલે છુટા પડયા ત્યારે, બીજે દિને કુસ્તી રમવાની ગોઠવણ હતી, સુલેહ કરવાની નહિ." ત્યારે સોહરાબે દલગીર થઇ કહ્યું કે "મારી ખાહેશ આ હતી કે જ્યારે તારો મરવાનો વખત આવે ત્યારે તું તારા ઘરમાં તારા બીસ્તરા (બીછાના) ઉપર કુદરતી મોતે મરે અને તારા વારેસો તારૂં સ્તોદાન (અસ્તોદાન) કરે અને તારા તનને ઘટતી જગ્યાએ મુકે, પણ જયારે તું મારે હાથે મરવા માગેછે તો જેમ ખુદાનો હુકમ હોય તેમ કરવાને હું તૈયાર છું." સોહરાબ દલગીર થઇ લડવા તૈયાર થયો અને બન્ને જણ ઘોડા ઉપથી નીચે ઉતર્યા અને ઘોડાઓને બાંધી કુસ્તી રમવા માંડી. કુસ્તીમાં સોહરાબે રૂસ્તમને નીચે નાખ્યો અને તેની છાતીપર ચહડી બેસી ખંજર ખેંચ્યું કે તેને ભોકી કહાડે. પણ રૂસ્તમે તુરત કહયું કે "અમારો એવો રિવાજ નથી, કે

કુસ્તીમાં પેહેલીવાર નાખતાં ખંજર ભોકવું. જો બીજી વાર નાખ્યે તોજ ભોકવું, એમાં ખરી દલેરી છે."

સોહરાબ તેના કહેવાથી ભોળવાઇ જઇ તુરત ઉઠી ગયો અને રૂસ્તમને જવા દીધો. આ બન્ને જણુ પોતાના લસ્કરોને બે ફરસંગ દુર રાખી કુસ્તીની રમત રમવા એકલા ઉતર્યાં હતા, તેથી હવે રૂસ્તમને છોડી દઇ સોહરાબ પોતાની છાવણીમાં જવાને બદલે જંગલભણી ગયો અને શેકારની મોજમાં મશગુલ થઇ ગયો. લાંબો વખત વીંટી ગયો ત્યારે હોમાન સોહરાબ આગળ આવ્યો અને તેને લડાઇની ખબર પુછી. સોહરાબે હોમાનને સઘળી વાત કહી. હોમાને ઘણી દલગીરી દેખાડી કહ્યું કે "અફસોસ! તું જાણે તારા જાનથી ધરાયો છે. હાથમાં આવેલો શિકાર તે જવા દીધો છે. એક પાદશાહના આ સુખનો છે કે કમીના દુસ્મનને બી હલકો ગણુવો નહિ." ત્યારે સોહરાબે જવાબ દીધો કે "ફિકર નહિ. બીજે દહાડે હું તેને કુસ્તીમાં ફરીથી હેઠે નાખીશ."

હવે પેલી બાજુ રૂસ્તમ સોહરાબથી છુટો પડી, જાણે મુએલો આદમી જીવતો થાય તેવો બની એક નાળાંપર ગયો. ત્યાં પાણીથી નાહી ધોહી, ખોદાની બંદગી કરવા બેઠો. તેણે ખોદાને અરજ કીધી, કે "ઓ દાદાર! મને મારૂં આગળું જોર પાછું આપ." હવે એ બાબે ફીરદોસી કહે છે, કે રૂસ્તમને જવાનીમાં એટલું બધું જોર હતું, કે તેના જોર અને ભારથી જમીનમાં ખાડા પડતા. તેથી તેણે ખોદા-તાળા પાસે દુઆ ગુજારી હતી કે "મને ચાલતાં અડચણુ પડે છે તેથી મારૂં વજન તું કમી કર." ખોદાએ તેની અરજ કબુલ કરી તેનું વજન અને જોર કમી કર્યાં હતાં. હવે જયારે સોહરાબને હાથે પોતે કુસ્તીમાં હાર્યો, ત્યારે તેણે ખોદા પાસે, ઉપર મુજબ, પોતાનું આગળું જોર પાછું માગ્યું.

હવે બીજે દિન રૂસ્તમ પાછો લડાઇમાં ગયો. અને બીજી વાર કુસ્તી રમ્યો. સાએર કહે છે કે "જ્યારે નસીબ આડું થાય છે ત્યારે સખ્ત પથ્થર મીન માફક નરમ બની જાય છે. તેમ સોહરાબના બાબમાં બન્યું. જયારે જમાનો તારા મોતનો તરસો થાય છે ત્યારે તારા શરીરપરનો દરેક બાલ ખંજર માફક ઉભો થાય છે." રૂસ્તમે હવે સોહરાબને નીચે નાખ્યો અને તુરત તેને ખંજર ભોકી કાહાડયું. સોહરાબે તેપરથી અફસોસ કીધો અને તેને નીચે પ્રમાણે કહ્યું:—

### જખ્મી થવા પછી સોહરાબના રૂસ્તમને સખુન.

મારેજ વાંકે મુઓ, કરવો નહીં ખેદ, જમાનો છે બુરો, ખોલ્યો તેં ભેદ.
નથી તારો વાંક, છે મારો ગુનાહ, જમાનો છે બદ, તેથી થયો તબાહ.
ફોકટમાં ગયાં કુલે મુજ સાલ, ખાકમાં હું પડયો, થયો પાયમાલ.
માએ મને આપી બાપની નિશાણુ, થયો તેથી હું, તું પર કુરબાન.

શોધ્યો મેં બાપને જોવા દીદાર, આશામાં એવી થયો હું ઠાર.
અફસોસ ! ન આવી ઉમેદ મારી બર, જોવા નહીં પામ્યો મારો પદર.
થશે જો હવે તું પાણીની માહી, થશે જો રાત પેરે કાળી શિહાઇ,
સેતારો બની જો ચહડશે આકાશ, જશે ત્યાં છોડી જો દુનિયાની આશ,
પણ કિનો મારા ખુનનો લેશે પદર, જો જાણશે કે ચીર્યું તેં મારૂં જીગર.
રૂસ્તમને કહશે, જો કોઇ નામદાર, થશે મારા ખુનથી તે જાણકાર
કે માર્યો તેં સોહરાબ, કર્યો તેં ઠાર, તો શોધશે તે તુંને, કરશે ખ્વાર.

જ્યારે સોહરાબે એમ કહ્યું કે, "રૂસ્તમ જાણશે તો મારા ખુનનો કિનો લેશે," ત્યારે એ શબ્દો સાંભળી રૂસ્તમ ગોયા દિવાનો બન્યો અને કહ્યું કે "હું રૂસ્તમ છું." તેણે પોતાની નિશાણી જોવા માગી. સોહરાબે પોતાની બાજુએથી મોહરો દેખાડયો. તે જોઇ રૂસ્તમ અફસોસ અને જારી કરવા લાગ્યો. સોહરાબે કહ્યું કે "હવે એમ કરવું દુરસ્ત નથી, જે થવાનું હતું તે થયું. મેં તારા તરફ ઘણી મેહર દેખાડી પણ તેં તેમ કર્યું નહિ." પછી સોહરાબે રૂસ્તમને કહ્યું કે "તુરાનીઓ મારી પનાહ હેઠળ આવ્યા છે માટે તેઓને હેરાન કરવા વગર તેઓને વતન જવા દેજે. સરહદના કિલ્લામાંથી મેં (હજીર) સરદારને કેદ પકડયો હતો, તેનાથી પણ મેં તારી ઘણી નિશાણ પુછી, પણ તેણે તે મને આપી નહિં. પણ તું જોજે કે તે ઇરાનીને પણ કોઇ હેરાન કરે નહિં. મારા નસીબમાં જે બનવાનું હતું તે બન્યું. હું વીજલી માફક ઝડપથી આવ્યો અને પવન માફક ઝડપથી જાઉં છું. હવે તો કદાચ મીનોઇ જેહાનમાં હું ખુશી જોઇશ."

હવે તુરત રૂસ્તમ ઘોડાપર સ્વાર થઇ ઇરાની છાવણી તરફ ગયો અને પોતાને હાથે બેટો માર્યો જવાની ખબર ઇરાનીઓને કહી. તેઓ દલગીર થયા પણ તે જીવતો આવ્યો તે માટે શુક્રાના કીધા. પછી તેણે તેઓને તાકીદ કરી કે તુરાનીઓ સાથે લડે નહિં. પોતાના ભાઇ જહવારેને તુરત હોમાન આગળ મોકલ્યો, કે તે સહી સલામત તુરાન ભણી જાય. તેણે કેહવાડયું કે "હવે મારે તારી સાથે લડવું નથી, તેમજ મારે તારી સાથે એ બાબે વધુ વાત કરવી નથી. તેં સોહરાબથી સાચ્ચી વાત છુપાવી મારા દેલને જાણે આતશથી બાળી નાખ્યું છે." હોમાને સઘળો જોખમ હજીર ઉપર નાખ્યો, કે "સોહરાબે હજીરને રૂસ્તમ માટેની નિશાણ અને ખબર પુછી, તે છતાં તેણે કહી નહિં." રૂસ્તમ તે ઉપરથી હજીરને મારવા ગયો પણ બીજાઓએ વચમાં પડી તેને છોડવ્યો. પછી રૂસ્તમ પાછો સોહરાબ આગળ ગયો. હવે તુસ, ગોદ્રેજ, ગસ્તહમ પણ ત્યાં ગયાં. તેઓએ ખુદા હજુર દુઆ ગુજારી કે, તે, રૂસ્તમને આ દુઃખ ખમવાને શકિતવાન કરે. પછી રૂસ્તમે પોતાને હાથે ખંજર ભોકી આપઘાત કરવા માગ્યો, પણ તેને બીજાઓએ વળગી પડી તેમ કરતાં અટકાવ્યો અને ગોદરેજે તેને શિખામણ દીધી.

## ગોદરેજે રૂસ્તમને, તેણે આપઘાત કરવા માગ્યો ત્યારે, દીધેલી શિખામણ.

ગોદરેજે કહ્યું કે "એમાં શું સાર, જો તજે તું જગ આ નાપાયદાર?
સોગણું દેખાડશે તું દેલને દુઃખ, તો સોહરાબને થશે તેથી કેમ સુખ?
જો જીવવાની હશે હજુર તેની આશ, તો જીવશે તે, જા, રહે તેની પાસ.
પણ મરવાની હશે જો સરજત બરહક, તો દુનિયામાં કોણ રહ્યું હમેશ તલક?
મોતના છિએ આપણ સર્વ શિકાર, શું નાના કે મોટા શાહ તાજદાર.
મરવાનો આવશે જયારે વખત, ન જાણતા, થશે કેવી સરજત!
શું મરણ વિનાનું માણસ છે કોઇ, ઘટે કે ખુદ પર રડે સઉ કોઇ.
શું લાંબો કે ટુંકો મોતનો છે રાહ, ફના છે સઉ, નહિં કાયમ પનાહ.

એ શબ્દો પછી રૂસ્તમે ગોદરેજને કહ્યું કે "તું જા ને શાહ પાસે નોશ દારૂ એના જખમ માટે લાવ." ગોદરેજ ગયો પણ શાહે તે આપ્યો નહિં. તે બીધો, કે "જો બાપ બેટા સાથે મળશે તો રૂસ્તમ મારી મુદલ દરકાર કરશે નહિં. તેણે મને મારા સરદારો વચ્ચે અપમાન કર્યું છે; વળી સોહરાબે મને જંગના મેદાનમાં ઘણા ખરાબ સખુનો કહયા છે." એ ઉપરથીજ ગોદરેજ પાછો ફર્યો અને રૂસ્તમને કહ્યું કે "શાહ ખરાબ સ્વભાવનો છે, માટે તું પોતેજ જઇને માગી લાવ." રૂસ્તમ સોહરાબના શરીર ઉપર એક કપડું ઘંકાવી જતો હતો, તેટલાં માર્ગમાં ખબર મળી, કે સોહરાબે જાન મેલી દીધો છે. રૂસ્તમ તુરત તેની આગળ પાછો ફર્યો અને રડવા લાગ્યો.

## સોહરાબ માટે રૂસ્તમનું રડણ.

અએ લડાયક તોરના મારા જવાન! નામના ઉઠાવનાર દલેર પહેલવાન!
જોશે નહીં ખુર માહ તુંજ જેવો નર, તારા જેવું તખ્ત કોલાહ બખ્તર.
કોણપર વીતી છે મુજ જેવી વાત, બાપને હાથ થઇ છે બેટાની ઘાત?
બાપથી છે ઓલાદ સામે સવાર, માયથી છે તોખમ તારૂં નામદાર.
મારા જેવો બદબખ્ત, નથી કોઇ નર, બેટાને મારે, ચીરે જીગર.
સજાવાર જો કાપે મારા કોઇ હાથ, સરજત મારી હોજો સદા ખાક સાથ.
જો માએ તેની પુછશે, તો કેહવશ હું શું, ખબર તેના મોતની કેમ કહેવાડું હું?
જો પુછશે કે બેટાને માર્યો શા કાજ, તો જવાબ શું દઇશ? થાશે નારાજ.
કીઆ પિતાએ કર્યું છે એવું બદકામ, ઘટે જો કરે, મને બદનામ.
કીઆ બાપે માર્યું આવું ફરજંદ, જે દલેર ને જવાન ને દાનેશમંદ?
તેણીનો બાપ શાહે સમનગાન, બેટીનું દુઃખ જોઇ થશે ક્રોધમાન.
સામના તોખમપર નાખશે ફીટકાર, કહેશે મને ઘાતકી ને બીદીનદાર.
નહિં જાણતો હતો, કે બેટા જવાન, થોડુંકમાં થશે આવો પહેલવાન.

આવશે તે જંગમાં ને મારશે સેપાહ, રોશન મારો દહાડો કરશે સીહા.
દુનિયા ન જોશે એવો સવાર, ન મર્દી, દલેરી, ન એવું કાર.

અફસોસ!

કેવી તારી મર્દી? કેવો તારો તોર, કેવો તારો ચેહેરો, કદ ને મરોર?

અફસોસ!

કેવું તારૂં દુઃખ? કેવો તારો ગમ, માય તારી દૂર, બાપ નસીબમાં કમ.

હવે રૂસ્તમે પોતાના બેટાના શરીરને કીંમતી કપડાંથી ધંકાવ્યું. તે બેટો ઇરાન ભણી તખ્ત અને તાજ લેવા માટે આવ્યો હતો, પણ તેને બદલે કફન યા કબ્ર મેળવી શકયો. રૂસ્તમે વધુ જારી કીધી કે "હું હવે જાલ અને રોદાબેને શું કહીશ. તેઓ જારી કરી મારે માટે કહેશે કે રૂસ્તમનો હાથ બેટાને મારવાને કેમ ચાલ્યો!" શાએર આ દુનિઆની નાપાયદારી માટે આ બનાવ ઉપરથી વધુ કહે છે કે "આસમાનનું ચક્ર એમજ ફરે છે; એક હાથમાં કોલાહ અને બીજા હાથમાં કમન્દ. જો કોઇ પાદશાહી કોલાહ પેહડી ખુશી સાથે બેસે છે તો જમાનો તેને તુરત થોડી વારમાં એકાએક તખ્ત ઉપરથી પેલી કમન્દથી પકડી નીચે લાવે છે. જયારે આપણા બેશ યા મિત્ર સાથે આપણે ચાલી જવાનું છે, ત્યારે દુનિઆ સાથે ઘણી મેહર શા કાજે બાંધવી જોઇયે? અને મોત માટે રડવું નહિ જોઇએ."

## રૂસ્તમના રડણપરથી શાએરે કહેલા શિખામણના શબ્દો.

આસમાનનું એવું છે ચકકર બુલંદ, એક હાથમાં કોલાહ, બીજે કમંદ.
જો કોલાહ તું પહેરી, બેશે ખુશાલ, તો કમંદ લાવશે તું પર, બુરો બદકાળ.
શા કાજ બાંધે છે જગ સાથ તું મેહેર, જો સરજત છે તારી મરણનો કેહેર?
ગમે તેવી લાંબી જીંદગી દરાજ, ખાક થશે સેવટ, થશે નાસાજ.
જો દુનિયાના ચકકરની આવી ખબર, ખાલી તેનું મગજ, નથી કાંઇ તર.
તો જાણ, કે નથી કોઇ તેથી આગાહ, ભેદ તેના ભરમનો નથી કોઇ રાહ.
તો મોત કાજે રડવું સજાવાર નહિં, જાણતા નહિં આપણ, સેવટ શું અહીં.

હવે જયારે શાહ કાઉસને સોહરાબના મરણની ખબર પડી ત્યારે તે થોડાક રેસાલા સાથે રૂસ્તમ આગળ આવ્યો અને દિલાસો દેવા લાગ્યો કે "શું અલબુર્જ પહાડ કે શું એક ઝાડનું પાતરૂં, એ સર્વે આસમાનના ચક્રથી ફરે છે, ત્યારે આપણે આ ધર્તી સાથે મેહર નહિ બાંધવી જોઇયે. સર્વ, કોઇ તુરત તો કોઇ મોડે, મરે છે. તું દાનાવના આ સુખન યાદ રાખ કે 'તું આસમાનને જમીન ઉપર લાવશે યા આખી જેહાનને આતશથી સલગાવશે તો પણ જે મરણ પામ્યું તેને તું પાછું લાવનાર નથી." તું ખાતરી રાખ કે તેનું રવાન બીજી જેહાનમાં કાયમ

રહેશે. પછી રૂસ્તમે શાહને કહ્યું કે "સોહરાબ તો હવે મરણ પામ્યો છે, તેથી તું હવે હોમાન અને તેના તુરાની લશ્કર સાથ લડતો ના. જહવારે તેઓને સલામત જવા દેવાની ગોઠવણ કરશે." શાહે તેઓ સાથે લડાઇ નહિ કરવાને કબુલ કીધું.

પછી રૂસ્તમ સોહરાબની લાસ લેઇ જાબુલસ્તાન ગયો. જાલ સોહરાબના મરણની ખબર જાણી સામે આવ્યો. તેના લશ્કરના ઘોડાઓની પુછડી શોક તરીકે કાપી નાખી હતી અને ધોલોને ફાડી નાખ્યા હતાં. જાલે અને રોડાબેએ બહુ રડણ કર્યું અને સત્રાગાઓએ તેના શરીરને સેવટનું જોયું. પછી રૂસ્તમે તે લાસને સુગંધી પેટીમાં મેળી અવલ મંજલ પહોંચાડી.

પેલી ગમ તેહેમીનાને ખબર પડી, કે સોહરાબ પોતાના બાપનેજ હાથે ખંજરથી બેજાન થયોછે. તે જાણી તેણીએ પોકાર અને શોર કર્યો. તેણીએ પોતાને પોષાક ચાક કર્યો. તેણી ગમની ગીરફતારીમાં પોતાનો સુંદર ચેહેરો ચાક કરવા લાગી અને હોશ ખોઇ બેફામ બની ગઇ. તેણી પોતાને મોંહોડે માથે ધુળ ભરવા લાગી અને જારી કરી નીચે મુજબ પોકારવા લાગી.

## તેહમીનાનું રડણ.

કયાં ગયો હવે? ઓ માએના જાન! ખાકમાં તેં કર્યું તારૂં રેહઠાણ.
આંખો બે મારી કરતી નજર, કે રૂસ્તમને સોહરાબની મેળવે ખબર.
ધરાવતી હતી હું એવું ગુમાન, કે ફરે ને જોએ તું કુલે જેહાન.
થશે તારો બાપની સાથે મેળાપ, ને આવશે તું હવે જલદી સેતાબ.
જાણું શું બેટા! કે આવશે ખબર, કે રૂસ્તમે ચીર્યું તારૂં જીગર.
શું દયા ન લાગી જોઇ તારો ચેહેર? શું કદ તારૂં જોઇ આવી ન મેહેર?
શું પહેલવાની દેખાવપર લાગી નહીં પ્રિત, કે ચીરવા તુંજ જીગર લગાડયું ચીત?
ઉધાર્યો નાજથી ને દેખાડયો લાડ, શું ચળકતો દિવસ કે લાંબી બહુ રાત.
ફોકટ તે ગયું; થયું તુંજ ખુન, કફનમાં દટાયું પાક તારૂં બુન.
કોણને હું હવે બગલમાં લેઉં, કોણ મને દેશે દેલાસો સઉ?
કોણને હું તેડું મારી સનમુખ, કોણ આગળ રડું મારૂં હું દુઃખ?
અફસોસ! કે તન, મન, ચશમ, ચેરાગ, એ સઘળાંએ તજ્યો મેહેલ અને બાગ.
શોધવા તું ગયો જંગી પદર, પદર નહીં મળ્યો, પણ મળી કબર.
ઉમેદ થઇ બરબાદ, થયો નાચાર, ખાકમાં તું પડયો, ખોયો કરાર.
રૂસ્તમે ખેંચ્યું ખંજર તું પર, ચીર્યું તે ભોકી તારૂં જીગર.
દેખાડી કાંએ નહિં તારી નિશાણ, જોઇને તે આવતે તારૂં ઝટ ભાન.
આપીતી તુને મેં બાપની નિશાણ, આવી તે કેમ નહિં તુંને કાંઇ કામ?
બેટા વિનાની થઇછું હું હાલ, ગમ અને દુઃખમાં કહાડીશ હું કાળ.

શા કાજ આવી નહિં હું તુંજ સાથ, શા કાજ સફરમાં ધર્યાં નહિં હાથ ?
હું આવતે તો રૂસ્તમ પિછાનતે ઝટ, તુને ને મને બેઉને તુરત.
શમશીર તેણે ખેંચી તુરત તુંજપર, ચીર્યું તેણે તારૂં વાહલું જીગર.

આ મુજબ જારી કરી તેણીએ પોતાની આગળ કુલ જેહાનને સાથે રડતી કીધી. પોતાની આગળ પોતાના વાહલા બેટાનો ઘોડો મંગાવી તેણી તેને બોસા લેવા લાગી. તેણીની આંખમાંથી ટપકતાં પાણીથી તેણીના પગ આગળની જમીન તર થઇ ગઇ. પોતાના બેટાનો પોષાક મંગાવી તે પોષાકને ફરજંદ માફક છાતીએ દાબવા લાગી. પછી તેનું બખ્તર અને નેજો, તલવાર અને ગુર્જ, કોલાહ અને કમાન, અને તેના ઘોડાના જીન અને લગામ હાથમાં લઇ તેણી તે બેટાને યાદ કરવા લાગી. તેણીએ પોતાના બેટાની નૈયતે દર્વીશોને સઘળી ચીજો અને જર ખજાનો ખેરાત કીધો. પોતે ગમીનો પોષાક પેહેર્યો અને મેહેલના દરવાજા બંધ કર્યા. એ મુજબ પોતાના બેટાના ગમમાં ગીરફતાર થઇ, તે બેટાના મરણ બાદ એક વર્ષના અરસામાં, તેણીએ પોતે પણ પોતાનો જાન પોતાના દાદારને આપ્યો.

આ ઉપરથી દુનિયાની નાપાયદારી માટે શાએર ફીરદોસી દાનાઇના નીચલા સખુનો કહે છે—

## દુનિયાની નાપાયદારી માટે શાએરના સખુનો.

લાંબો બહુ વખ્ત, તું રહેશે નહીં અહિં, તૈયાર તું રહે, ઢીલ થશે નહિં કંઇ.
જેમ પિતાથી પામ્યો તું એક દિન જનમ, તેમ એક દિન તું પામશે જરૂર મરણ.
એવો છે દુનિયાના ચક્કરનો ભેદ, ન પામશે તું તેની ચાવી કીલેદ.
દુન્યાના ભરમનો દરવાજો બંદ, ન ખોલશે તું તે, થશે દર્દમંદ.
જેમ કજાની હશે સરજત કોઇ એક, તેમ ખોદાથી બનશે બનાવ અનેક.
ના બાંધ પળવારની દુન્યા સાથ દેલ, સેપંજી દુન્યાના ફોકટ છે ખેલ.

# સ્યાવક્ષ અને રૂસ્તમનું દાસ્તાન.

ફ્રવોઇશ ઉસધનો અષઓનો ફ્રવષીમ યજમઇદે.
ફ્રવોઇશ સ્યાવર્ષાનો અષઓનો ફ્રવષીમ યજમઇદે.
ફ્રવોઇશ હઓસ્રવંઙહો અષઓનો ફ્રવષીમ યજમઇદે.

(ફ્રર્વર્દીન યસ્ત ક. ૧૩૨.)

અશો કએકાઉસના ફ્રેરોહરને અમો આરાધ્યે છીએ.
અશો કએસીઆવક્ષના ફ્રેરોહરને હમો આરાધ્યે છીએ.
અશો કએખુસ્રુના ફ્રેરોહરને હમો આરાધ્યે છીએ.

ફર્વર્દીન યસ્ત અથવા ફ્રવશીના ઉપન્ના ફકરામાં ઇરાનના કયાની ખાનદાનનાં જે નામીચા પાદશાહ પેહેલવાનોને યાદ કર્યા છે, તેઓમાંનો એક નામીચો નર, સ્આવક્ષ હતો. એ પાદશાહ માટે અવસ્તામાં બીજા નીચલા એશારાઓ મળેછે.

પેહેલું:—ગોશ યશ્ત (ફ. ૧૮) માં હઓમ ફ્રાપમી નામનો એક આબેદ અથવા પરહેજગાર શખ્સ ગોશ યજદ આગળ દુઆ ગુજારે છે, કે "મારી મોરાદ બર લાવ, કે હું અફ્રાસ્યાબને કેદ પકડું, અને તેને પાદશાહ કએખુસ્રુ આગળ લઇ જાંઉ, કે તે તેને ચએચસ્ત સરોવર આગળ પોતાના બાપ સ્યાવક્ષના અને અગ્રેસના કીનામાં મારે." હોમ ફ્રાપમીની એ દુઆ બર આવે છે. એજ યશ્ત (ફ. ૨૨) માં વળી શાહ કએખુસ્રુ દુઆ ગુજારે છે કે "મારી મોરાદ બર લાવ, કે હું અફ્રાસ્યાબને મારા બાપ સ્યાવક્ષના અને અગ્રેરસના કીનામાં ચએચસ્ત સરોવર આગળ મારૂં." કએખુસ્રુની એ દુઆ બર આવે છે. શાહનામામાંથી એ એશારાઓનું વીગતવાર વર્ણન મળે છે. વળી હોમ ફ્રાપમી અને શાહ કએખુસ્રુ એજ પ્રકારની દુઆ અર્શીશંગ યજદ પાસે ગુજારે છે અને તે દુઆઓ તેણી બર લાવે છે.

બીજું:—જમ્યાદ યશ્ત (ફ. ૭૧) માંથી સ્યાવક્ષ માટે બીજો એક એશારો એ મળે છે, કે એ શાહજાદાને કયાની ખોરેહ (કવએમ ખરેનો) અથવા નુર હતું.

ત્રીજું:—સ્પીતમાન જરથોસ્તની આફ્રીનમાં દુઆ ગુજારવામાં આવે છે કે "સ્રીરેમ કેહર્પેમ અનાસ્ત્રવનેમ બવાહિ યથ કવ સ્યાવર્પાનો" એટલે "કયાની સ્યાવક્ષાની મીસાલે તું ખુબસુરત શરીરનો અને બીગુનાહ થજે."

ત્યારે અવસ્તા ઉપરથી સ્યાવક્ષ માટે નીચલા એશારા મળે છે. ૧ તે ખુબસુરત હતો, અને તેના ચેહેરા ઉપર કયાની ખોરેહ હતું. લગનના આશીર્વાદમાં એજ ઉપરથી દુઆ ગુજારવામાં આવે છે, કે "હુદીદ બેદ ચુન સ્યાવક્ષ" એટલે "સ્યાવક્ષના જેવા સારા દેખાવવાળા થજો." એ દુઆનો અર્થ બીજા એશારાને મળતો પણ થાય, કે "સ્યાવક્ષની માફક ભલી નજરવાળાં થજો." ૨ તે બીગુનાહ હતો. ૩ તેને અફ્રાસ્યાબે મારી નાંખ્યો હતો, જેના કિનામાં કએખુસ્રુએ અફ્રાસ્યાબને ચએચસ્ત (હાલના ઉરૂમીઆ) સરોવર નજદીક માર્યો હતો, અને તેને એ કામમાં હોમ ફ્રાપમિ નામના એક ભલા પરહેજગાર મરદે મદદ કીધી હતી.

પેહેલવી પુશ્તકો ઉપર આંવતાં, બુનદેહેશમાં એની ચઢ ઉતર પેઢી આપી છે. બમન યશ્ત (બા. ૩ ફ. ૨૫) માં એને કંગદજનો કિલ્લો બાંધનાર તરીકે જણાવ્યો છે. દાદેસ્તાને દીનીમાં એને “આજાદે” એટલે પાક અથવા અસરાફ કહ્યો છે (આજાદે ચેગુન સ્યાવક્ષ. બા. ૩૭ ફ. ૫). ત્યાં પણ એને કંગદજનો સ્થાપનાર ગણ્યો છે. મીનોખેરદ (બા. ૨૭ ૫. ૫૫) માં, જયાં કેટલાક મહાન પુરૂષોથી આએ દુનિયાને થયલા ફાયદાઓ વર્ણવ્યા છે, ત્યાં કાઉસથી થયલા લાભોમાં કહે છે, કે તેનાથી સ્યાવક્ષ જેવો બેટો પેદા થયો; અને સ્યાવક્ષથી થયલા લાભોમાં જણાવે છે, કે તેનેથી કએખુસ્રુ જેવો બેટો પેદા થયો.[1]

હવે સ્યાવક્ષ અને રૂસ્તમનું દાસ્તાન અવસ્તાના અને પેહેલવીના ઉપલા ફકરાઓને લગતું વિગતવાર વર્ણન રજુ કરે છે. એ દાસ્તાન આપણી સનમુખ જે ધડો ધરે છે, તે “કોલની ઓસ્તવારી” છે.

“ઇરાની બાળકને પાંચ વર્ષની કુમળી ઉમ્મરથી સાચું બોલવાની જે કેળવણી આપવામાં આવતી, તેના એક પરિણામ તરીકે કોલ ઉપર ઉસ્તવાર રહેવું, એ એક ઉમદા ઇરાની સદગુણ હતો. શું હમદીન કે જુદદીન સાથે જુઠું બોલવું નહિ અને આપેલો કોલ પાળવો, એમ અવસ્તા શિખવે છે. તેમાં કહે છે કે “ઓ સ્પીતમ! તું કોલ મા તોડતો, પછી તે દરવંદ સાથે કર્યો હોય કે હમદીન સાથે કર્યો હોય, કારણ કે કોલ દરવંદ અને અશો બેઉને માટે છે” (મેહેર યસ્ત ફ. ૨). દરેક બાળકના મન ઉપર બચપણથી ઠસાવવામાં આવતું કે જેઓ આપેલો કોલ તોડે છે,—પછી તે મોહોડેથી આપેલો હોય કે હાથપર હાથ ઠોકી આપેલો હોય—તેઓની ઉપર મીથ્ર, જે સચ્ચાઇ અને કોલની ઉસ્તવારી ઉપર મવકકલ ફરેસ્તો છે, તેની ઇતરાજી ઉતરે છે. મેહેર તેઓની બાજુઓનું જોર, પગનું કૌવત, આંખની રોશની અને કાનની સાંભળવાની શકિત છીનવી લે છે (મેહેર યસ્ત ફ. ૨૩) તેઓનાં મકાનો વેરાન અને ફરજંદ વગરના થાય છે (ફ. ૩૮). તેઓ પોતાની સઘળી નેમ અને ધારણામાં નિષ્ફળ થાય છે.

“વંદીદાદમાં કોલ ઉપર ઉસ્તવાર રહેવાની તાકીદ ફરમાવે છે. ત્યાં કહે છે કે ફકત કોલ તોડનારનેજ કોલ તોડવાની શિક્ષા અને બુરી અસર લાગુ પડતી નથી, પણ સાથે લાગી તેના નજદીકના ખેશીઓને પણ લાગુ પડે છે (વંદી. ૪. ફ. ૫). એની મતલબ એવી દિસે છે, કે જે માણસે પોતાનો કોલ તોડયો હોય છે, તેણે એવાં બુરાં કામથી પોતાની આંટને એટલું તો ખરાબ લગાડયું હોય છે, કે તેના નજદીકના ખેશીઓ સાથે પણ પોતાના સાટાં કરવા માટે લોકો ડરે

[1] જુઓ મારૂં પુસ્તક “અવસ્તાના વિશેષ નામોની ફરહંગ,” ‘સ્યાવરશ’ શબ્દ.

છે. ઘણીવાર આપણે સાંભળીએ છીએ, કે એક ખરાબ આબરૂ અથવા આંટ પામેલા માણસના છોકરા સાથે કામ કરતાં લોકો ડરે છે, કે 'એ તો ફલાણા ફલાણાનો છોકરો, કે જે ફલાણાનું નાણું ખાઇ ગયો હતો; માટે કામ પાડતાં સંભાળજો.' આપેલો કોલ તોડવો, એ રેવાયતોમાં, જખુનમાં જખુન ગુનાહ ગણ્યો છે."[૧]

હવે સ્યાવક્ષનું દાસ્તાન કોલની આ ઓસ્તવારીનો ઇરાની દાખલો મજબુત રીતે રજુ કરે છે, કે એક સુધ્ધાં ઇરાની બચ્ચો, પોતે આપેલો કોલ, પોતાનો જાન જોખમમાં આવી પડે છે તો પણ, તોડતો નથી. કોલ પાળવા ખાતર તે પોતાનું વ્હાલું વતન છોડે છે, અને પોતાનું તાજ અને તખ્ત તજે છે. જેમ હિંદી પુસ્તકોમાં હરીશ્ચંદ્ર માટે કહે છે, કે તેણે સત્યતા ખાતર પોતાનું ઘરબાર અને કુટુંબપરિવાર તજ્યું, અને ઘણી હાડમારી દીઠી, તેમ સ્યાવક્ષ માટે છે, કે તેણે, સત્યતાને ખાતર, પોતે આપેલા કોલને ખાતર, પોતાનું વ્હાલું વતન તજ્યું, તાજ અને તખ્ત તજ્યું, અને વળી સેવટે માર્યો ગયો.

# સ્યાવક્ષનો જન્મ અને રૂસ્તમને હાથ કેળવણી.

કહે છે કે એક દિવસ તુસ, ગેવ, ગોદરેજ અને બીજા પેહેલવાનો તુર્કસ્તાનની સરહદ ઉપર દગુઇનાં જંગલમાં શીકારે ગયા હતા, જંગલમાં તેઓને એક ઉંચા કુલની ખુબસુરત સ્ત્રી મળી, જેણી પોતાના મા બાપ સાથે કોઇ બાબતમાં બોલા ચાલી થવાથી તેઓનું ઘર છોડી ત્યાં નીકળી પડી હતી. તેણીની હકીકત સાંભળીને અને તેણીનો સુંદર ચેહરો જોઇને, જેમ તુસે તેમ ગેવે તેણીને તેણીની સાથ શાદીના ગાંઠમાં જોડાવા કાજે પોતાને હાથ કરવાનો વિચાર કીધો. એ ઉપરથી એ બન્ને પેહેલવાનો વચ્ચે તેણીના હાથ કાજે મોટો કજીઓ બરપા થયો, તે એટલે સુધી કે, જો તેણી બેમાંથી કોઇ એકને હાથ જાય તો બીજો તે શાહજાદીને મારી નાખે. આવો મામલો જોઇ એક દાનાવે વચમાં પડી તેઓને શિખામણ દીધી કે "તમો બન્ને એણીને ઇરાનના પાદશાહ આગળ લઇ જાઓ, અને જેમ તે ઠેડવે તેમ અમલ કરો." તેઓએ તેમ કર્યું. શાહ કાઉસે તેણીને તેણીના ખાનદાન માટે કેટલાક સવાલો કર્યાં. તેણીએ પોતાને શાહ ફરેદુનની ઓલાદની અને કર્સેવજની ખેશી જણાવી. તેણીની હકીકત જાણી પાદશાહે તેણીને પોતાની બાયડી કીધી.

થોડાક અરસા બાદ તેણીને પેટે એક સુંદર નર બાળકનો જન્મ થયો. તેનું નામ સ્યાવક્ષ પાડવામાં આવ્યું. તે ઘણો સોહામણો સુંદર છોકરો હતો. તે

---

૧ મારા "ઈરાની વિષયો" ભાગ ૧, પા. ૪૩-૪૪.

જરા મોટો થયો ત્યારે રૂસ્તમ શાહની દરબારમાં આવ્યો. ત્યાં શાહ સાથે વાત થતાં તેણે આ નાના શાહજાદાને પોતાની સાથે જાબુલસ્તાન લઇ જઇ ત્યાં ઉછેરવાની અને સર્વ પ્રકારની કેળવણી આપવાની ખાહેશ દેખાડી. શાહે તે ખુશી સાથે કબુલ કરી, સબબ જેહાં પેહેલવાન રૂસ્તમ કરતાં કોઇ બીજો વધારે લાયક ઉસ્તાદ મલવો મુશ્કેલ હતો. રૂસ્તમ સ્યાવક્ષને જાબુલસ્તાન લઇ ગયો અને ત્યાં તેણે તેને ઘોડેસવારી, કમાન કશી, શેકાર કરવા વગેરેની તર્બીયત આપી. વળી તેણે તેને પાદશાહી તાજીમ તવાજો, રીતભાત, ઇનસાફ વિગેરેની પણ તરબીયત આપી. પછી જ્યારે શાહજાદા સ્યાવક્ષે પોતાના બાપ આગળ જવાની મરજી દેખાડી ત્યારે રૂસ્તમ તેને ભેટ સોગાદો સાથે શાહ કાઉસની દરબાર તરફ લઇ ગયો. શાહના રાજધાની શેહરનાં સર્વ લોકોએ તેના ઉપર કિમતી પદાર્થોનો નેસાર કીધો. સરઘસ રૂપે રૂસ્તમ અને સ્યાવક્ષ શેહરમાં દાખલ થયા અને કાઉસે તેઓને આવકાર દીધો. શાહે રૂસ્તમને તેની સેવાના બદલામાં માવર અલ નેહર (Trans-Oxania) નો મુલક બખ્શેશ કર્યો.

ત્યાર બાદ સ્યાવક્ષ પોતાના બાપની દરબારમાં ઘણોક વખત રહ્યો અને એમ લાંબો અરસો પસાર થયો. ત્યાર પછી સ્યાવક્ષની માતા ગુજર પામી. તેથી તે ઘણો રડવા લાગો અને શોક પકડી એકાંત રહેવા લાગો. ત્યારે તુસ, ફરેબુર્જ, ગોદરેજ અને ગેવ તેની આગળ ગયા અને તેને ઘણો દિલાસો દઇ ગમ મુકી દેવાની શિખામણ દીધી. તેઓએ કેટલીક સમજાવતથી તેના મનને શાંત કર્યું.

એ અરસા બાદ હવે સ્યાવક્ષ પોતાની સાવકી માતા સેદાબેના કાવત્રાંથી હેરાન થવા લાગો. પશ્ચિમ ભણીના વિદ્વાનોમાં " સીંદીબાદ નામુ " એવા નામથી જે વાર્તા જણાયલી છે, તે વાર્તાની હકીકત જેવી સ્યાવક્ષની હકીકત હતી[1] તે સીંદીબાદ નામાનું દાસ્તાન ફિર્દોસીના સ્યાવક્ષના દાસ્તાનપરથી લીધેલું દિસે છે. તે દાસ્તાનમાં, જેમ ગાર્દીસ પાદશાહના ખુબસુરત બેટા ઉપર તેની સાવકી માતા ફીદા થઇ, અને જ્યારે શાહજાદાએ તેણીને મચક આપી નહિ, ત્યારે તે બીચારા ઉપર જાસ્તીનું ખોટું આળ જોડયું, જે પાછળથી ઉઘાડું પડયું, તેમ શાહનામાના સ્યાવક્ષના દાસ્તાનમાં બન્યું. કાઉસ પાદશાહના ખુબસુરત બેટા સ્યાવક્ષ ઉપર તેની સાવકી મા સોદાબે ફીદા થઇ, અને જ્યારે સ્યાવક્ષે તેણીને મચક આપી નહિ, ત્યારે તેણીએ તેની ઉપર જાસ્તીનું ખોટું આળ જોડયું. કહે છે કે, સ્યાવક્ષે બળતી ચેહમાંથી પસાર થઇ તે આળ ખોટું પાડી આપ્યું. તે આળ તેણે ખોટું પાડી આપ્યું ખરૂં, પણ પછી તે પોતાના બાપ કાઉસની દરબારથી તદન ના-

---

૧ જુઓ મારો વિષય "The so-called Pahlavi Origin of the Sindibad Nameh." Journal B. B. R. As. Sty. Vol. XVIII, pp. 206—212. જુઓ મારૂં પુસ્તક "Asiatic Papers." pp.45—52.

રાજ થયો. કાઉસે તો સોદાબેને, જ્યારે તેણીનું કાવતરૂં પકડાઇ આવ્યું ત્યારે, મારી નાંખવા કાઢી હતી, પણ સ્યાવક્ષેજ મોટાં મન અને દિલથી તેણીને બચાવી લીધી, અને બાપને સમજાવી તેણીનો જાન સલામત રખાવ્યો. તોપણ તે બીહ્યા કરતો હતો, કે રખેને તેણી કોઇ બીજી યુકિત રચે.

હવે કાઉસ પાદશાહ પોતાના ઘરના આવાં ખાનગી દુઃખથી હજુ નિરાળો થયો નહિં, તેટલાંમાં તેને ખબર પડી, કે તુરાન ભણીથી અફ્રાસ્યાબ, એક લાખ આદમીના લશ્કર સાથે, ઇરાન ઉપર ચઢાઇ લાવે છે. કાઉસ તેથી વિચારમાં પડયો, અને તેને ઇરાનના મોટા અકાબરો વિગેરેની અન્જુમન બોલાવી, કે એ બાબત ઉપર વિચાર કરે. તેણે તેઓને નીચે મુજબ કહ્યું.

## તુરાનીઓની ચઢાઇ બાબે કાઉસનું દરબારમાં ભાષણ.

દિસે છે એવું, કે અફ્રાસ્યાબ, હવા ને આતશ, મત્તી ને આબ,
એ તત્વોથી નથી થયો પેદા, આકાશના દિસે છે ઢંગો જુદા.
સોગંદ ખાઇ આપે છે પોતે વચન, સુલેહ ને ખુબી પર ધરે છે મન;
પણ લાવે છે લશ્કર, ઉઠાવેછ જંગ, તોડે છે વચન, કરેછ બતંગ.
પકડવો જોઇએ હાલ લડાઇનો રાહ, કરૂં તેનો રોશન દહાડો સીહા,
કે નાબુદ થાય તેનું દુનિયાથી નામ, નહિં તો તે હંમેશ સુલેહ ને શામ,
ઇરાન પર લાવશે લશ્કર ને જંગ, મુલક ને દેશને કરશે બતંગ.

એ સખુનો સાંભળી દરબારના એક મોબેદે કહ્યું કે "તું પાદશાહે પોતે જંગમાં શા માટે જવું જોઇએ? તારે હાથે તો બે વખત ઇરાનનું તખ્ત દુશ્મનને હાથ જતું રહ્યું હતું. માંટે તુંએ પોતે લડાઇપર જઇ ખજાનો બરબાદ કરવો નહિં જોઇએ, પણ કોઇ લાયક પહેલવાનને એ કામ સોંપવું જોઇએ." પાદશાહે જવાબ દીધો કે "એ કામને લાયક મને કોઇ પેહેલવાન દિસતો નથી, કે જે અફ્રાસ્યાબની બરોબરી કરે. માટે જેમ એક વહાણ પાણીપર સેતાબ સફર કરે, તેમ મારે સેતાબ સફર કરી અફ્રાસ્યાબ સામે જવું જોઇએ."

એ શબ્દો સાંભળી સ્યાવક્ષ વિચારમાં પડયો. તેણે વિચાર કીધો કે "અફ્રાસ્યાબ સામેની એ લડાઇમાં મારે જવું જોઇએ. એથી એકતો હું સોદાબેથી છુટકારો પામીશ, અને તેણીને લીધે મારા બાપના સવાલ જવાબોથી છુટો થઇશ, અને બીજું તો આ, કે લડાઇમાં નામ કાઢવાની મને એક તક મળશે." એમ વિચાર કરી તે બાપ આગળ ગયો, અને કહ્યું કે "અફ્રાસ્યાબની લડાઇમાં જવાને હું પુરતી તાકાત ધરાઉ છું. હું તેને અને તેના લશ્કરને બતંગ લાવીશ." પાદશાહે ખુશી થઇ, તેની માંગણી કબુલ કરી, અને રૂસ્તમને તેડાવી મંગાવ્યો, કે તેના હસ્તકમાં તે સ્યાવક્ષને સોંપી આપે. રૂસ્તમેજ સ્યાવક્ષને બચપણમાં

ઉધારી સઘળી લશ્કરી તાલીમ અને બીજી કેળવણી આપી હતી, તેથી તેણે રૂસ્તમને તેડાવી નીચે મુજબ કહ્યું:—

## કાઉસે રૂસ્તમને કહેલા સખુનો.

તું મિસાલ જોરાવર નથી કોઇ પીલ, તું મિસાલ સેતાબ નહિં દર્યાવે નીલ.
આવ્યો છે સ્યાવક્ષ બાંધી કમર, સખુન બોલેછ જાણે દેલાવર નર.
હુનર તું ધરાવેછ, ડહાપણુની સાથ, ઉચાર્યોછ સ્યાવક્ષને તારે ખુદ હાથ.
જો લોખંડથી બાંધે ગોહરની ખાણુ, ભાંજે તું તેને, જો બાંધે મેઆન.
ચાહે છે કે લડે સાથ અફ્રાસ્યાબ, સાથે તું રહેજે, સાથેજ સેતાબ,
જો બીદાર તું રેહેશે, તો કરીશ હું ખાબ; જો આરામ તું લેશે, તો આવીશ સેતાબ
તુંજ શમશીરને તીરથી દુન્યા નિરાંત, ચંદ્રને આસમાન તુંથી છે શાંત.

રૂસ્તમે સરો ચશમથી પાદશાહની માંગણી કબુલ રાખી અને સ્યાવક્ષના રેહેબર તરીકે જવાને કબુલ કીધું. પછી પાદશાહે પોતાનો ખજાનો ખોલી સ્યાવક્ષને લડાઇની તૈયારી કરવા માટે જે ચાહે તે ખજાનો અને હથિયારો લેવાને કહ્યું. કાઉસે તેને ૨૪૭૦૦ આદમીનું નામીચા લડવૈયાઓનું લશ્કર સોંપ્યું અને ગાવ્યાની ઝુંડો લશ્કરની હરોળમાં ઉડતો કીધો. એક કન્યા પરણતી વખતે જેવો સોળે સીંગાર કરે, તેમ કુલે લશ્કર પોષાકો અને હથિયારથી સીંગાર પામેલું હતું. કાઉસ પાદશાહે લશ્કરને દુઆ અને આફ્રીનના સખુનો કહી તેઓની સફર અને લડાઇ સફળ ઇચ્છી. એક મંજલ સુધી તે સ્યાવક્ષને મુકવા ગયો અને ત્યાંથી જયારે છુટો પડયો, ત્યારે બેટા માટેની જુદાઇના વિચારથી તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. સ્યાવક્ષની આંખમાંથી પણ આંસુ પડવા લાગ્યાં, અને તેઓને જોઇને આખાં લશ્કરની આંખમાંથી આસુ પડવા લાગ્યાં. તેઓને જાણે એમ લાગ્યું, કે હવે સ્યાવક્ષ ઇરાનની સર જમીન પાછી જોશે નહિં. લશ્કરે જાબુલસ્તાનના મુલકને માર્ગે તુરાન તરફ કુચ કરી. માર્ગમાં સ્યાવક્ષ એક માસ સુધી રૂસ્તમ અને જાલના મેહેમાન તરીકે જાબુલસ્તાનમાં રહ્યો. પછી કાબુલ અને હેરાતને માર્ગે તેઓ આગળ વધ્યા અને મર્વની નદી આગળ થઇ બળખ આગળ આવી પહોંતા. અફ્રાસ્યાબ પોતે સુગડીઆનામાં હતો.

તેઓની કુચના માર્ગમાં આવેલાં એ સઘળાં શેહેરો વંદીદાદની પેહેલી પર્ગર્દમાં યાદ કરેલાં શેહેરો છે. તેઓમાં પહેલું ઇરાનવેજ છે. પછી બીજું યાદ કરેલું શેહેર ઉપલું સોગડ અથવા સુગડીઆના છે; અને ત્રીજું યાદ કરેલું નામીચું શેહેર ઉપલુ મર્વ છે. ચોથું યાદ કરેલું શેહેર બળખ છે, જેને ત્યાં "બાખ્ધીમ શ્રીરામ એરધ્વો દ્રફ્શામ" એટલે "સુંદર અને ઉંચા વાવટાવાળું બાખ્ધી" કરી કહ્યું છે.

હવે બળખની પેલી બાજુએ તુરાની લશ્કર પડેલું હતું. તેમાં કર્સીવેજ અને બારમાન અને સેપહરામ સરદારો હતા. રૂસ્તમ અને સ્યાવક્ષની સરદારી

હેઠળ ઇરાની લશ્કરના આવી પહોંચવાની વાત કર્સેવજને ખબર પડી, કે તુરત તેણે એક કાસદ અફ્રાસ્યાબ ભણી મોકલ્યો, કે તુરત વધુ લશ્કરની મદદ મોકલે. પણ વધુ લશ્કર આવે, તે આગમચ ઇરાનીઓ આવી પહોંચ્યા અને લડાઇ ચાલુ થઈ. તેમાં તુરાનીઓ તદન હાર્યા, અને ઇરાનીઓએ બલખ લીધું. સ્યાવક્ષે આ ફતેહ મેળવી ખુશી થઇ તુરત પોતાના બાપ કાઉસ ઉપર પત્ર લખી તેને એ ફતેહથી વાકેફ કર્યો, અને જાણવા માગ્યું કે જેહુન નદી ઓળંગી, જે મુલકમાં અફ્રાસ્યાબ રહેતો હતો, તે મુલકમાં સોગદ ઉપર હુમલો લઇ જાય કે નહિ.

કાઉસ પાદશાહ ફતેહની એ ખબર સાંભળી ખુશી થયો, અને પોતાના બેટાપર કાગળ લખી તેને મુબારકબાદી આપી, અને કહ્યું, કે "તુંને ફતેહ મળી છે, પણ તારે હવે ખબરદાર રહી કામ કરવું, કારણ કે તુર્કીઓ કાવત્રાંબાજ છે. તુંએ લશ્કરને વીખરી નાંખવું નહિં, પણ એક જગ્યાએ વાસો કરી રહેવું. તારે નદી ઓળંગી પેલે પાર જવું નહિં, પણ વાત જોવી, કારણ કે અફ્રાસ્યાબ પોતે જેહુન નદી ઓળંગી આએ પાર આવશે." બાપનો એ હુકમ વાંચી સ્યાવક્ષ આગળ વધ્યો નહિ, પણ ત્યાજ પડાવ નાંખી પડી રહ્યો.

હવે, પેલી બાજુ લડાઇમાં હાર ખાધા પછી કર્સેવજ પોતાના ભાઇ અફ્રાસ્યાબ આગળ દોડયો, અને તેને સઘળી હકીકતથી વાકેફ કીધો. અફ્રાસ્યાબ એ હકીકત સાંભળી દલગીર થયો, અને કર્સેવજ ઉપર ગુસ્સે થયો. પછી તેને ૧૦૦૦) નામીચા દરબારીઓની જીઆફત સાથેની મિજલસ બોલાવી.

રાત પડી અને અફ્રાસ્યાબ સુતો કે મધરાતે તે એક પોકાર સાથે જાગી ઉઠયો. મેહેલના માણસો દોડી આવ્યાં, અને કર્સેવજને ખબર પડતાં તે પણ તેની આગળ દોડી ગયો, અને તેને જમીનપર પડેલો દીઠો. તેણે, તેને શું થયું, તેની ખબર પુછી. અફ્રાસ્યાબે કહ્યું કે "મને બરાબર સુધ્ધી આવે ત્યાં સુધી ખબર ના પુછ અને મને તારી છાતીએ દાબ." બરાબર સુધ્ધીમાં આવતાં અફ્રાસ્યાબ તખ્તપર બિરાજ્યો, અને દરબારીઓ આગળ ખુલાસો કીધો, કે રાત્રે તેને એક ભયંકર સ્વપનો આવ્યો હતો. તેણે કહ્યું કે "મેં એક જંગલ સાંપોથી ભરેલું જોયું; જમીનપર સઘળી ધુળ ઉડેલી જોઇ અને આસમાન આકાબ પક્ષીઓથી ભરેલું જોયું. હવા ઘણી સુકકી હતી. મારૂં લશ્કર મારા તંબુ બહાર હતું. એવામાં એકાએક એક સખ્ત પવન બરપા થયો અને મારો ઝુન્ડો નીચે ઉંધો પડયો. બધેથી લોહીની નેહેર વહેવા લાગી અને મારૂં લશ્કર કપાઈ ગયું. સખ્ત પવન માફક એક લાખ ઈરાનીઓ ધસી આવ્યા, અને મારા તખ્તપરથી મને ઉઠાડી મેલ્યો, અને મારી આજુબાજુ મારા કોઇ નોકર દિસવા લાગ્યા નહિ. એક પહેલવાન મને ઉઠાવી કાઉસ પાદશાહ આગળ લઈ ગયો. કાઉસ તખ્ત ઉપર

બેઠો હતો, અને તેની પાસે એક જવાન શાહજાદો બેઠો હતો. તે ૧૪ વર્ષથી વધારે ઉમ્મરનો નહિં હતો. તે જવાને જ્યારે મને જોયો, ત્યારે મારી ઉપર ધસ્યો, અને મારા બે કટકા કરી નાખ્યા. એ ધાસ્તીથી મેં ચીસ પાડી અને તેથી હું જાગી ઉઠયો."

કર્સેવજના કહેવાથી પાદશાહે સ્વપ્નાની તાસીર કહેનારા સઘળા દાનાવોને એકઠા કીધા, અને પહેલાં તાકીદ કીધી, કે તેઓને જે વાત કહેવામાં આવે, તેનો એક હરફ પણ બહાર પાડવામાં નહિં આવે. પછી પોતાનો સ્વપ્નો જાહેર કર્યો, અને તેનો ખુલાસો ચાહ્યો. સ્વપ્નાની હકીકત સાંભળી એક મોબેદે કહ્યું, કે "અમો ખુલાસો કર્યે તે આગમજ પાદશાહે કબુલ થવું, કે અમો જે કહયે, તે માટે અમારાં શરીરને કાંઇ નુકસાન કરવામાં નહિં આવે." પાદશાહ કબુલ થયો. ત્યારે એક મોબેદે ખુલાસો કર્યો, કે "હાલ કાઉસ પાદશાહે ઇરાનથી પોતાના બેટા સ્યાવક્ષની સરદારી હેઠળ એક લશ્કર મોકલ્યું છે. સ્યાવક્ષને માટે આગાહી થઇ છે, કે તેની મારફતે તુરાનનું આ રાજ્ય પાયમાલ થશે. જો તું પાદશાહ તેની સાથે લડાઇ કરશે તો સ્યાવક્ષને હાથે એક પણ તુર્કી જીવતો રહેશે નહિં. અગરજો સ્યાવક્ષ તારે હાથે માર્યો જશે, તોપણ તારૂં તુરાનનું તખ્ત તારે હાથ રહેશે નહિં, અને દુનિયામાં તેના કિના માટે જંગ ઉઠશે. જો તું પાદશાહ, પાંખ સાથનું એક પક્ષી બનશે, તોપણ આ ફરતા આસમાનના ચક્રથી તું છુટવાનો નથી." એ ખુલાસો સાંભળી અફ્રાસ્યાબે તેનો ભરમ કર્સેવજને જણાવ્યો અને કહ્યું કે "આપણે સ્યાવક્ષ સામે લશ્કર મોકલવું નહિં. આપણે લશ્કર મોકલશું નહિ, તો તે પણ લડશે નહિં; અને લડાઇ થશે નહિ, તો પછી તે કે હું કોઇ પણ માર્યો જઇશું નહિં, અને કિનો બરપા થશે નહિં. માટે આપણે લડાઈ કરવા કરતાં સુલેહ શોધવી જોઇએ." એમ વિચાર કરી અફ્રાસ્યાબે જે ૧૦૦૦ દાનાવોને શેહેરે શેહરથી મીજલસ માટે બોલાવ્યા હતા, તેઓની સભા બોલાવી. તેણે તેઓને કહ્યું, કે "મેં ઇરાનમાં ઘણીક લડાઇઓ કરી છે, અને તે મુલકને ખરાબ કીધો છે. હાલ હું લડાઇથી હાથ ઉઠાવવા ચાહું છું, કારણકે દુનિયાનો બે ત્રત્યાંઉશ ભાગ મારી હકુમત તળે છે. હવે મારો વિચાર જીંગને બદલે સુલેહ સંપજમાં જીંદગી ગુજારવાનો છે. માટે જો તમો એકમત થાઓ, તો હું રૂસ્તમ ઉપર સુલેહનો પેગામ મોકલાવું." સઘળાઓ એકમત થયા અને ખુસી થયા કે હવે લડાઈની ચિંતાનો છેડો આવ્યો.

પછી પાદશાહ અફ્રાસ્યાબે કર્સેવજને તેડી કહ્યું કે "તું સ્યાવક્ષ પાસે કિમતી ભેટ સોગાદ લઇને જા, અને કહે કે, "અમોએ કંઇ ઈરાન ઉપર હાલ હુમલો કર્યો નથી. જેહુનના આએ કિનારાનો આ મુલક અમારો છે. હું તો સોગૂદના મુલકમાં છું, કે જે જૂદોજ મુલક છે. સેલમ અને તુરના વખતથી દુનિયામાં

ફીટનો ચાલ્યા કરે છે, અને એરચના ગેરવાજબી રીતે માર્યો જવા પછી દુનિયામાં કિનાથી લોકોનાં દીલ ભરપૂર થયાં છે. માટે હવે જ્યારે તારા જેવો ઇરાનમાં ભલો શખ્સ પેદા પડયો છે, ત્યારે આપણે સુલેહ સંપજથી રહિયે."

અફ્રાસ્યાબે સ્યાવક્ષ માટે અને તેમજ રૂસ્તમ માટે કેટલીક કિમતી ભેટ સોગાદ આપીને કર્સેવજને ઉપલા પેગામ સાથે મોકલ્યો. કર્સેવજ સ્યાવક્ષ આગળ ગયો. સ્યાવક્ષે પાદશાહી દરબારોની રીત પ્રમાણે એક એલચી તરીકે કર્સેવજને આવકાર દીધો અને સઘળી ભેટ ખુશી સાથે નેહાળી. પછી રૂસ્તમે કહ્યું કે "આપણે એક અઠવાડયું રહી એ પેગામનો જવાબ આપીશું, તેટલાં એટલો વખત ખુશી ખુશાલીમાં ગુજાર્યે." એમ કહી કર્સેવજની મેહમાનદારી કીધી, અને તેને પોતાને ત્યાં રાખ્યો. એટલા અરસામાં રૂસ્તમ અને સ્યાવક્ષ ખાનગી રીતે મસલત કરવા લાગ્યા. રૂસ્તમ અફ્રાસ્યાબની ચાલ ઉપર શકમંદ હતો, તેથી તેણે છુપા તલાયાઓ ફરતા કીધા, કે સુલેહની આશા આપી આજુબાજુ લડાઇનું કાંઇ પ્રપંચ તો ગોઠવાતું નહિં હોય. ઘણીક મસલત કરવા પછી સ્યાવક્ષે રૂસ્તમને કહ્યું કે "તું મને અફ્રાસ્યાબના જાણીતા ૧૦૦ ખેશીઓનાં નામ આપ, કે હું અફ્રાસ્યાબ પાસ સુલેહની જામીનગીરી તરીકે તેઓની માગણી કરૂં. જો ૧૦૦ ખેશીઓ આપણે ત્યાં હશે, તો તે દગલબાજી કરી સુલેહનો પેગામ તોડી લડાઇ ઉઠાવશે નહિં." રૂસ્તમે એ ગોઠવણ પસંદ કરી. પછી તેઓએ કર્સેવજને પોતાની આગળ તેડી અફ્રાસ્યાબે કરવા માગેલી સુલેહ કબૂલ રાખી. તે એવી સરતે, કે "ઇરાનના જે મુલકો અફ્રા-સ્યાબના હાથમાં હોય, તે તેણે એકદમ પાછા સપુર્દ કરવા. તેણે તુરાનનીજ પોતાની હદમાં રહેવું, અને રૂસ્તમ નામ આપે તે ૧૦૦ ખેશીઓને સુલેહની જામીનગીરી તરીકે સપુર્દ કરવા." કર્સેવજે એ પેગામ સાંભળી એક કાસદને તે સોંપ્યો, અને તેને અફ્રાસ્યાબ આગળ તુરત મોકલ્યો. પહેલાં તો અફ્રાસ્યાબને પોતાના ૧૦૦ ખેશીઓ સપુર્દ કરવાને આનાકાની લાગી, પણ તેણે વિચાર્યું કે "જો હું એમ નહિં કરીશ તો સ્યાવક્ષને મારા બોલની સચ્ચાઇ ઉપર વહેમ જશે" તેથી તેણે માગેલા ૧૦૦ ખેશીઓને ભેટ સોગાદ સાથે મોકલી આપ્યા, અને પોતે બોખારા, સુગડીઆના, સમરકંદ, સીપંદજાબ વિગેરે ઇરાનને લગતા મુલકો, સુલેહની સરત પ્રમાણે, ઇરાનીઓ માટે મેલી દીધા. જ્યારે રૂસ્તમે અફ્રાસ્યાબના ૧૦૦ ખેશીઓને આવેલા દીઠા, ત્યારે પોતાનો શક દૂર કરી સ્યાવક્ષને કહ્યું, કે હવે કર્સેવજને રૂખસદ આપવી. સ્યાવક્ષે મોટી ભેટ સોગાદ સાથે તેને રૂખસદ આપી.

અફ્રાસ્યાબ સુગડીઆના, બોખારા, બળખ વિગેરે જે મુલકો ખાલી કરી ગયો, તે મુલકો જોકે તેના હાથમાં હતા, તોપણ તે અસલ એક વખત ઇરાની હતા. તેનો બાપીકો તુરાનનો મુલક તો હજુ ઉત્તર પૂર્વે કાસ્ગર તરફ હતો. કેપટન બાઉઅર, જે મધ્ય એશીઆનો એક જાણીતો મુસાફર છે, તેના જણાવવા પ્રમાણે, જ્યારે તે કાસ્ગરના

મુલકમાં હતા, ત્યારે કુચાર (Kuchar) ગામમાં એક માણુસ તેને છુપી રીતે મધરાતે એક જમીન માંહે ખોદી કાઢેલું શેહેર જોવા લઇ ગયો હતો. ત્યાં જતાં તેને માર્ગમાં ઘણા પુરાણા બાંધકામોનાં ખંડિએરો, અફ્રાસ્યાબના મકાનો તરીકે, બતાવવામાં આવ્યાં હતાં. વળી ખુદ જમીનના પેટામાં બાંધેલા શહેર (Subterranean town)નું એક ખંડિએર પણ તેને અફ્રાસ્યાબની રાજધાનીના ખંડિએર (the remains of Afrasiab's capital) તરીકે બતાવવામાં આવ્યું હતું.[1]

તારીખે રશીદી[2] પ્રમાણે, કાશ્ગરના આગલા સુલતાનો પણ, પોતાને, અફ્રાસ્યાબ, જેને તેઓ બુગાખાન કહેતા, તેની ઓલાદથી જણાવતા. વળી તેઓ અફ્રાસ્યાબની પેઢી નીચે પ્રમાણે ફરેદુન પર લઇ જતા. અફ્રાસ્યાબ, પીસ દાદીનશીન,[3] તુર અને આફ્રીદુન. ઇલકખાન નામના તુર્કી તાયફાવાળાઓ "અફ્રાસ્યાબી તુર્કીઓ" એવે નામે જણાયલા હતા. ઇ. સ. બારમી સદી સુધી, એ અફ્રાસ્યાબી તુર્કીઓનું મથક, "બાલા શાકુન" નામે હતું, જે અફ્રાસ્યાબે બાંધેલું જણાવવામાં આવતું. અરબ ભૂગોળ નવેશો પ્રમાણે, એ બાલાશાકુનનું શહેર કાસ્ગર આગળ હતું.

વળી અફ્રાસ્યાબે એક વખત સમરકંદમાં પણ હકુમત કરી હતી. તેથી, જાણીતા મુસાફર બોનવેલો પ્રમાણે, ત્યાં પણ કોઇક ખંડિએરો અફ્રાસ્યાબના ખંડિએરો (The ruins of Afrasiab) તરીકે જણાયલાં છે.[4] સમરકંદમાં એક બિસ્માર મકાન હજુ પણ, એ મુસાફર પ્રમાણે, અફ્રાસ્યાબની કબર તરીકે જણાયલું છે, જેનું ચિત્ર, બોનવેલો પોતાના પુસ્તકના બીજા વાલમ (પા. ૩૧)માં આપે છે.

હવે પાદશાહ કાઉસને સુલેહના કોલ કરારથી વાકેફ કરવો જોઇએ, માટે સ્યાવક્ષે એક મીજલસ બોલાવી વિચાર કર્યો, કે કએકાઉસ આગળ કોણને મોકલવો. તે પેગામ લઈ જનાર ધણી, ડાહયો હુશિયાર અને કાઉસના સ્વભાવથી જાણીતો હોવો જોઇએ. રૂસ્તમે કહ્યું કે "પાદશાહ કાઉસનો તીખ્ખો સ્વભાવ આગળ જેવોજ છે, માટે હું પોતેજ એ ખબર લઇ જાઉં." સ્યાવક્ષને તે પસંદ પડયું, અને તેણે રૂસ્તમને કાઉસ માટે એક કાગળ આપ્યો. એ કાગળ લઇ રૂસ્તમ ઇરાન તરફ રવાના થયો.

ઇરાન પહોંચી રૂસ્તમ શાહ કાઉસ આગળ ગયો, અને અફ્રાસ્યાબ સાથ સુલેહ કરવા બાબેનો સ્યાવક્ષે આપેલો કાગળ તેને આપ્યો. તેણે મહોડેની હકીકતથી પણ શાહને વાકેફ કર્યો. શાહે તે હકીકતો જાણી, પણ તેને સુલેહની વાત પસંદ પડી નહિ.

---

૧ Proceedings of the Asiatic Society of Bengal, November 1890. p. 221-222.

૨ The Tarikh-i-Rashidi by N. Elias and E. Ross p. 286.

૩ 'દાદનશીન' તે બુનદેહેશનો 'જાદશમ' દિસે છે.

૪ Through the Heart of Asia by G. Bonvalot. II p. 7.

તે લડાયક સ્વભાવનો હતો, માટે અફ્રાસ્યાબ સાથેની સુલેહ તેને પસંદ પડી નહિ. તે રૂસ્તમ ઉપર ગુસ્સે થયો, કે તેણે સ્યાવક્ષને સમજાવી સુલેહ કરાવી હશે. તેણે રૂસ્તમને નીચે મુજબ કહ્યું કે—

સ્યાવક્ષ છે હજુ નાનો જવાન, દુનિયાનું નથી ધરાવતો ભાન.
પણ તું છે એક મરદ, ના બચ્ચું નાદાન, ભલાં ને બુરાંનું તુને છે જ્ઞાન.
તુંજ જેવો નથી દુનિયામાં નર, તારાથી શિખેછ નર શીર હુનર.
શું અફ્રાસ્યાબથી છે તું અજાણ, કે કર્યો છે કેમ તેણે મને હેરાન?
ઘટતુંતું મને, કે ધરૂં ઉમંગ, જાઉં હું પોતે, કરૂં હું જંગ.
જતે હું પોતે, પણ બોલ્યા સૌ આમ, કે "સ્યાવક્ષને લેવા દો કીર્તિ ને નામ."
પણ ખોદાની સજાનો આવે છે વખ્ત, તો બદીની સજા છે બદી બદબખ્ત.
તે બુરા મરદની ભેટ ને સોગાદ, થી દેલ તારૂં થયું ચુપ અને શાદ.
જુલમથી મેળવેલા માલ અને જર, થી ફેરવ્યું તેણે તારૂં પણ સર.
જામીનો સો, જેની બુરી બુન્યાદ, બાપોના નામની જેમને નહિ યાદ.
તેઓના જાનનો શું રાખશે તે ડર? ન હરગેજ તે કરશે તેમની ફીકર.
તેં અકકલથી પુરૂં કર્યું ન કામ, કરીશ નહિ બંદ હું લડાઇનું નામ.
સ્યાવક્ષની આગળ મોકલું હું હાલ, મરદ એક ડાહયો ભલો કમાલ.
ફર્માઉ કે "કર એક આતશ બુલંદ, બાંધ દુશ્મનના પગોને જંજીરના બંદ.
બાળી નાખ તેની ભેટ ને શોગાદ, ના રાખ તેનીથી કોઇ ચીજ યાદ.
મોકલ તું કેદીને જલદી ઇરાન, કે સર તેમનાં કરૂં હું તનથી વેરાન.
લડાયક લશ્કર લઇ મારગ તું કાપ, તુરાની દરબારે જા તું સેતાબ.
હાથ તારો લંબાવી કર લડાઇ ને જંગ, જેમ ગોરપંદને કરે વરૂ બતંગ.
જો શિખવશે લડવું કેમ દુશ્મનની સાથ, તો લશ્કર પણ નાખશે લુંટ ફાટનો હાથ.
આવશે તું સામે અફ્રાસ્યાબ, જોશે તે નહિ કાંઇ ખોરાક કે ખાબ."
રૂસ્તમે કહ્યું, કે "અએ શેહરયાર! દેલ તારૂં ના કર બહુ ગમખાર.
પ્રથમ તું દે મારા સખુન પર ધ્યાન, પછી તું આપ જે ઘટે ફરમાન.
તેં દીધુંતું ફર્માન કે 'લડાઇને વાર, લશ્કરને લેવું નહિ જેહુનને પાર.
જો આવે આએ કિનારે અફ્રાસ્યાબ, તોજ કરવી લડાઇ તુરત સેતાબ.'
ખોટી અમ રહયા, કે લાવે ચહડાઇ, પણ સુલેહ તે લાવ્યો, ન લાવ્યો લડાઇ.
દોસ્તી કોઇ સોધે ને સુલેહ ને સંપ, તો ઘટે નહિ કરવી લડાઇ કુસંપ.
બીજું કે તોડે વચન જે શાહ, ન ભલાઓ તે પર દેખાડે ચાહ.
જ્યાં સુધી જીતી નહિ સ્યાવક્ષે જંગ, ત્યાં સુધી દીઠો નહિ રાગ અને રંગ.
શું માગેછ સીવા તું તાજ ને તખત, ઇરાનની વૃદ્ધિ ને ભલું બખત!
સઘળું તું પામ્યો, લડાઇ ના છેડ, રોશન તુંજ દીલપર આંસુ ના રેડ.

તોડશે જો અફ્રાસ્યાબ ખુદ વચન, કરશે જો પેગામ તોડવા પર મન,
તો ધરાયા નથી અમ લડાઇથી શીર, શમશીર અમ ધરશું હાથમાં દલીર.
તું સ્યાવક્ષ સાથ રહેજે તખ્તપર શાદ, ઇરાનમાં રેહેજે હસતો આબાદ.
જાબુલથી લાવીશ હું લશ્કર સેપાહ, તુરાનનું છીનવીશ તખત ને ગાહ.
ગુરજથી લડીશ ને અફ્રાસ્યાબ, નો સીહા હું કરીશ દાહાડો સેતાબ.
લડાઇએ લડયાછ અમો બે જણુ, વધુ તે લડવા કરશે ન મન.
ફરમાવ: 'ન ફરજંદ તોડે વચન, ગુનાહથી ખરાબ કરે ન તન.'
છિપાઉં હું શું કામ તુથી સુખન? કે હરગેજ નહિ સ્યાવક્ષ તોડશે વચન.
વિચાર જે કર્યોછ તેં પાદશાહ! તેથી તે ધ્રુજશે, થશે તબાહ.
બેટાનું બખ્ત તું કર ના સીહા, ખુશી નહિ જોશે તું એએ પાદશાહ!

રૂસ્તમની દલીલો એવી હતી, કે (૧) "તું પાદશાહે ફરમાવ્યું હતું, કે સ્યાવક્ષે' જેહુન નદી ઓળંગી પેલે પાર જવું નહિ, અને લડાઇ કરવી નહિ. પણ જો અફ્રાસ્યાબ આએ પાર આવે, તો લડાઇ કરવી. હવે અફ્રાસ્યાબ આએ પાર આવ્યોજ નહિ, ત્યારે લડાઇ થાયજ કેમ? અને જ્યારે તેણે સુલેહની દરખાસ્ત કીધી, ત્યારે તે કબુલ કરવું દુરસ્ત દિસ્યું. (૨) બીજું, હવે સ્યાવક્ષે સુલેહનું જે વચન આપ્યું છે, તે તેનાથી તોડાય નહિ. જો તે, તે વચન તોડે, તો બધાના ધિક્કારમાં આવે. (૩) ત્રીજું, તું પાદશાહને હવે વધુ શું જોઇએ છે? સુલેહની સરત પ્રમાણે અફ્રાસ્યાબ તુરાની સરહદમાં અટકી રહયો છે અને ઇરાનને લગતો સઘળો મુલક તારે હાથ આવ્યો છે. માટે તું હવે સ્યાવક્ષ સાથે નિરાંતથી રાજ્ય કર, અને મજાહ કર. (૪) ચોથું, તું કહે છે કે અફ્રાસ્યાબ દગાખોર છે, અને તે સુલેહનો કરાર તોડશે તો ફીકર નહિ. જો તે એમ કરશે તો હમે લડવા તૈયાર છિએ. જો તે વચન તોડશે, તો હું તેના તખ્તો તાજને પાયમાલ કરીશ. પણ તેણે મારી સાથે ઘણી લડાઇઓ કીધી છે, અને હાર ખાધી છે, માટે હવે ફરીથી લડવાને તે મરજી કરશેજ નહિ. માટે તું હવે સ્યાવક્ષને લડાઇ ચાલુ રાખવાને ના ફરમાવ. (૫) પાંચમું, હું ખરી હકીકત છુપાવ્યા વગર તુને કહુંછું, કે તેણે સુલેહના કોલકરારનો પોતાનો વચન કદી પણ નહિ તોડવાનો નિશ્ચય ઠરાવ કર્યો છે. માટે એકબાર્ગી તું તેને લડાઇ ચાલુ રાખવા કહેશે, તો તે, તે ઉપર ધ્યાન આપશે નહિ, અને તેથી પરિણામ એ આવશે, કે તેનું દીલ દુખાશે અને તમો બાપ દીકરા વચ્ચે અણુગમો ઉત્પન્ન થશે."

પણ રૂસ્તમની આ સઘળી દલીલોએ કાઉસ ઉપર અસર કરી નહિ. તેણે રૂસ્તમ ઉપર સામો ગુસ્સે થઇ કહ્યું કે, "એ સુલેહનું મુળ—કારણ તું દિસે છે." તેણે નીચે પ્રમાણે કહ્યું:—

## કાઉસે રૂસ્તમપર ગુસ્સે થઇ કહેલા સખુનો.

ખરી તો દિસે છે એવી આ વાત, સચ્ચાઇ કંઇ છુપાયલી રહે ના શાંત,
કે કરી છે તેં તેના મન પર અસર, ઉઠાડયું તેનું તેં દેલ અને સર,

તેમાં તેં જોઇ છે તારી રાહાત, નહિં તાજની કે તખ્તની કીર્તિની વાત.
રહી જા તું અહીં; તુસ પેહેલવાન, લડાઇની બાંધશે કમરપર મેઆન.
મોકલું હું કાસદ બલખ તરફ, નામું તે લઈ જાય કરે ઝરફ.
સ્યાવક્ષ જો કરે ન મારૂં ફરમાન, હોકમ ન માને, ન કરે પએમાન,
તો સોંપે તે તુસને લશ્કર સેપાહ, તુરત આ તરફનો ધરે તે રાહ.
ઘટતા તે ફોજે પહોંચશે તે અહીં, જો ધરાવશે મગજમાં તુંદી તે કાંઇ.
કહીશ ન તુંને મિત્ર કે યાર, હરગેજ ના જતો લડાઇને દવાર."
નાખુશ થયો રૂસ્તમ, બોલ્યો તે એમ, "સર મારૂં છુપાવશે આસમાન તે કેમ?
જંગી તું તુસને ગણે રૂસ્તમ, તો યાદ રાખ કે દુનિયામાં રૂસ્તમ છે કમ."

કાઉસ પાદશાહ સ્વભાવનો ઘણો આકળો હતો. પોતાના દેશના નામીચા પહેલવાન સાથે આવો મોટો ઝઘડો તેણે આ બીજીવાર કર્યો હતો. જ્યારે સોહરાબ તુરાની અફ્રાસીઆબ તરફથી ઇરાનપર ચઢાઈ લાવ્યો હતો, અને હજીરને બંદ કરી સરહદ-પરનો કિલ્લો જીતી આગળ વધ્યો હતો, ત્યારે તેણે જાબુલસ્તાનથી રૂસ્તમને તેડાવ્યો હતો. રૂસ્તમને આવતાં થોડા દિવસનો વાર લાગ્યો, તે ઉપરથી તેને ગુસ્સો લાગ્યો હતો, અને તે ઉપરથી રૂસ્તમ ઉપર તેના આવતાંને વાર તેણે ગુસ્સો કીધો હતો. તેથી રૂસ્તમ ગુસ્સે થઈ પાછો જાબુલસ્તાન ચાલી ગયો હતો, અને પાછળથી બીજા ઇરાની સરદારોની સમજાવતથી, દેશપર આવી પડેલાં સંકટ સામે બચાવ કરવાની દુઃખ ભરી ફરજને ખાતર પાછો આવ્યો હતો. તે પ્રમાણે, આએ બીજીવાર તેને કાઉસ તરફથી અપમાન થયું હતું. કાઉસના ઉપર પ્રમાણેના ગુસ્સાના શબ્દો, કે જેમાં તેણે હવે તેને પોતાનો મિત્ર ગણવાને ના પાડી, અને હવે પછી ઇરાન તરફથી લડાઇમાં જતો અટકાવ્યો, તે શબ્દો સાંભળી રૂસ્તમ ગુસ્સે થયો, અને બોલ્યો કે—

"અગર તુસે જંગી તોરા રૂસ્તમ અસ્ત,
ચુનાન દાન કે રૂસ્તમ બ ગેતી કમ અસ્ત."

એટલે—

"જંગી તું તુસને ગણે રૂસ્તમ,
તો યાદ રાખ, કે દુનિયામાં રૂસ્તમ છે કમ."

એ સખુન બોલી રૂસ્તમ દરબારમાંથી નીકળી ચાલ્યો અને પોતાના મુલક સીસ્તાન ભણી ગયો.

રૂસ્તમ ચાલી ગયો, કે કાઉસે તુસને તેડાવી મંગાવ્યો, અને તેને તુરાન ભણી લશ્કર લઈ જવા ફરમાવ્યું. પછી તેણે નવીસંદાને બોલાવી એક કાગલ સ્યાવક્ષ ઉપર લખાવ્યું, જેમાં પહેલાં ખોદાતાલાને યાદ કરી સ્યાવક્ષને દુઆ દીધી, અને

પછી કહયું કે "મારા દીકરા! તું જાણે છે, કે અફ્રાસ્યાબે ઇરાન સાથે કેવી વર્તણુક ચલાવી છે! માટે તું તેની દોસ્તી ના સાંધ, અને તેના ફરેબમાં ના ફસ. પેલા ૧૦૦ જામીનોને મારી તરફ મોકલી દે. અફ્રાસ્યાબે મને કેટલીક વખત મીઠા શબ્દો બોલી લડાઇથી અટકાવ્યો છે. તું ખુશી ખુરમીમાં ગીરફતાર થઇ ગયો છે, અને રૂસ્તમ પોતાને મળેલી દોલતથી કદી ધરાયો નથી; પણ દોલત જો મેળવવી હોય, તો તલવારના બહાદુર ઉપયોગથી મેળવી શકાય. તુસ પેહેલવાન તારી આગળ આવશે. ત્યારે જે સઘળું ઘટતું હશે તે તે કરશે. એ સુલેહથી સેતારાની ચાલ પ્રમાણે તારો જાન જોખમમાં છે. માટે તું લડાઇ ઉઠાવ. પણ જો તુંને એ અહારેમનની ખસલતના અફ્રાસ્યાબને માટે મેહેર આવતી હોય, તો લશ્કરની સરદારી તુસને સોંપી દે અને તું અત્રે પાછો ફર."

જ્યારે કાસદે એ નામું સીઆવક્ષને પહોંચાડયું, ત્યારે તેણે તે વાંચ્યું, અને કાસદથી બીજી સઘળી વાતોથી વાકેફ થયો અને તેથી તે ઘણી ચિંતામાં પડયો. પોતાને સોંપેલા ૧૦૦ નિર્દોષ જામીનોને કાઉસને ત્યાં મોકલતાં તેને ચિંતા લાગી, કે "કાઉસ તેઓને મારી નાંખે, તો હું ખોદાનો ગુનેહગાર થાઉં. વળી હું અફ્રાસ્યાબ સામે લડાઇ લઇ જાઉં, તો તેના વાંક વગર સુલેહનો કરાર તોડવા માટે હું ખોદાનો ગુનેહગાર થાઉં. વળી જો હું ઇરાન જાઉં છું, તો ત્યાં પણ મારી ઉપર આફત છે. હું સોદાબેના ફરેબથી કદાચ ફરીથી પંચાતીમાં પડીશ. ડાબી અને જમણી બાજુએ સર્વ બાજુએ મુશ્કેલી છે."

પછી સ્યાવક્ષે પોતા આગળ ખાનગી સલાહ લેવા માટે બેહેરામ અને જંગે પહેલવાનોને તેડયાં, કે જેઓની સલાહ રૂસ્તમ ગયા પછી તે વારે ઘડીએ લેતો હતો. તેઓ આગળ તેણે કહ્યું, કે "મારો બાપ કાઉસ પેહેલે મને ઘણો ચાહતો હતો, પણ સોદાબે સાથની શાદીના વખત પછી તેનો મારી ઉપર ચાહ કમી થયો છે. સોદાબેના દીવાનખાના જાણે મારાં બંદીખાના છે. બળખમાં કર્સેવજ મોટાં લશ્કર સાથે પડેલો હતો, અને સોગદમાં અફ્રાસ્યાબ પોતે એક લાખ આદમીના લશ્કર સાથે હતો. આપણે લડાઇ કરી તુરાનીઓને ત્યાંથી હઠાવ્યા અને અફ્રાસ્યાબે ભેટ સોગાદ મોકલી અને સુલેહ શોધી. ત્યારે દાનાવોની સલાહથી આપણે સુલેહ કીધી, કારણકે જ્યારે આપણુને મુલક અને ખજાનો મળે, ત્યારે પછી ફકત લોહી રેડવા માટે લડાઇ શું કરવા કરવી જોઇએ? જે સુલેહ મેં કરી છે, તે હવે કાઉસ પસંદ કરતો નથી, અને મને મુશ્કેલીમાં લાવી મેલે છે. તે હવે લડાઇ કરવા ફરમાવે છે અને મેં જે સોગંદ લઇ અફ્રાસ્યાબ સાથે કોલકરાર કીધા છે તેની દરકાર કરતો નથી. હવે આપણી ફરજ છે, કે ખોદાતાળાથી પોતાનું સર ફેરવવું નહિ જોઇએ. માટે જો હું સોગંદ ખાઇ કીધેલા કોલકરાર તોડું છું, તો ખોદાતાળાથી ફરવા બરાબર

છે. વળી પોતાના બાપ બપાવાના કામો અને રાહથી ફરવું નહિં જોઇએ. તેથી જો હું કાઉસનું કહ્યું નહિ કરૂં, તો તે પણ ખોટું છે. મારા બાપ કાઉસની વર્તણુંક, બેઉ દુનિયામાં હું ગુનેહગાર થાઉં, તેવા માર્ગપર મને મેળે છે. અફસોસ! કે મારી જીંદગી મારી ઉપર એક શ્રાપ જેવી છે. હવે સોગંદ ખાઇ કીધેલા કોલકરારથી હું કેમ ફરૂં? જો હું ફરૂં છું, તો આખી જેહાનની લ્યાનતમાં પડું છું. ખોદા મારી એવી ચાલ કેમ કબુલ કરે? માટે આ દુન્યામાં એક ખુણું પકડી હું ગોશેનશીન થાઉં. નામવર જંગે! તું જામીન તરીકે આપેલા તેના આએ ૧૦૦ ખેશીઓને અફ્રાસ્યાબ આગળ લઇ જા, અને જામીનો અને તેણે આપેલી ભેટ સોગાદ, એ સઘળું તેને પાછું સોંપ, અને જે બન્યું છે તે સઘળું અફ્રાસ્યાબને કહે."

પછી સ્યાવક્ષે ગોદરેજના બેટા બેહેરામને કહયું કે "આ લશ્કર અને તેની સાથેનો અસબાબ હું તુંને સોંપું છું. જ્યાં સુધી તુસ આવી પહોંચે ત્યાં સુધી તું થોભજે અને તે આવે કે એ સઘળું તું તેને સોંપજે." આ શબ્દો સાંભળી બેહેરામ અને જંગે બેઉ જન ઘણા દલગીર થયા.

પછી બેહેરામે કહયું કે "બાપથી તુંએ એકદમ છુટું પડવું નહિ. તું એક વખત કાઉસ ઉપર ફરીથી કાગળ લખી રૂસ્તમને ફરીથી તેડાવ, અને તે લડાઇ કરવા કહે છે, તો લડાઇ કર. તેનો થોડા વખતમાં છેડો આવશે. તું જો કહે, તો હું કાઉસ આગળ જઇ સઘળું નક્કી કરી આવું. તું લડાઇ કર, દુશ્મનને આજેજ કર, અને તારા બાપના દીલને ખુશી કર. કાઉસ એક અજબ આકળો પાદશાહ છે. પણ જ્યારે એમ છે, ત્યારે તેના કહેવા પ્રમાણે કરવા વિના ચારો નથી. તેને માટે તું ખૂણે પડે, અને બાપથી છુટો પડે, એ ઠીક નહિ."

સ્યાવક્ષને પોતાના એ બે સાથીઓની સલાહ પસંદ પડી નહિ. તેને પોતાનો કોલ તોડી ખોદાના રાહથી ફરવાનું પસંદ પડયું નહિ. પોતાને લડાઇ કરવાનું પસંદ નહિ, તો તે કરવાનું મુકી દઇ પોતે ગુપચુપ ઇરાન ભણી જવાનું પણ તેને પસંદ આવ્યું નહિ; કારણ તેણે ધાર્યું, કે "એમ બાપનો હુકમ બજા નહિ લાવી હું પાછો તેની આગળ જાઉં, અને તેની સાથે રહું, તો તેની સદાની ઇતરાજીમાં મને રહેવું પડે." તેથી તેણે પોતાના સરદારોને નીચે મુજબ કહયું.

## સ્યાવક્ષે બેહેરામ અને જંગેને કહેલા સુખનો.

પાદશાહના હોકમ, ફર્માન ને બોલ,
પણ યજદાનનો હોકમ સૌથી દલેર.
જે યજદાનના ફર્માનની છોડે પનાહ,
તો રેડવાને બોહી શું લંબાઉં હું હાથ?

થી કમતર છે સુરજ ને માહાતાબો કુલ.
શું નીર્જીવ કચરો હાથી કે શેર,
તે ગુમ કરે અક્કલ ને ડાહપણનો રાહ.
બે દેશોને લડાઇ કરાઉં હું સાથ?

છોડેલા જામીનને દેશે તે દુઃખ    કરવામાં તેમ તે સમજશે સુખ.
જો લડવાથી લડાઇ પાછો હું રહીશ,    જો કહેલાં તે કામ વિના પાછો હું જઇશ,
તો કરશે તે ગુસ્સો મારીપર બહુ,    આંખોમાં લાવશે આંસુઓ સહુ.
જો કામોથી મારાં હોવો નારાજ    જો ફર્માનથી મારાં સર ફેરવો આજ,
તો લઇ જાઇશ હું પોતે, મારો પેગામ    જંગલમાંજ કરીશ મારૂં હું ઠામ.
જોએ નહિ જો કોઇ શખ્સ મારૂં કોઇ સુખ    તો શા કાજે પાડું તે પર હું દુઃખ?

સ્યાવક્ષનો આવો મક્કમ ઠરાવ જોઇ જંગે અને બેહરામ રડવા લાગ્યા. તેઓએ જોયું, કે એથી સ્યાવક્ષની ખરાબી થશે. તોપણ તેઓએ તેનીજ સાથે રેહવાનો ઠરાવ કર્યો. જંગેએ કહયું કે "અમો તારા ફર્માન બરદાર છિએ. અમો મરણની ઘડી સુધી તારા સુખન બરદાર થઇશું."

ત્યારે સ્યાવક્ષે જંગેને કહયું કે "તું જા અને તુર્કી પાદશાહને મારી ઉપર જે વીતે છે તે કેહ. તું તેને કેહ કે તેની સુલેહે કેવી રીતે મારા બાપ સાથે મને કજીઓ કરાવ્યો છે, અને જે સુલેહ તેને મનથી મધ થઇ પડી છે, તે મારે મનથી ઝેહેર થઇ પડી છે.

## સ્યાવક્ષે અફ્રાસીઆબ ઉપર જંગે મારફતે મોકલેલો પેગામ.

જા અને તુરકી શાહને કહે આમ,    કે સુલેહનું આવ્યું આ પરિણામ.
સુલેહ છે તારી, કજીઆનું મૂળ,    મધ તારૂં મીઠું, ઝેહેર મારૂં કુળ.
ખોહયું મેં ઇરાનનું તખ્ત અને જર    આપેલા કોલથી ન ફેરવ્યું સર.
જેહાનદાર ખોદાની ધરી પનાહ,    જમીન મારૂં તખ્ત, આકાશ કોલાહ.
કાઉસનો મેં નહિ કર્યો સખુન    તે પાસ જવામાં જોયો ન ગુણ.
આપ મને જગ્યા જુદી કોઇ ખાસ    કરૂં ત્યાં મારો સદાનો વાસ.
દુનિયામાં શોધું એવું મકાન    કે છુપું રહે મારૂં નામ ને નિશાન.
બદ તેનો સ્વભાવ, સાંભળું ન બોલ    રાહત પામી દૂર રાખું કજીઆનો કોલ.

એ પેગામ લઇ જંગે અફ્રાસ્યાબ ભણી ગયો, અને સાથે પેલા ૧૦૦ જામીનો અને તેણે આપેલી ભેટ સોગાદ લઈ ગયો. અફ્રાસ્યાબે તેને ઘણો સારો આવકાર દીધો અને માન આપી પોતાની પાસે બેસાડયો. તેનીથી સ્યાવક્ષની સઘળી હકીકત સાંભળી ઘણો દલગીર થયો. પછી જંગેને મેહેલમાં એક ઓરડો અપાવી આસાએશ લેવા મોકલ્યો. પછી પીરાન વજીરને તેડાવી તેને સઘળી હકીકત કહી, અને સ્યાવક્ષની દયા ખાધી, અને પીરાનની સલાહ પુછી. પીરાને કહ્યું કે "એ સ્યાવક્ષ ઘણો ભલો અને નેકજાદ શાહજાદો છે. માટે જયાં સુધી તારા મુલકમાં રહેવા માગે ત્યાં સુધી તુંએ તેને ખજાના વિગેરેથી સઘળી મદદ કરવી જોઇએ. તેના જાતી સદ્ગુણો ઉપરાંત તેની આએ વર્તણુક, કે પોતે કોલ આપી

રાખેલા ૧૦૦ જામીનો કાજે અને પોતાના વચનને કાજે તે બાપથી છુટો પડયો છે, તે ખાતર તેને તુંએ સઘળી મદદ કરવી જોઇએ. સ્યાવક્ષ અહીંથી કંટાળેલો બીજે મુલક જાય એ ઠીક નહિ. વળી કાઉસ બુઢ્ઢો થયો છે, અને થોડા વખતમાં સ્યાવક્ષનો ગાદીપર હક ઉઠશે. માટે જો તું ફર્માવે તો હું તેની ઉપર કાગળ લખું, અને તેને તારા મુલકમાં જગ્યા આપું અને મદદ કરૂં અને વળી મારી એક બેટી શાદીમાં આપું. જો હવે પછી સ્યાવક્ષ કદાચ ઇરાન મુલક પાછો જાએ, તો તેથી પણ આપણુને ફાયદો થશે, અને તેથી તુરાન અને ઇરાન વચ્ચે સુલેહ જળવાઇ રહેશે."

અફ્રાસ્યાબે પીરાનની સલાહ ધીરજથી સાંભળી અને કહયું, કે "તારી સલાહ મને પસંદ આવે છે. પણ મને એક કહેવત યાદ આવે છે કે 'જો તું શીરના બચ્ચાંને પાળશે, તો જ્યારે તેને દાંત ઉગશે અને જ્યારે તે જોરાવર થશે, ત્યારે તે પોતાના પરવરશ કરનારને એટલે પાળનારનેજ હેરાન કરશે'; માટે કદાચ આપણે સ્યાવક્ષને મદદ કર્યે, અને તે પાછળથી આપણુનેજ અહીં હેરાન કરે." ત્યારે પીરાને જવાબ આપ્યો, કે "સ્યાવક્ષમાં પોતાના બાપ કરતાં વધારે સારા ગુણો છે, માટે તેં એવી ચિંતા રાખવી નહિ."

એ સખુન સાંભળી અફ્રાસ્યાબે સ્યાવક્ષ ઉપર તેના કાગળના જવાબમાં એક નામુ લખાવ્યું અને તેમાં જણાવ્યું કે "મારો આખો તુરાનનો મુલક તુંને માન આપશે. તુંને મારા મુલકમાં જોઇ હું ખુશી થઇશ. તુંને મારા બેટા માફક રાખીશ. હું તારા પિતા સંમાન થઇશ, અને વળી એવો પિતા કે જે બેટાનો ગુલામ થઇ રહે. માટે મારા મુલકમાં આવ. મારો ખજાનો, મારૂં લશ્કર, સઘળું તારૂં છે. જ્યારે તારા બાપ સાથે તુંને સુલેહ થશે, ત્યારે તુંને હું લશ્કર ને ખજાના સાથે રવાના કરીશ."

એ કાગળ સાથે જંગે સ્યાવક્ષ આગળ ગયો અને તેને સઘળો પેગામ કહ્યો. સ્યાવક્ષ તે સાંભળી એક હાથપર ખુશી થયો, પણ બીજા હાથ ઉપર દલગીર થયો, કારણ કે આતશની ઉપરથી ઠંડા પવન કેમ ફુકી શકે? તેમ દુશ્મન તરફથી, સેવટે, દુશ્મની વગર બીજું શું મળી શકે?

પછી સ્યાવક્ષે પોતાના બાપ ઉપર એક કાગળ લખ્યો કે "તમારા ગુસ્સાએ મારા જીગરને બાળી નાંખ્યું છે. પહેલાં તો તમારા મેહેલમાં સોદાબેથી મારી ઉપર વિપત્તીઓ ગુજરી. પછી હું લડાઇ ઉપર આવ્યો અને સુલેહ કીધી, તે તમોને પસંદ પડી નહિ. તેથી તમો મારીથી નારાજ થયા છેઓ. ત્યારે હવે તમારી સાથે રહેવું દુરસ્ત નથી."

પછી તેણે બેહેરામને લશ્કર અને ખજાનો વિગેરે હવાલે કર્યાં, એવું કહીને કે "જ્યારે તુસ આવી પહોંચે ત્યારે સઘળું તું તેને સોંપી દેજે."

પછી તેણે પોતા સાથે ૩૦૦૦ નામીચા સવારો રાખ્યા અને જોઇતો ખજાનો લીધો, અને સઘળાં લશ્કરને ભેગું કરી તેઓને છેલ્લી સલામ કીધી, અને ફરમાવ્યું, કે તેઓએ બેહેરામના હુકમ તળે રહેવું. પછી પોતે તુરાન ભણી જવા નિકળ્યો. માર્ગમાં સઘળી મંજલોપર પીરાને તેને વાસ્તે ખાણા પીણાની સઘળી તૈયારી કરાવી રાખી હતી.

તુસ બળખ આવી પહોંતો, કે તેને સ્યાવક્ષની તુરાન મુલક ભણી જવાની વાત ખબર પડી. તેથી તે ઘણો દલગીર થયો અને લશ્કર લઇ પાછો ઇરાન ભણી ફર્યો. શાહ કાઉસને એ વાત ખબર પડી, ત્યારે તેથી તે ઘણો દલગીર થયો. તેણે ગમ પકડયો અને હવે લડાઇનું નામ પણ નહિ દેવા લાગ્યો.

અફ્રાસ્યાબને સ્યાવક્ષના આવવાની વાત જ્યારે ખબર પડી, ત્યારે તેણે લશ્કરને તેને એસ્તેકબાલ લેવા મોકલ્યું. પીરાન પોતે ચુંટી કાઢેલા સવારો સાથે આગળ ગયો. બેઉ એકમેકને ભેટયા. પીરાન સ્યાવક્ષને જોઈ બહુ ખુશ થયો, અને કહ્યું, કે "તારા જેવા ચંચળ જવાનને મેં સ્વપ્નામાં જોયો હતે, તો મારો બુઢાપો જઈ જવાની આવતે. તો હાલ જ્યારે હું તુંને ખરેખર જોઉં છું, ત્યારે મને કેટલી ખુશી ઉપજવી જોઇએ ! તું બેફીકર રહે. અફ્રાસ્યાબ તારા બાપ જેવો થશે. સઘળું અમો તારી સેવામાં ધરીશું."

તેઓ બેઉ આગળ વધ્યા. માર્ગમાં સ્યાવક્ષ સુંદર જગ્યાઓ જોતો હતો અને તેને માટે સુંદર તૈયારીઓ થયલી જોતો હતો. પણ મનમાં તે મુઝાતો હતો, અને દલગીર થતો હતો. પોતાના બાપીકા મુલકનાં જાબુલસ્તાનમાં રૂસ્તમે કરેલી મેહેમાનદારી તેને યાદ આવી, અને તેની આંખમાંથી દલગીરીનાં આંસુ ટપકવા લાગ્યાં, કારણ કે હાલની સઘળી આગતાસ્વાગતા પારકા મુલકમાં, એક વખતના દુશ્મનના મુલકમાં હતી. માર્ગમાં કજરબાશી નામની જગ્યાએ તેઓએ વાસો કીધો. પીરાને સ્યાવક્ષને તેના આવવાથી ઉપજેલી ખુશી જાહેર કીધી. પીરાને ખાત્રી આપી કે અફ્રાસ્યાબનું નામ બુરૂં ગણાયલું છે, પણ સ્યાવક્ષે તેની કાંઈ ચિંતા કરવી નહિ. તેણે કહ્યું કે "ખોદાતાળા તરફથી તુંને મને સોંપ્યામાં આવ્યો છે, એમ હું ગણું છું. હું તુંને કાંઇપણ હાણી પહોંચવા દઇશ નહિ. તું બેફીકર રહે."

પછી તેઓ આગળ વધ્યા. અને 'ગંગ' નામનું શહેર, જ્યાં અફ્રાસ્યાબ હતો, ત્યાં આવી પહોંતા. અફ્રાસ્યાબ સાંમે લેવા આવ્યો. સ્યાવક્ષ તેને જોઇ ઘોડા ઉપરથી ઉતર્યો, અને બેઉ એકમેકને ભેટયા. અફ્રાસ્યાબે તેને આવકાર દીધો, અને જણાવ્યું, કે તેને લીધે ઇરાન અને તુરાન વચ્ચે સુલેહ પંથરાઇ હતી. પછી તેણે સ્યાવક્ષને પોતા પાસે ગાદીપર બેસાડયો, અને સ્યાવક્ષનો નુરમંદ ચેહેરો જોઇ અજબ થયો, કે "આવા છોકરા સાથે કાઉસ પાદશાહ એમ કાંએ ચાલ ચલાવતો હશે !" પછી રાતના મિજલસ સમારી અને રંગ રાગ કીધો. એમ કેટલીક રાત પસાર થઇ.

એક રાત્રે અફ્રાસ્યાબે સ્યાવક્ષને જણાવ્યું, કે "આવતી કાલે આપણે બેઉ જણ દડીદાવની રમતમાં ઉતર્યે." સવારે બધા મેદાનમાં મળ્યા. અફ્રાસ્યાબે કહ્યું કે "તું તારી ટોળકી પસંદ કર, હું મારી પસંદ કરૂં." સ્યાવક્ષે કહ્યું કે "તું મને તારો હરીફ ના ગણ. હું તારી ટોળકીમાં રહી તારી ટોળકીમાંના એક તરીકે રહીશ. તારી સામેની ટોળકીની સરદારી તું બીજાને આપ. હું તારો હરીફ થવા લાયક નથી." અફ્રાસ્યાબે કહયું કે "નહિ, તું રમતમાં મારો ખરો હરીફ થવાને લાયક છે· માટે તારો ટોળકી તું બનાવ." પછી એક ટોળકીની સરદારી (captainship) પોતે લઇ, પોતાની ટોળકી ગુલબાદ, કર્સેવજ, જેહન, પોલાદ, પીરન, નેસ્ટીહન, હોમાન વિગેરેની કીધી. સ્યાવક્ષની ટોળકી (team) માટે તેણે રોઇન, શીદેર, અનદરીમાન, અર્જાસ્પ વિગેરે સરદારોને આપ્યા. ત્યારે સ્યાવક્ષે કહયું, કે "તેઓ સઘળા તારા તુરાનીઓજ છે. તેઓ બરાબર દડો ફેંકવામાં કદાચ અચકાશે. તેઓ પાદશાહના મિત્રો છે. માટે બરાબર દડો મારતાં કદાચ આંચકી ખાશે. માટે જો તું પાદશાહ ફરમાવે, તો હું મારા ઇરાનીઓમાંથી મારી ટોળકી બનાવું." પાદશાહ કબુલ થયો. તેથી એ હરીફાઇની રમત તુરાનીઓ અને ઇરાનીઓ જેવી બે પ્રજા વચ્ચેની એક ખરેખરી હરીફાઇની રમત, (International match) થઇ પડી. સ્યાવક્ષે સાત ઇરાનીઓને પોતાની ટોળકીમાં લીધા. હાલમાં દડીદાવની હરીફાઇની રમતો (Matches) માં જેમ વાજીંત્રો વગાડનારાઓ (Band) ભેગા મળે છે, તેમ એ રમતમાં પણ થયું.

રમતમાં સ્યાવક્ષની ચબરાકી જોઇ અફ્રાસ્યાબ અજબ થયો. તેણે વિચાર કર્યો કે "જેની ઉપર ખોદાની મેહેર હોય, તેજ એવી શકિત દેખાડે. સ્યાવક્ષ માટે મેં જે ખબર સાંભળી હતી, તેના કરતાં દીઠામાં એ વધારે ચબાક છે."

પછી અફ્રાસ્યાબ અને સ્યાવક્ષ મેદાનમાં તખ્તપર બેઠા. તેઓએ ઇરાની ટોળકીને અને તુરાની ટોળકીને રમવા કહયું, અને પોતે રમત જોવા લાગ્યા. સ્યાવક્ષની દડીદાવ[૧]ની રમત જોઇ અફ્રાસ્યાબ અજબ થવા પછી બોલ્યો કે "મેં સાંભળ્યું છે કે સ્યાવક્ષ તીરકમાન વિગેરે પેહેલવાનગીરીની રમતમાં પણ ચાલાક છે." તે ઉપરથી સ્યાવક્ષે પોતાની કમાન બહાર કાઢી. અફ્રાસ્યાબે તે હાથમાં લીધી, અને જોઇને અજબ થયો. તેણે તે કર્સેવજને આપી કે ખેંચે. કર્સેવજે કોશેશ કીધી પણ ફાવ્યો નહિ, અને તેથી તે શરમીંદો થયો. સ્યાવક્ષે તીરો

---

૧. અસલી ઇરાનીઓની દડીદાવની રમતની વધુ વિગત માટે જુઓ મારૂં પુસ્તક "Asiatic Papers" (પાના ૨૩ થી ૩૦)માં, The Game of Ball-Bat (Chowgan-gui) among the Ancient Persians, as described in the Epic of Firdousi નામનો વિષય. જુઓ Journal B. B. R. A. S. વાલમ ૧૮ (પા. ૩૯–૪૬) માં મારો એ વિષય. જુઓ મારા "ઇરાની વિષયો, ભાગ ત્રીજો" માં અસલી ઇરાનીઓમાં તનની કસરતનો વિષય, પા. ૧૮૧થી ૧૯૧.

તાંકવામાં પણ સારી ચાલાકી બતાવી, તેથી અફ્રાસ્યાબ ખુશ અને અજબ થયો. પછી તેઓ મેદાનમાંથી મેહેલમાં ગયા અને રંગરાગ કીધો. અફ્રાસ્યાબે સ્યાવક્ષને કેટલીક ભેટ સોગાદ આપી, અને પોતાના લશ્કરને ફરમાવ્યું, કે સ્યાવક્ષને માન આપે અને તેના હુકમો બજા લાવે. એક દિવસે અફ્રાસ્યાબ સ્યાવક્ષ સાથે શેકારે ગયો ત્યાં પણ સ્યાવક્ષે પોતાની બહાદુરી અને ચબરાકીથી સર્વને દંગ કરી નાંખ્યા. એ સઘળાંથી અફ્રાસ્યાબની મેહેરબાની સ્યાવક્ષ ઉપર વધતી ગઈ. તે સ્યાવક્ષની સંગત વધારે સાંધતો, અને તેની સલાહ વધારે માંગતો. કર્સીવજની તે ઘણી થોડી સલાહ લેવા લાગ્યો. એ પ્રમાણે એક વર્ષ ગુજર્યું.

એક દહાડો પીરાન અને સ્યાવક્ષ સાથે બેઠા હતા, ત્યારે પીરાને કહયું કે "સ્યાવક્ષ! પાદશાહ તારી ઉપર ફીદા ફીદા છે. તું કાઉસનો બેટો છે અને ભવિષ્યનો પાદશાહ છે. તારૂં ભવિષ્ય હું સર્વ રીતે સારૂં જોઉં છું. પણ તારી આજુબાજુ કોઇ બેશી નથી. નથી તારી આગળ કોઈ ભાઇ કે બેન કે બાયડી. તું જાણે બાગની એક કોરે એકપુરૂં ગુલાબનું ઝાડ ઉગ્યું હોય તેમ એકલો છે. માટે તારી નજર તુરાનીઓના મેહેલ ભણી ફેંક અને એક બાયડી પસંદ કર. પાદશાહના મેહેલમાં ત્રણ ખુબસુરત બેટીઓ છે, જેઓ માહાતાબ જેવી છે, અને ખુદ માહતાબ જો તેણીઓને જોએ, તો તેઓથી નજર ફેરવે નહિ. વળી કર્સીવજના મેહેલમાં ત્રણ ખુબસુરત બેટીઓ છે, જેઓ ફરેદુનના ખાનદાનથી ઉતરેલી છે. વળી મારે ત્યાં ચાર છોકરીઓ છે, જેઓમાં વડી જરીરે નામની ઘણી ખુબસુરત છે. માટે જો તું પસંદ કરે, તો તેણીને તારી સાથે પરણાવું." એ વાત સાંભળી સ્યાવક્ષે પીરાનની બેટી જરીરે સાથે પરણવાની મરજી જણાવી. પીરાને જઇ એ વાત પોતાની બાયડી ગુલશેહરને જણાવી. પછી તેઓએ જરીરેની સ્યાવક્ષ સાથે શાદી કરી આપી. સ્યાવક્ષ તેણીની સાથે ખુશી ખુશાળીમાં રહયો, અને અફ્રાસ્યાબનો પ્યાર અને માન વધુ મેળવતો ગયો.

એક દિવસે પીરાને સ્યાવક્ષ આગળ અફ્રાસ્યાબની વડી બેટી ફીરંગીજની વાત કીધી. કે "તેણી ઘણી ખુબસુરત શાહજાદી છે. માટે તું જો તેણીની સાથે પરણે, તો તારો લાગવગ અને દરજ્જો વધે. તેથી જો તું કહે, તો પાદશાહ પાસ હું તારી તરફથી તેણીના હાથની માગણી કરૂં." સ્યાવક્ષે વિચાર કીધો કે "હવે હું ઇરાનથી છુટો પડયો છું. હવે હું નહિ કાઉસ કે જાલને, રૂસતમ કે બેહેરામને જંગે કે શાવરાનને, ગેવ કે શાપુરને, કે એવા બીજા કોઇ પહેલવાનોને જોઇશ. મારે અહીંજ રહેવું છે, ત્યારે અફ્રાસ્યાબ સાથે સગાઇ કરવી દરૂસ્ત છે." એમ વિચાર કરી તે ફીરંગીજ સાથે પરણવા કબૂલ થયો. તે ઉપરથી પીરાને તે વાત અફ્રાસ્યાબ આગળ કહી. અફ્રાસ્યાબ એ સાંભળી બહુ વિચારમાં પડયો, અને પીરાનને કહ્યું કે "જોતિષો, સેતારેશનાસો વિગેરેએ મને આગમચેતી કરી છે, કે મારી છોકરીનો છોકરો મારાં તાજો તખ્તનો નાશ કરનાર થશે વિગેરે. ત્યારે મારી

છોકરીને સ્યાવક્ષ સાથે પરણાવી હું શા માટે એક એવું ઝાડ રોપું કે જેના કડવાં ફળ મને મળે? એ શાહજાદો ઇરાની છે. માટે કોણ જાણે, કે કદાચ એ અને મારી બેટીને પેટનું ફરજંદ ઇરાન તરફ લાગણી દેખાડે, અને મને અને મારા તુરાનને હેરાન કરે! માટે એમ મારી બેટીને પરણાવવાનું હું ખુબ જોતો નથી. સ્યાવક્ષને મારા ભાઇ તરીકે અહીં રાખીશ, અને જ્યારે તે ઇરાન જવા માગશે, ત્યારે તેને માન અકરામ સાથે જવા દઇશ."

પીરાને જવાબ દીધો કે "જોતિષો ઉપર ભરૂસો ના રાખ. સ્યાવક્ષને ફીરંગીજને પેટે જે ફરજંદ આવશે, તે ભલું અને નેક આવશે. તે ઇરાન અને તુરાનને જોડશે, અને સુલેહસંપનું સાધન થઇ પડશે." એ પ્રમાણેની કેટલીક સમજાવતથી અફ્રાસ્યાબે પોતાની બેટી ફીરંગીજને સ્યાવક્ષ સાથે પરણાવવા કબુલ કીધું. પીરાને જઇ તે ખબર સ્યાવક્ષને કીધી અને તેથી સ્યાવક્ષ ખુશી થયો.

પીરાને સ્યાવક્ષ તરફથી લગનની સઘળી તૈયારી કીધી અને ફીરંગીજ માટે પોતાના ખજાનામાંથી ભેટ સોગાદ તૈયાર કીધી, અને પછી અફ્રાસ્યાબે પોતાની બેટીને સ્યાવક્ષ સાથે રેવાજ અને દીનની ક્રિયા પ્રમાણે(૧) પરણાવી. સાત દિવસ લગનનો રંગરાગ અને રામશાની ચાલ્યાં, અને સર્વ એવાં તો મોજમજાહમાં પડયાં, કે કેટલાક દિવસ સુધી કોઇ સુતું નહિ, એટલે સુધી, કે પક્ષીઓ અને માછીઓ પણ સુતાં નહિ.

પછી અફ્રાસ્યાબે સ્યાવક્ષ માટે ઘણી ભેટ સોગાદો તૈયાર કીધી, અને પોતાના રાજધાની શેહેરના મુલકથી પેલી બાજુનો છેક ચીનના દર્યાવ સુધીનો મુલક એક રેશમી કપડાં ઉપર લખત (મનશુર) લખી સ્યાવક્ષને સોંપ્યો, અને આખા મુલકને લગનની ખુશાલીમાં જીઆફત આપી. નજદીક અને દૂરનાં જેબી કોઇ લોકો આવે, તેઓ માટે ખાણું અને શરાબ તૈયાર હતાં. તેઓ ખાતાં પીતાં અને વળી પોતા સાથે જેટલું લઇ જવાઇ શકાતું તેટલું લઇ જતાં. વળી તેણે બંદીખાનાના દરવાજા ખોલી ઘણાક બંદીવાનોને છોડી મેલ્યા. એક વરસ દહાડો સુધી એમ સ્યાવક્ષ પોતાની મોહોરદાર ફીરંગીજ સાથે ખુશી ખુશાલીમાં એક જગ્યાએ રહયો. પછી અફ્રાસ્યાબની ખાહેશથી તેના મુલકમાં ફરવા નિકળ્યો. તે ફરતો ફરતો ખોતનના મુલકમાં ગયો, કે જે પીરાનનો મુલક હતું. ત્યાં એક માસ પીરાનના મેહેમાન તરીકે રહ્યો. ત્યાંથી ફરતો ફરતો તે એક એવી જગ્યાએ આવ્યો, કે જ્યાં એક હાથ ઉપર સુંદર દર્યો હતો, બીજા હાથ ઉપર બુલંદ ખુબસુરત પહાડો હતા, અને ત્રીજા હાથ ઉપર શેકારથી ભરેલાં જંગલો હતાં. વળી ત્યાં સુંદર ઝાડો

(૧) બેદાદન્દ દુખ્તર બ આઇને ખીશ,
ચુનાન ચુન બુવદ દરખુરે દીને ખીશ.

અને વહેતાં પાણીઓ હતાં. એ જગ્યા સ્યાવક્ષને પસંદ પડી, તેથી ત્યાં મેહેલ બાંધી રહેવાનો તેણે ઠરાવ કીધો. એ મેહેલ અને શેહેરનું નામ કંગદેજ હતું. એનું વર્ણન કરતાં ફીર્દોસી આ દુનિયાની નાપાયદારી ઉપર અને પોતાની મોટી ઉમ્મર ઉપર અસરકારક વિવેચન કરે છે. તે નીચે પ્રમાણે કહે છે.

## કંગદેજનું વર્ણન કરવા આગમચ શાએરે દુનિયાની નાપાયદારી બાબે કહેલા સખુન.

બોલું છું હાલ, હું મારી જબાન, કહું છું હાલ, હું કદીમ દાસતાન.
સ્યાવક્ષના કંગદેજનું કરૂં છું બેઆન, શેહેરનાં તે દાસતાનપર દેઉં છું ધેઆન.
આફ્રીન તે ખોદાની, જેણે જેહાન કરી છે પેદા, શું જાહેર કે નેહાન.
હસતી ને નીસતીનો તે છે સાહેબ, સઘળાં છે એ, પણ તેજ એક ગાયેબ.
ઘણાકથી ખાલી થઇ છે આ જેહાન, કાયમ તું રહેવાનું રાખ ના ગુમાન.
ક્યાં છે તે અસલી શાહોનું તખ્ત ? ક્યાં છે તે અસલી દલેરોનું બખ્ત ?
ક્યાં છે હકીમો અસલી દાનાવ ? ક્યાં તેમનો અભ્યાસ? ક્યાં તેમનો ભાવ?
ક્યાં છે તે બાનુઓ, લાજ અને શર્મ સાથ બોલતીતી જેઓ સખુનો નર્મ ?
ક્યાં છે તે નરો, જે પહાડોમાં ઠામ કરતા ને છોડતા આ દુનિયાનું નામ ?
ક્યાં છે તે નરો, જે આસમાનસે સર લગાડતા પકડી દલેર શીર નર ?
ગયા છે તેઓ! થયા છે ખાક. સુખી છે તેજ, નેકી રોપે જે પાક.
ખાકમાંથી પેદા ને સેવટે ખાક, ગમી ને કડવાશથી સઘળું છે ચાક.
જશે તું અહીંથી, પણ કાયમ છે જેહાન, જાણતું ન કોઇ, શું ભેદ કે નેહાન.
દુનિયામાં બહુ છે હીકમત ને જ્ઞાન, શા કાજે કર્યે ગફલત અજાણ ?

એ કંગદેજની જગ્યા માટે ફીરદોસી કહે છે કે
"ચુન કંગદેજ દર જેહાન જાએ નીસ્ત, બરાન સાન જમીન દેલારાએ નીસ્ત."

એટલે "કંગદેજના જેવી દુનિયામાં કોઇ જગ્યા નથી, તેના જેવી દીલને ખુશ કરનારી કોઇ જમીન નથી."

દર્યાની સામેના એક બુલંદ પહાડ ઉપર સ્યાવક્ષે પોતાનો એ કંગદેજ નામનો મેહેલ બાંધ્યો હતો. ફીર્દોસી કહે છે, કે "એ મેહેલ યાને તેની જગ્યા એક બેહેસ્ત માફક હતી. એ બેહેસ્તને જો તું જોએ, તો તે છોડવાને પસંદ કરે નહિ. (બેહેસ્ત ઇન ચુ બીની ન ખાહી ગુજસ્ત). ત્યાં કોઇ બિમાર પડતું હતું નહિ, અને ત્યાં બેહેસ્તના જેવો બાગ હતો. ત્યાં જાણે હમેશાં બહારની મોસમ હતી. તેનો પહાડ એવો અતિ ઘણો ઉંચો હતો કે કોઇ તેને જીતી શકે નહિ." ફીર્દોસી વધુ કહે છે, કે "એ ખુબસુરત જગ્યાને જોયા વગર તેની બુલંદી અને ખુબસુરતીનો

ખ્યાલ આવે નહીં, કારણ જો કોઇ તેનું વર્ણન કરે તો સાંભળનારાઓ, તે વર્ણન કરનાર ઉપર તે સદરાગાત કરે છે, એમ બદગુમાન થાય."

હવે કંગદેજના મુલકને આવાં યસ્તમાં યાદ કર્યો છે. ત્યાં જણાવવા પ્રમાણે, વેસેના ખાનદાનવાળા તુરાનીઓ ઉપર, એ જગ્યાએ ક્શ્રોસઓક આગળ ફતેહ મેળવવા માટે ઇરાની શાહજાદા તુસે આવાં અર્દીસુર પાસે દુઆ ગુજારી હતી. તુસ પહેલવાનની એ મુરાદ અર્દીસુરે પાર પાડી હતી. પણ એવીજ દુઆ તુસના વેરીઓએ એટલે ઉપલા વેસેના ખાનદાનવાળાઓએ આંવાં અર્દીસુર પાસે ગુજારી, તે બર આવી નહિ. જે ક્રિયાઓ કરી તુસે દુઆ ગુજારી, તેજ ક્રિયાઓ કરી વેસેના ખાનદાનવાળાઓએ દુઆ ગુજારી. પણ એકની દુઆ બર આવી, ત્યારે બીજાની નહિ. તેનો સબબ આ, કે જ્યારે એકે ભલી મકસદથી, સાચા હેતુથી, સારા સબબ માટે દુઆ ગુજારી, ત્યારે બીજાએ, બુરી મકસદથી બૂરા હેતુથી, બૂરા સબબ માટે દુઆ ગુજારી. એ ઉપરથી ધડો મળે છે, કે ગમે તેવી ક્રિયાઓ કરવા છતાં, જો દયાનત બૂરી હોય, અને તેથી જો બૂરા સબબ માટે દુઆ ગુજારી હોય, તો તે ખોદાતાલાથી હરગેજ બર આવતી નથી.

હવે આંવાં યસ્તમાંનો ઉપલો "ક્શ્રોસઓકેમ અપનો તેમેમ." એટલે "ઉંચો બાંધેલો ક્શ્રસઓક" કિલ્લો, તે ફીરદોસીવાળો એજ બુલંદ પહાડ ઉપર બાંધેલો મેહેલ છે, જે આંવાં યસ્ત પ્રમાણે, "કંઘહય બેરેજન્તય" એટલે "બુલંદ કંગદેજ" પર બાંધેલો છે. એ 'કંગ'ના પહાડને જમ્યાદ યસ્ત (ફ. ૪)માં પણ બીજા પહાડોની ટીપમાં યાદ કર્યો છે. બુનદેહેશ (બાબ ૨૨ ફ. ૫)માં જરથોસ્તના છોકરા ખોરશેદ ચેહેરને પાછળથી એ કિલ્લામાં સરદારી કરતો જણાવ્યો છે. બુનદેહેશમાં એને ખોરાસાનના મુલકમાં જણાવ્યો છે. બહમન યસ્તમાં પણ એ કિલ્લાને સ્યાવક્ષે સ્થાપેલો જણાવ્યો છે. મો. ડ્રેઆલ (De la Geographie de l' Avesta) પ્રમાણે, માસુદી એ કિલ્લાને કએખુસ્રુએ સ્થાપેલો જણાવે છે. તે જેમ બહમન યસ્ત તેમ ફીરદોસી પ્રમાણે ભૂલભર્યું છે. સ્યાવક્ષના મરણ બાદ અફ્રાસ્યાબ અને કએખુસ્રુ વચ્ચે અહીં મોટી લડાઇ થઈ હતી, ત્યારે એ કિલ્લો કએખુસ્રુને હાથ ગયો હતો, તે ઉપરથી કદાચ એ ભૂલ થઇ હોય. મો. ડ્રેઆલ કહે છે, કે પાછલા ઇરાની લખનારાઓ એ બુલંદ પહાડ ઉપરથી પોતાની પેહેલી મધ્યાન રેખા (First Meridian) ગણતા.

આવા બુલંદ પહાડ ઉપર આવો સુંદર મેહેલ બાંધી તેની નવાઈ અને મજાહથી તૃપ્ત થઇ સ્યાવક્ષ વિચારમાં પડયો કે "એ મેહેલ હું લાંબો વખત વાપરવા પામીશ કે નહિ? એથી મારાં સુખમાં વધારો થશે કે નહિ?"

માણસ મોજમજાહનો શોખ રાખે છે અને આરામ ઇચ્છે છે ખરો, પણ એક ચંચળ અને ઉદ્યોગી માણસ એવી તદન એશઆરામની જીંદગીથી તૃપ્ત

થઈ કંટાળી જાય છે. આપણુને જોન્સનના 'રેસેલસ'માં એવો દાખલો મળે છે, કે જેમાં એક શાહજાદાને સ્યાવક્ષનાં કંગદેજ જેવાં બેહેસ્ત સમાન એક સુખી ખીણુ (Happy valley)નાં મકાનમાં રાખ્યો હતો. પણુ ત્યાં તે આળસુ જીંદગીથી કંટાળી ગયો હતો, અને બહાર નિકળવાને ખંતી થયો હતો. એજ પ્રમાણે આપણુને ગઓતમની બોધજનક વાતનો દાખલો મળે છે, કે તેના બાદશાહી બાપે આ દુનિયાના દુઃખોનો તેને કાંઇપણુ ખ્યાલ આવે નહિ, એવા વિચારથી, અને ફક્ત તે સુખ અને મોજમજાહમાં ઉછરે એવા ખ્યાલથી, તેને એક એકાંત સુંદર મેહેલમાં બચગીથી રાખ્યો હતો. પણુ એવી જીંદગીમાં બહારની દુઃખી જીંદગીના એકાએક નજરે પડેલા દેખાવોએ તેનું ધ્યાન સામું વધુ ખેંચ્યું હતું. મોજમજાહને અને મોજમજાહની સુખી જીંદગીને વશ થયલું આદમી કોઈવાર દુઃખના વિચારોને જલદી વશ થઇ પડે છે. સ્યાવક્ષના બાબમાં પણુ એમ બન્યું.

સ્યાવક્ષે પોતાના જોતિષોને એ મેહેલ બાબે વર્તારો પુછ્યો, તો તેઓએ કહયું, કે "એ મેહેલ તારી ઉપર સુખ લાવવાને બદલે દુઃખ વધારે લાવશે." સ્યાવક્ષ એથી દલગીર થયો. પીરાને તેની દલગીરીનો સબબ પુછતાં સ્યાવક્ષે જણુાવ્યું, કે "મેં આવી રંજ ખેંચી, ખજાનો ખરચી આએ બેહેસ્ત જેવો મેહેલ બાંધ્યો છે, પણુ હું નહિ ધારતો, કે હું કે મારાં બચ્ચાં તે નિરાંતે વાપરવા પામ્યે."

પીરાને દિલાસો દીધો કે "કાંઇ ફીકર ના કર. અફ્રાસ્યાબ તારો બેશી થાય છે. તે હમેશાં તારો બચાવ કરશે. હું પણુ તારી ઉપર કાંઇ પણુ દુઃખ આવવા દઇશ નહિ. પવન વટીક તારા એક બાલને પણુ હેરાન કરે તેમ હું થવા દઇશ નહિ." સ્યાવક્ષે ત્યારે પીરાનને કહ્યું કે "તારી ઉપર વિશ્વાસ મેલી, હું સઘળો ભરમ ભેદ, જે હું આગાહીથી પામ્યો છું, તે તુંને કહું છું, કે અફ્રાસ્યાબ, મારી ઉપર, જો કે હું બેગુનાહ છું, તો પણુ શકમંદ થશે, અને મને મારી નાખશે, અને મારા કિનામાં ઇરાનથી તુરાન ઉપર હુમલો આવશે, અને સઘળું તુરાન ઘણીક લડાઇઓ બાદ જીરો જબર થશે. માટે ચાલ, આપણે શાને કાજે રંજ ખેંચ્યે? આપણે સઘળું ખેર ખેરાત કર્યે અને સખાવતમાં આપ્યે."

એ સખુન સાંભળી પીરાન દલગીર થયો, અને વિચારમાં પડયો, કે "જો એ જે કહે છે તે બને, તો મારે હાથે મારી ઉપર બલા લાવેલી ગણાશે. મારે હાથે તુરાન ઉપર વેરાની આવેલી ગણાશે, કારણ કે મેં એને તુરાનના મુલકમાં લાવી રાખ્યો છે." પણુ હિમ્મત રાખી તેણે સ્યાવક્ષને કહ્યું, કે "સેતારાઓની હકીકત ઉપર વિશ્વાસ રાખવાનું તુંને કાંઇ કામ નથી. એ તો તુંને ઇરાન અને ઇરાનનો, અને કાઉસ અને તેના તખતનો વિચાર આવે છે, તેથી એવા ધાસ્તીના વિચારો તારા મનમાં દાખલ થાય છે. માટે એ વિચારો તારા મનમાંથી કાઢી નાખ."

પીરાન સ્યાવક્ષ સાથે રહીને એમ દહાડા ગુજારતો હતો, ત્યારે એક દિવસ અફ્રાસ્યાબ તરફથી તેની ઉપર હુકમ આવ્યો, કે "હવે તું લશ્કર એકઠું કરી ચીનના દર્યાવ સુધી, અને હિંદુસ્તાનના મુલક સુધી જા અને સઘળાઓ પાસે આપણા રાજ માટે ખંડણી મેળવ." પીરાને તે ઉપરથી લશ્કર તૈયાર કીધું, અને સ્યાવક્ષની રજા લઇ નિકળ્યો.

પછી એક દીન અફ્રાસ્યાબ તરફથી સ્યાવક્ષ ઉપર નામું આવ્યું, કે 'તું અમારાથી ઘણો દૂર રહે છે, તેથી અમોને કર પડતી નથી, માટે અમારા મુલકમાં કેથે નજદીકમાં આવીને રહે." સ્યાવક્ષે એ ઉપરથી તૈયારી કરી અને અફ્રાસ્યાબના મુલકની નજદીક આવ્યો, અને ત્યાં સ્યાવક્ષગર્દ નામનું શેહેર સ્થાપ્યું. ત્યાં પોતાનું મથક કીધું, અને ત્યાં પોતાનું નવું તખ્ત બરપા કીધું. તેની એક બાજુએ કાઉસનું તખ્ત ચિતાર્યું હતું, જ્યાં રૂસ્તમ, જાલ, ગેદ્રેજ વિગેરે પેહેલવાનોનાં ચિત્રો હતાં. બીજી બાજુએ અફ્રાસ્યાબ અને તેના સરદારો કર્સેવજ, પીરાન વીગેરેનાં ચિત્રો ચિતરાવ્યાં હતાં.

પીરાન થોડા વખતમાં હિંદુસ્તાન અને ચીન ભણીથી પાછો ફર્યો, અને સ્યાવક્ષગર્દ ગયો, કે જે શેહરની રોનકને માટે, તેણે ઘણું સાંભળ્યું હતું, અને જેનો પાયો અર્શાસંગ રોજના મુબારક દિવસે નાંખ્યો હતો. પીરાન આએ સુંદર શેહેર જોઇ ખુશી થયો. ત્યાં થોડા દહાડા રહી પોતાને વતન ખોતન ગયો, અને ત્યાં પોતાની બાયડી ગુલશેહર આગળ સ્યાવક્ષગર્દની બહુ તારીફ કીધી. પછી તે અફ્રાસ્યાબ આગળ ગયો, અને પોતાની સફરની સઘળી હકીકત કહી, અને ક્યાં ક્યાંથી ખંડણી મેળવી, તેની સઘળી હકીકત કહી. પછી સેવટે સ્યાવક્ષ-ગર્દના નવાં શહેરની ખુબસુરતીની તારીફ કીધી, શાહ તેથી ખુશી થયો.

પછી અફ્રાસ્યાબે કર્સેવજને કહ્યું, કે "સ્યાવક્ષે બાંધેલા સ્યાવક્ષગર્દમાં તું જા, અને જો કે તેણે વેરાન જંગલમાં કેવો સુંદર મેહેલ બાંધી નવું શહેર સ્થાપ્યું છે! તું તૈયારી કર અને ભેટ સોગાદ લઇને તે શાહજાદા આગળ જા. તેણે તુરાનને ખાતર ઇરાન અને ઇરાનનું તાજો તખ્ત તજ્યું છે, અને રૂસ્તમ, જાલ, ગેદ્રેજ જેવા સરદારોની સંગત છોડી છે, માટે તેની આગળ જા અને તેને લાયકનું તેને માન આપજે. અને તુંને જો તે માનભરી રીતે આવકાર આપે, તો ત્યાં વધુ વખત ગમે વો રહેજે." કર્સેવજ તૈયારી કરી ભેટ સોગાદો સાથે ગયો, અને સ્યાવક્ષે તેને સામે આવી આવકાર દીધો, અને પોતે સાથે ફરી સઘળું શેહેર દેખાડયું.

એ વખતે પીરાનના ગામ તરફથી એક કાસદ આવ્યો અને ખબર લાવ્યો, કે સ્યાવક્ષની બાયડી જરીરેએ એક બેટાનો જન્મ આપ્યો છે, અને પીરાને

તેનું નામ ફરદ્દ પાડયું છે. જજીરેએ તે બાળકના હાથ સાફ્રાનમાં બોળાવી એક કાગળ ઉપર તે હાથ લગાડી તે હાથની નિશાણી સાથેનું કાગળ સ્યાવક્ષપર મોકલ્યું. સ્યાવક્ષ એ ખબર સાંભળી ખુશી થયો. પછી કર્સેવજ ફીરંગીજની મુલાકાતે ગયો અને તેણીને પુર સીંગાર સાથે જોઇ. સ્યાવક્ષગર્દમાં આ સઘળું જોઇ તેના મનમાં અદેખાઇનો આતશ બળવા લાગ્યો.

પછી બીજે દહાડે સ્યાવક્ષ અને કર્સેવજ દડીદાવ રમવા ઉતર્યા. એ રમતમાં સ્યાવક્ષે ઘણી ચબરાકી બતલાવી. પછી કર્સેવજના કહેવાથી સ્યાવક્ષે નેજાબાજી, કમાનકશી, તીર અંદાજી વિગેરેના હુન્નરો સરસ રીતે બતાવ્યાં. પછી કર્સેવજે સ્યાવક્ષને કહ્યું કે "ચાલ, આપણે મેદાનમાં ઉતર્યે અને મર્દાનગીભરી રમતો કર્યે. જો હું તુંને જીનપરથી ઉડાવી લઇ જમીનપર નાંખું, તો તું મને તારા કરતાં જોરાવર કબુલ રાખજે. જો તું મને નાંખે, તો લડાઇનાં મેદાનમાં, જયાં પેહેલવાનો કિનો શોધે છે, ત્યાં હું જઇશ નહિ" (એટલે ફરીથી કોઇ સાથે લડાઇ કરીશ નહિ). સીઆવક્ષે ના પાડી અને કહ્યું, કે "નહિ, તારી સાથે એમ હરીફાઇની રમત રમવી મને સજાવાર નથી. તારો ઘોડો મારા ઘોડાના પાદશાહ જેવો છે. તારી કોલાહ મારે મનથી આજર ગુસસ્પ છે," એટલે "આજર ગુસસ્પના આતશને જેટલું મારે માન આપવું જોઇએ, તેટલું મારે તારી કોલાહને માન આપવું જોઇએ." કર્સેવજે કહ્યું કે "કાંઇ ફીકર નહિ, રમતમાં શું છે! એમાંથી કાંઇ મીનાકેશો થતો નથી." પણ સ્યાવક્ષે નાજ પાડી અને કહ્યું કે "તું પાદશાહનો ભાઇ છે. તારી સાથે એમ હરીફાઇની રમત હું નહિ રમું. પણ તું કોઇ બીજા તુરાની સરદારો બહાર પાડ, અને પછી તેઓ સાથનો મારો હુન્નર જો." ત્યારે કર્સેવજે પોતાના તુર્કીઓને પુછયું, કે "સ્યાવક્ષ સાથે એ રમતમાં કોણ ઉતરવાની હિમ્મત કરે છે?" કોઇએ હિમ્મત કીધી નહિ, પણ ગેરૂઇ જરે નામનો સરદાર બહાર પડયો. કર્સેવજે સ્યાવક્ષને પુછયું કે "તું બે જણ સાથે લડશે?" સ્યાવક્ષે કબૂલ કીધું. ત્યારે દેમુર નામનો તુરાની પણ બહાર પડયો. એ બેઉ જન સ્યાવક્ષ ઉપર ધસ્યા. પણ સ્યાવક્ષે પહેલે ગેરૂઇ જરેને જીનપરથી ઉંચકી જમીનપર નાંખ્યો, અને પછી દેમુરને, જાણે પક્ષીને ઉંચકે તેમ, ઉંચકી લઇ કર્સેવજ આગળ લઇ ગયો. એથી બધા અજબ અજબ થયા, પણ કર્સેવજ અદેખાઇથી દલગીર થયો.

પછી આઠ દહાડા રહીને કર્સેવજ પાછો જવા નિકળ્યો, ત્યારે સ્યાવક્ષે તેને ભેટ સોગાદ આપી રવાના કીધો. કર્સેવજના મનમાં અદેખાઈ અને ગુસ્સો દાખલ થયો હતો. પોતાના બે તુર્કી પહેલવાનોની સ્યાવક્ષને હાથે હાર થયલી જોઈ તેણે મનમાં ધાર્યું, કે "પાદશાહ અફ્રાસ્યાબે ઇરાનથી આપણને શરમમાં નાખે એવા ધણીને આ મુલકમાં તેડયો છે, માટે વાત અહીંજ અટકવી નહિ જોઇએ."

કર્સેવજ અફ્રાસીઆબ તરફ પાછો ફર્યો અને પછી તેણે અદેખાઈને લીધે અફ્રાસ્યાબને તેને માટે ખોટું ખોટું સમજાવવા માંડ્યું. તેના એવાં કતુકોને લીધે કર્સેવજ ના નામ ઉપરથી કર્સેવજી બોલ ફારસી જબાનમાં તેટલોજ મશહુર થયો છે, કે જેટલો યુરોપની તવારીખમાં માશીવેલ (Machivell) નામના એક રાજદ્વારી તાલમેલીઆના નામ ઉપરથી માશીવેલીજમ (Machivellism) શબ્દ મશહુર થયો છે. તેણે અફ્રાસીઆબને ખોટું કહ્યું કે "સ્યાવક્ષ કાંઇ હવે આગળના જેવો નથી. થોડો વખત થયો તેની આગળ ઇરાનનો કાસદ આવ્યો હતો, અને વળી રૂમ અને ચીનથી પણ આવ્યા છે. તે કાઉસ પાદશાહની સલામતી લે છે. તે લશ્કર ભેગું કરે છે. તું જાણે છે કે ઇરાન અને તુરાન વચ્ચે આતશ અને પાણી વચ્ચેના જેટલી જુદાઇ છે. તું ધારે છે કે તેઓ વચ્ચે સંપ ઉત્પન્ન કરે, પણ તે પવનને બંધ કરવા જેવી કોશેશ છે. મારી ફરજ છે, તેથી આ ભયથી મેં તને વાકેફ કીધો છે." અફ્રાસ્યાબે કહ્યું કે "એક ભાઇ તરીકેના પ્યારથી તેં એમ કીધું તે ઠીક છે. હું ત્રણ દહાડા એ બાબતપર વિચાર કરીશ." ચોથે દહાડે કર્સેવજ પાછો અફ્રાસ્યાબ આગળ ગયો. ત્યારે અફ્રાસ્યાબે કહ્યું, કે "આગળ જે મને ખરાબ સ્વપ્નો આવ્યો હતો, તેથી હું બેકરાર થયો હતો. તેથી મેં સ્યાવક્ષ સાથે નહિં લડવાનો ઠરાવ કીધો છે, અને તેણે પણ આજ સુધી મને કાંઇ દુઃખ દીધું નથી. તેણે મારા સઘળા હુકમો કર્યા છે, અને મારે ખાતર પોતાનો મુલક અને તાજ અને તખ્ત તજ્યાં છે. મેં તેની સાથે સગાઇ કીધી છે. મેં તેને ખજાનો આપ્યો છે. તેની સાથે ખરાઇ કરવાનું મને કારણ મળ્યું નથી, માટે તેને હેરાન કરવાનું મને દુરસ્ત દિસ્તું નથી. માટે હું તેને તેના બાપ પાસે મોકલી દેઉં, કે અગર જો તેને તાજ અને તખ્તની ઉમેદ હોય, તો તે મારૂં તાજ તખ્ત લઇ શકે નહિં."

કર્સેવજે કહ્યું, કે "એ વાતને તું એટલાં થોડાં વજનની ના ગણ, કારણ જો સ્યાવક્ષ ઇરાન જશે, તો આપણો દેશ તે વેરાન કરશે. એક બેગાનો શખ્સ આપણા ઘરમાં દાખલ થાય છે, તો ઘરની સઘળી વાત જાણે છે. તેમ તે આપણા દેશનું કૌવત જોર વગેરે હકીકત જાણી આપણને ઘણા હેરાન કરશે."

અફ્રાસ્યાબ વિચારમાં પડયો, કે જે સઘળું થયું છે, તે પહેલેથીજ ખરાબ થયું છે. તેણે કહ્યું કે "હાલ સબુર કર. જોઇએ શું થાય છે. ઉતાવળ કરવાની અગત્ય નથી. હું તેને મારી આગળ તેડાવું, અને જો તેનામાં કાંઇ તુંડાઇ જોઉં, તો પછી હું જે કરવું જોઇએ તે કરૂં. તો પછી કોઇ મારો વાંક કાઢશે નહિં." કર્સેવજે કહ્યું કે "ફીરંગીજ પણ બીમોહતાજ થઇ પડી છે, અને લશ્કર પણ સ્યાવક્ષને ચાહે છે, અને તું જાણે ગોવાળાં વગરનો ભરવાડ છે. એક શેરના

બચ્ચાંને દુધ અને શાકરથી પણ પાળવામાં આવે, પણ તે મોટું થયું કે શેર થવા વીના રહે નહિં."

એ પ્રમાણે અવારનવાર કર્સીવજ શાહને સ્યાવક્ષ સામે ઉશ્કેરતો હતો. એક દિવસે પાદશાહે કર્સીવજને કહયું કે "તું પાછો સ્યાવક્ષગર્દ જા, અને સ્યાવક્ષને કહે, કે મને મળવાને આવે. તેને કહે કે અહીં પણ શેકારની જગ્યા છે. એમ કહીને તેને ફીરંગીજ સાથે મારી આગળ આવવા કહે."

દગલબાજ કર્સીવજ સ્યાવક્ષગર્દ ગયો. માર્ગમાંથી તેણે એક કાસદને આગળથી પોતાના આવવાની ખબર કહેવા મોકલ્યો અને કહેવડાવયું કે "એ નામદાર પાદશાહ! હું આવું, ત્યારે તને તખ્તપરથી ઉઠવાનું કારણ નથી, કારણકે તારો દરજ્જો મોટો છે." સ્યાવક્ષને એવા પેગામથી વેહેમ ગયો, કે "એમાં શું મતલબ હશે?" પછી જ્યારે કર્સીવજ આવ્યો, ત્યારે તે તો સરેસ્તા પ્રમાણે તેને એસ્તેકબાલ લેવા આગળ ગયો. કર્સીવજે અફ્રાસ્યાબનો પેગામ કહયો. સ્યાવક્ષે અફ્રાસ્યાબ આગળ જવાની મરજી જણાવી, પણ કહયું કે "ત્રણ દહાડા સબુર કર. અમારી સાથે તું આરામ લે. ત્રણ દહાડા રહી આપણે જઇએ." જ્યારે કર્સીવજે જોયું, કે સ્યાવક્ષ અફ્રાસ્યાબ આગળ આવવા તૈયાર છે. ત્યારે તે મનમાં ગભરાઇ વિચાર કરવા લગ્યો કે "તેની હાજરીથી અફ્રાસ્યાબ ઉપર પાછી તેની તરફેણમાં અસર થશે અને મેં જે ખોટું સમજાવ્યું છે તેની અસર તુટી જશે. માટે કોઇ તદબીરથી એવું કરૂં, કે તે અફ્રાસ્યાબ આગળ આવે નહિં."

એવી તદબીર કરવા માટે તેણે આંખમાંથી આંસુ રેડવા માંડયાં, અને ઢોંગ કરીને રડવા લાગ્યો; તેથી સ્યાવક્ષને પણ રડવું આવ્યું તેણે કહ્યું કે "શું છે? તું મને કહે કે શું અફ્રાસ્યાબથી તારી ઉપર દુઃખ પડયું છે? તેમ હોય તો કહે, કે તારા તરફથી હીમાયત કરી તારો બચાવ કરૂં. શું કોઇએ પાદશાહ આગળ તારી બદગોઇ કરી છે? એમ હોય તો કહે, કે તેનો ઉપાય કરૂં. જે હોય તે મારી આગળ કહે."

ત્યારે કર્સીવજે કહયું, કે "મારી ઉપરની કોઇ આફ્તત માટે હું રડતો નથી. મારી શકિત અને ખજાનાથી મારો બચાવ કરવાને હું તો શકિતવાન છું, પણ પણ મને તારે માટે લાગે છે. તું જાણે છે, કે જ્યારથી તુરે એરચને માર્યો, ત્યારથી તુરાન અને ઇરાન વચ્ચે વેર ચાલે છે. પાદશાહ અફ્રાસ્યાબ એટલો બુરો છે, કે તું તેને હજુર પિછાનતો નથી. તું અગ્રેરસનો દાખલો લે, કે તે જોકે તેનો ભાઇ થતો હતો, તોપણ તે બીચારાને અફ્રાસ્યાબે મારી નાંખ્યો છે. તુ જેવો ભલો અને ડાહયો શાહજાદો, જેણે કોઇને દુઃખ દીધું નથી, તેને હવે તે

ઝૂરો પાદશાહ મારી નાંખવા માગે છે. માટે હું તને ચેતાવું છું, કે તું બચવાના કાંઇ ઉપાય શોધ."

સ્યાવક્ષે કહ્યું કે "તું એ બાબે ચિંતા ના કર. ખોદા મારો બચાવનાર છે. પાદશાહ અફ્રાસ્યાબને મારે માટે કાંઇ શક હતે, તો તે મને આવો મરતબો નહિં આપતે. તે મને તખ્ત, ખજાનો અને મુલક અને વળી પોતાની બેટી વ-ટીક નહિં આપતે. માટે હું તેની દરબારમાં આવું છું, અને તેનો જે શક હશે, તે તુરત દૂર કરીશ; માટે તે બાબે તું ચિંતા ના કર."

ત્યારે કર્સીવજે કહ્યું, કે "તું એ અફ્રાસ્યાબને ધારે છે તેવો તે નથી. તે દગલબાજીથી ભરેલો છે. અગ્રેરસ કરતાં તું કાંઇ તેનો વધુ એતલગનો સગો નથી, કે જે અગ્રેરસના તેણે બે ટુકડા કીધા. માટે મેં તો તને સઘળી હકીકતોથી વાકેફ કીધો છે." એમ કહી તે આંખમાંથી આંસુ રેડી રડવા લાગ્યો. સ્યાવક્ષે કહ્યું કે "તેની શિક્ષા લાયક મેં કાંમ કર્યું નથી. મારા વચન કે કામથી મેં ફર્યાદનું કારણ આપ્યું નથી; માટે ફીકર નહિં. હું તારી સાથે એકલો આવુંછું, અને જોઉં કે તે શા કાજે ગુસ્સે થયો છે"?

કર્સીવજે કહ્યું, કે "તને એની આગળ આવવું નહિં જોઇએ. આતશ પર યા મોજા ઉપર કોઇએ ચાલવું જોઇએ નહિં. તું સબુર કર. હું તારી તરફથી વચમાં પડીશ. તેટલાં તું તેના તેડાંનો જવાબ આપ, અને તારી ભલી ધારણા દેખાડ. હું જો જોવશ, કે તે શાંત થાય છે, તો તને તેડવા એક કાસદ મોકલીશ. પણ જો તેને હું ગુસ્સે થયલોજ જોઇશ, તો તેમ તને કહેવાડીશ, કે તુરત તું અહીંથી નાસી જજે. અહીંથી ચીનનો મુલક ૧૨૦ ફરસંગ છે. ત્યાં તું જતો રહેજે. નહિં તો તારા બાપ આગળ જતો રહેજે, કે જે તુંને મળવા ચાહે છે."

એ સખુનથી સ્યાવક્ષ ડગાઇ ગયો, અને તેની સલાહ પ્રમાણે ચાલવાને કબુલ થયો, અને તેના કહેવાથી જવાબ લખાવ્યો કે "ઓ પાદશાહ! તારા હુક-મને માન આપી હું આવવાને તઇયાર છું, અને ફીરંગીજ પણ આવતે. પણ હાલ તેણી ઘણી બિમાર છે. આએ અને પેલી જેહાંન વચ્ચે પડેલી છે. માટે હું પણ તેણીની આગળથી ખસી શકતો નથી. માટે તેણી સારી થશે કે અમો તુરત આવીશું."

એવો કાગળ લઇ કર્સીવજ શેતાબ મંજલપર મંજલ કરતો જલદી ત્રણ દહાડામાં અફ્રાસ્યાબ આગળ ગયો. અફ્રાસ્યાબે પુછ્યું, કે "એટલી દોડાદોડ કરી મજલપર મંજલ કરી આવવાનું કારણ શું?" કર્સીવજે કહ્યું કે "જ્યારે આફત આવે ત્યારે નિરાંત બેસવાને કારણ નથી. સ્યાવક્ષ તો

નહિં મને લેવા આવ્યો, કે નહિં તેણે મારા અર્જુન સાંભળ્યા, કે નહીં તારૂં કાગળ વાંચ્યું. તખ્ત પાછળની છેહલી જગ્યા તેણે મને આપી. ઇરાનથી તેની ઉપર એક કાગળ આવ્યું છે અને રૂમ અને ચીનથી થોડાક વારમાં તેને માટે લશ્કર આવશે. માટે જો તું કાંઇપણ ખોટી કરશે, તો ખરાબ થશે. તું જો આનાકાની કરશે, તો તે લડાઈ લાવશે, "અને જો તે તારાં લશ્કર સાથે ઇરાનમાં જતો રહ્યો, તો ત્યાં તેની ઉપર કોણ હુમલો કરી શકશે" ?

પેલી બાજુ સ્યાવક્ષે સઘળી વાત ફીરંગીજને કહી, જેથી તેણી દલગીર થઇ. તેણે કહ્યું કે "કર્સીવજ મારો મિત્ર છે, અને તેણે શાહને ઠંડો પાડવાને કબુલ કીધું છે. ખોદા મારો નેગેહબાન છે."

એ પ્રમાણે ત્રણ દહાડા ગુજર્યાં, અને ચોથે દહાડે રાત્રે એક સ્વપ્નો જોઇ સ્યાવક્ષ બીહીને ચીચીઆરી પાડી ઉઠયો. ફીરંગીજે તેને પેટમાં દાબ્યો, અને તુરત, આતશપર સુખડ અને અગર બાલ્યું, અને બીહીવાનો ખુલાસો પુછયો. સ્યાવક્ષે કહયું, કે "મેં સ્વપ્નામાં એક બાજુ એક ગંજાવર નદી જોઇ અને બીજી બાજુએ બળતો પહાડ જોયો. નદીને કિનારે હથિઆરબંદ લશ્કર હતું. બીજી બાજુ આતશથી સ્યાવક્ષગર્દનો કીહલો બળી ભષ્મ થતો હતો." ફીરંગીજે કહયું, કે "કંઇ નહિં, એથી સારૂં થશે, અને કર્સીવજ ઉપર બુરૂં વીતશે, કે તે રૂમના ખાકાનને હાથે માર્યો જશે."

સ્યાવક્ષે એ સ્વપ્નો જોઇ લશ્કરને તૈયાર કીધું અને મેહેલ બહાર રાખ્યું. એક જણ ખબર લાવ્યું, કે અફ્રાસ્યાબ લશ્કર સાથે આવે છે. પછી કર્સીવજ તરફથી એક પેગામ આવ્યો, કે "તારો બચાવ કરવાના ઉપાય લે, કારણ મારી સમજાવત ફોકટ ગઇ છે." એ ઉપરથી ફીરંગીજે કહ્યું, કે "ઓ પાદશાહ ! તું મારી કાંઇ ફીકર ના કર, અને નાસ અને તારો જાન બચાવ."

સ્યાવક્ષે ફીરંગીજને છેહલી નસીહત તરીકે કહ્યું, કે "મેં જે સ્વપ્નો જોયો તે ખરો પડતો દિસે છે, અને મારી કીર્તિ તમામ થઇ છે, અને જીંદગીનો છેડો આવ્યો છે. જો મારા મેહેલની ટોંચ શનીશ્વર સુધી પહોંચે, તોપણ મારે મરવું છે. જો હું ૧૨૦૦ વર્ષ જીવું, તોપણ સેવટે મારે મરવું છે. હાલ તારા હમેલને પાંચમો મહિનો છે. તારે પેટે એક નામાંકિત ફરજંદ અવતરશે. તેનું નામ તું કએખુસ્રુ આપજે. તે ફરજંદથી તું દિલાસો લેજે. ખોદાના ઇનસાફને લીધે બુલંદ ખોર્શીદથી તે સીહા જમીન તલક કોઇ છુટવાનું નથી. એક મચ્છરની પાંખથી તે એક મસ્ત હાથી સુધી, શું પાણીનો ચશ્મો, કે નીલનો દર્યાવ, કોઇપણ છુટવાનું નથી. અફ્રાસ્યાબના હુકમથી મારૂં માથું કાપી નાખવામાં આવશે, અને નહિ

કોઇ મારૂં કફન કરશે, કે નહિં કોઇ મારે માટે રડશે. અફ્રાસ્યાબના ચોકીદારો તને પણ રખડતી કરશે, પણ પીરાન આવી તારે માટે તારા બાપ પાસે મેહેર મેળવશે. તેને ત્યાં તું કએખુસ્રુને જનમ આપશે પછી ઇરાનથી એક સરદાર આવી તને અને તારા છોકરાને જેહુનને આએ પારથી પેલે પાર ઇરાનના મુલકમાં લઇ જશે. તે છોકરો મોટો થઇ મારો કિનો લેશે." એટલું કહી ફીરંગીજને ભેટી દુઃખભર્યાં દીલ સાથે તે બહાર ગયો. ફીરંગીજ જારી કરી રડવા લાગી. પછી સ્યાવક્ષ તબેલામાં પોતાના ઘોડા બેહઝાદ આગળ ગયો. તે તેનો લડાઇનો માનીતો ઘોડો હતો. તેનું માથું તેણે પોતાની છાતીએ દાબ્યું, અને તેની લગામ અને રેન મોહડાંમાંથી કહાડી લઇ તેના કાનમાં દલગીરીભર્યાં અવાજ સાથે કહ્યું, કે "ખબરદાર રહેજે અને કોઇના હાથમાં ના જતો. જ્યારે કએખુસ્રુ આવે ત્યારે લગામ પોવા દેજે. તું તબેલામાંથી છુટો થા. તે કિનો લેવા આવે ત્યારે તું તેને સવારી આપજે. તેની સાથે દુનિયામાં ફરી દુસ્મનને જેરો જમર કરજે." એમ કહી તે ઘોડાને છોડી દીધો.

આવાં યસ્ત (ફ. ૫૦) માં એ બેહઝાદ ઘોડા માટે આપણને એશારો મળે છે. ત્યાં પાદશાહ કએખુસ્રુ બુરાઓ ઉપર ફતેહમેળવવાની દુઆ સાથે એક ઘણો સરસ ઘોડો મેળવવા માટે આવાં અર્દિસૂર પાસે દુઆ ગુજારે છે. તે કહે છે, કે

"અવત્ આયપેમ્ દઝદિ મે વડહિ સૈવીસ્તે અર્દિસૂર અનાહિતે......યત વીસ્પનામ યુખ્તનામ અજેમ ફ્રોમેમ્ થંજ્ગેનિ" એટલે "ઓ ભલી અને ઘણો ફાયદો પહોંચાડનારી અર્દિસૂર અનાહીત ! આ મુરાદ મને આપ, કે સઘળા ઘોડાઓમાંથી હું સર્વથી સરસ ઘોડાને જોડું."

અર્દિસૂરે કએખુસરૂની એ મુરાદ બક્ષી હતી. હવે જે ઘોડા માટે એ દુઆ ગુજારી હતી, તે એ બેહેજાદ ઘોડો હતો, જે પાછળથી કએખુસ્રુને હાથ આવ્યો હતો. એ ઘોડો કએખુસ્રુના હાથમાં આવવાની હકીકત પછવાડેના તેનાં દાસ્તાનમાંથી મળે છે.

જ્યારે ઇરાનીઓએ તુરાની અફ્રાસ્યાબ સાથે કેટલીક જંગ કરી કએખુસ્રુને શોધી કાઢયો અને તેને શાહા કાઉસ આગળ ઇરાન ભણી લઇ જવા માગ્યો, ત્યારે, ફીરદુસી પ્રમાણે, ફીરંગીજે બેહેજાદ ઘિવની હકીકતથી કએખુસ્રુને વાકેફ કીધો અને તેના હાથમાં બેહેજાદનું જુનું જીન અને લગામ આપી અને ગેવ સાથે જઇ તે નામિચા ઘોડાને પોતાના સ્વાધીનમાં લેવા કહ્યું. તેણીએ કહ્યું કે "બેહેજાદને તું જીન અને લગામ દેખાડજે. જ્યારે તે તાબે થાય, ત્યારે તું પગ ઉઠાવજે, અને તેની આગળ જજે અને જલદીથી તારો ચેહેરો દેખાડજે. તું તેને તેના નામથી બોલાવજે અને આગળ જઇ તારા હાથે પ્યારથી પસવારજે. જ્યારે સ્યાવક્ષ દુનિઆથી નાઉમેદ

થયો હતો, અને રોશન દહાડો તેની ઉપર સીહા થયો હતો, ત્યારે તેણે પોતાના સીહા રંગના બેહજાદને એમ કહ્યું હતું કે 'હવે પછી તું પવનનું પણ ફરમાન ના કરતો. તું પહાડ અને મેદાનોમાં ફરતો રહેજે અને જ્યારે કએખુસ્રુ તને શોધતો આવે, ત્યારે તું તેને સ્વારી આપજે. દુનિયામાં ફરી વળજે અને તારી નાળથી જમીનપરથી દુશ્મનોને દૂર કરજે.''

ફીરંગીજ એ સઘળી હકીકત પોતાના બેટા કએખુ ને કહે છે, અને તેને તે ઘોડાની પહાડી જગ્યાની, અને તે જે નદી કિનારે પાણી પીવા આવે છે, તે નદીની સઘળી નિશાણી આપે છે. તે નિશાણી પ્રમાણે કએખુસ્રુ ગેવ સાથે ત્યાં જાય છે.

એ હકીકત ઉપરથી ત્યારે આવાં યષ્ટના ઉપલા ફકરાનો વિગતવાર ખુલાસો શાહનામાને આધારે મળે છે, અને દિસે છે, કે કએખુસ્રુએ સૌથી સરસ ઘોડો જોડવા માટે જે દુઆ ગુજારી હતી, તે પોતાના બાપનો નામિચો બેહેજાદ ઘોડો હાથ કરવા માટે હતી. આવાં અર્દ્વિસૂર આગળ જે બંદગી કરી હતી તે બેહેજાદની પાણી પીવા આવવાની જગ્યાવાળી નદી આગળ હતી. વળી એ બંદગી તેણે તે વખતે કરી હતી, કે જ્યારે તે ઇરાન જવા માટે તૈયાર થયો હતો.

એ ખુબીવંતો ઘોડો, જેને માટે આવાં યષ્ટ પ્રમાણે કએખુ ખોદાતાળા આગળ ખાસ અર્જ ગુજારે છે, તે, ફીર્દોસી પ્રમાણે, જ્યારે કએખુસ્રુ તેની આગળ જઇ પહોંચે છે, ત્યારે પોતાના આગલા માલીક સ્યાવક્ષના વખતની સઘળી યાદ કરે છે. તે ઘોડાની આંખમાંથી, પોતાના આગલા જીન અને લગામ જોઇ આગલી બાબત યાદ આવવાથી આંસુ પડે છે. તેને જોઇ કએખુસ્રુ અને ગેવને પણ રડવું આવે છે. ફીર્દોસી એ બાબે કહે છે કે "જ્યારે તે (ઘોડાઓનુ) ટોળું એક બુલંદ સાંકડી જગ્યાએ આવી પહોંચ્યું, ત્યારે પાણી પી પુરતી તરસ મટાડીને પાછું ફર્યું. જ્યારે તે આગળ વધ્યું, ત્યારે સરફરાજ કએખુસ્રુ સેતાબ તે પાણીના ચશમાની આગળ આવ્યો અને બેહેજાદને જીન અને લગામ દેખાડયાં, એવી મતલબથી કે એમ કરવથી તેની મુરાદ બર આવે. બેહેજાદે નજર કીધી અને પાદશાહને દીઠો અને પોતાના જીગરથી એક સરદ હાય મારી. તેણે બહાદુર સ્યાવક્ષની બેઠક, લાંબા પાવડા અને ખડંગ નામના ઝાડમાથી બનાવેલું જીન જોયું. તે પોતાના પગ ખેંચી પાણી પીવાની જગ્યાએ ઉભો અને જ્યાં ઉભો હતો, ત્યાંથી એક પગલું આગળ વધ્યો નહિ. જ્યારે કએખુસ્રુએ તેને શાંત થયલો દીઠો, ત્યારે દોડયો અને તેની આગળ જીન સાથે સેતાબ ગયો. તે સીહા રંગ ઘોડો પોતાની જગ્યાએ ઉભો રહયો અને પોતાની બેઉ આંખોમાંથી આંસુની ધાર વરસાવવા લાગ્યો. પાદશાહ પણ ગેવની સાથે રડવા લાગ્યો અને જાણે તેજ આતશની

ઉપર (બળતો હોય, તેમ ગમથી) ભુંજાવા લાગ્યો. બેઉ જણુ આંખમાંથી પાણી રેડવા લાગ્યા અને જબાનથી અફ્રાસ્યાબ ઉપર લેઆનત વરસાવવા લાગ્યા. પાદશાહ તેની આંખ અને તેનાં મોહડા ઉપર હાથ પસવારવા લાગ્યો, તેની છાતી અને યાળ ઉપર હાથ ફેરવવા લગ્યો અને તેના વાળ પસવારવા લાગ્યો. તેણે તેને લગામ પેહેરાવી અને તેની ઉપર જીન નાખ્યું અને દુઃખ સાથે પોતાના બાપને યાદ કર્યો.

કએખુસ્રુ બેહેજાદને પસવારી પટાવીને દિલાસો દઇ તેની ઉપર જીન નાંખી પોતાને ઘેર લાવે છે. ત્યાં ફીરંગીજને લાંબે વખતે પોતાના સ્યાવક્ષના ઘોડાને જોઇને આગલી પાછલી બાબત યાદ આવે છે અને તેથી તેણીનું હૈડું ભરાઇ આવે છે. એ બાબે ફિર્દોસી કહે છે કે "જ્યારે ફીરંગીજે બેહેજાદનો ચેહેરો જોયો ત્યારે તેણીનો ચેહેરો આંખમાંથી પડતાં આંસુથી ભરાઇ ગયો. તેણીએ પોતાના બે ગાલો તેની યાળ અને છાતી ઉપર મેલ્યા અને સ્યાવક્ષના રવાનને યાદ કર્યું."

જેમ અસલી ઇરાનીઓમાં, તેમ ઇજીપ્ટમાં, ઘોડા જાણે કુટુંબના આસામીઓ હોય તેમ ગણવામાં આવતું. ઇજીપ્ટના એક પાદશાહે બાબીલોનના પાદશાહ ઉપર એક પત્ર લખ્યો છે તે હાલ રોશણીમાં આવ્યો છે. તે પાદશાહ બાબીલોનના પાદશાહને ખબર પુછે છે કે "તમારાં છોકરાં બચ્ચાં અને ઘોડાઓ કેમ છે? અમારા છોકરાં બચ્ચાં અને ઘોડાઓ સારી પેઠે છે.'

હવે આપણે આપણું અસલ દાસ્તાન ઉપર પાછા આવ્યે. સ્યાવક્ષ પોતાના માનીતા બેહેજાદ ઘોડાને થોડાક સખુનો કહી છુટો મેલી બીજા ઘોડાપર સવાર થઇ લશ્કર સાથે બહાર નીકળે છે અને લશ્કરને ઇરાન ભણીનો માર્ગ લેવા કહે છે. પણ તેવામાં રસ્તામાં અફ્રાસ્યાબ મળે છે. એ પ્રમાણે ઇરાનીઓને જતા રહેતા જોઇ અફ્રાસ્યાબે ધાર્યું કે "કર્સીવજે જે કહ્યું હતું તે સઘળું ખરૂં છે." અફ્રાસ્યાબના લશ્કરને આવતું જોઇ સ્યાવક્ષ એક જગ્યાએ થમ ઉભો રહ્યો. તેને હજુ કાંઇ જરા આશા હતી, કે તે અફ્રાસ્યાબનો શક દૂર કરી શકશે. સ્યાવક્ષને એમ સ્થિર ઉભો રહેતો જોઇ લશ્કર ગુસ્સે થયું અને પોકારવા લાગ્યું કે "એમ તો તેઓ આપણને મારી નાંખશે. આપણે બહાદુરી બતાવવી જોઇએ." સ્યાવક્ષે તેઓને લડવાને મના કીધી કે "આજે જો અફ્રાસ્યાબને હું લડાઇની ભેટ આપું, (એટલે લડાઈ કરૂં,) તો મારા તોખમને ખામ લાગે." પછી તેણે અફ્રાસ્યાબને કહ્યું કે "ઓ નામદાર પાદશાહ! શા કાજે મારી ઉપર એક લશ્કર લઈ તું હુમલો લાવ્યો છે. શા કાજે તું હું બી ગુનાહને મારવા માગે છે. શા કાજે બે પ્રજાઓમાં વેર વસાવે છે?" ત્યારે કર્સીવજ બોલી ઉઠયો કે "જો તું બીગુનાહ છે તો શાને કાજે તું આમ હથિયારબંદ થઇ શાહ સામે આવ્યો છે?"

જ્યારે કર્સીવજને એમ બોલતાં સાંભળ્યો ત્યારે સ્યાવક્ષ પામી ગયો કે "એણેજ મને લશ્કર લઇ ત્યાર થઇ નાસી જવાને છુપો પેગામ મોકલ્યો અને હાલ મને તાણો મારે છે, તો સઘળાં કારસ્તાન એનાજ છે." તે ઉપરથી તેણે અફ્રાસ્યાબને કહ્યું કે "ઓ પાદશાહ! તું કર્સીવજના સખુનપર ભરોસો ના રાખ. અને બીગુનાહો ઉપર હુમલો ના કર." કર્સીવજે પાદશાહને કહ્યું કે "આવા દુશ્મન સાથે તું વાત શું કરવા કરે છે? શું કરવા તું તેનું બોલેલું સાંભળે છે?" અફ્રાસ્યાબે હુકમ કીધો કે "ઇરાનીઓ ઉપર હુમલો કરો." સઘળા મળી ૧૦૦૦ ઇરાનીઓ હતા. તેઓ ઉપર તુરાનીઓએ હુમલો કીધો. સ્યાવક્ષે પોતાના વચન પ્રમાણે મુદલ હાથ ઉઠાવ્યો નહિ. સેવટે તે તુરાનીઓના ફટકાથી જખ્મી થઇ પડ્યો, અને ગેરૂઇ જરેહે તેના હાથ બાંધ્યા, અને તુરાનીઓ તેને સ્યાવક્ષગર્દ ભણી લઇ ગયા. અફ્રાસ્યાબે તુરાનીઓને હુકમ કીધો કે "તેને એકાંત જગ્યાએ લઇ જઇ મારી નાખો." ઘણાંક તુરાનીઓ બોલવા લાગ્યા કે "ઓ પાદશાહ! એનો શું તકસીર છે, તે જાહેર કર, કે એને શા કારણ માટે મારી નાંખવામાં આવે છે."

પીરાનનો એક નાનો ભાઈ પીલસમ નામનો હતો. તેણે શાહને કહ્યું કે "ઓ પાદશાહ! એવા આદમીને ગુસ્સામાં એકદમ મારી નાંખવો સજાવાર નથી. જ્યાંસુધી ખુલાસો થાય, યા તારો ગુસ્સો નરમ થાય, ત્યાં સુધી તેને જંજીરમાં બંદ કર. તું કાઉસ અને રૂસ્તમ અને ફ્રેબુર્જ અને બીજા નામિચા ઇરાની પહેલવાનોનો કિનો ના ખેંચી લે. કાલે પીરાન આવશે, તેપણ તને એજ સખુનો કહેશે." પણ કર્સીવજે શાહને કહ્યું કે "તું નાદાનોની શિખામણ ના માન. જો તું સ્યાવક્ષને જીવતો રાખશે, તો તેને છોડવવા બીજાઓ લડાઇ ઉઠાવશે." દેમુર અને ગેરૂઈ જરેહ નામના તુરાની સરદારો, જેઓને સ્યાવક્ષે હરીફાઇની રમતમાં જીનપરથી ઉઠાવી લીધા હતા, તેઓએ પણ પાદશાહને આગ્રહ કીધો, કે સ્યાવક્ષને મારી નાંખવો. શાહ બોલ્યો કે "મેં નજરે નજર એનો ગુનાહ જોયો નથી; પણ સેતારેશનાસોએ આગાહી કીધી છે કે એનાથી આપણી ઉપર આફત આવી પડશે. જો હું એને મારી નાંખુ છું તો તેથી પણ તુરાનમાં મોટી જંગ અને આફત બરાપા થશે. પણ તેને છોડવા કરતાં મારવો ભલો છે." ફીરંગીજને એ સઘળી વાતની ખબર પડતાં તે રડતી દોડી આવી અને શાહને નીચે મુજબ કહેવા લાગી:—

## ફીરંગીજની બાપને અરજ.

"ઓ હુન્નરમંદ મારા બાપ શેહરયાર! શા કાજે કરેછ મને ખાકસાર?
શા કાજે ફ્રેબને થાય છે શરણુ ચહડતીથી પડતીને કરેછ પસંદ?

ના માર તું તેને વગર ગુનાહ, ના કરશે પસંદ ખોર્શેદ કે માહ.
સ્યાવક્ષે તજી ઇરાન જમીન ને તું પર ને તું પર કરી આફ્રીન.
તુંજ ખાતર તજ્યો ઇરાનનો શાહ તુંજ ખાતર તજ્યું તખ્ત અને ગાહ,
પકડી છે તેણે તારી પનાહ વાંક છે શું તેનો? છોડી શું રાહ?
કાપે છે જેઓ પાદશાહનું સર તે કાયમ નહિ રહેતા તખત ઉપર.
ના કર બીગુનાહ મુજપર સેતમ જેહાન છે આ ત્રણ પાંચ દહાડાની કમ.
ચેહમાં તે ફેંકે, ન જેનો ગુનાહ, ગુનેહગારને આપે તખત ને ગાહ.
પણ સેવટ છે બેઉનું સેવટે ખાક, અંધારી ઘોરમાં લાગે છે થાગ.
ફરેબ દેછે કર્સેવજ બદ ગુમાન. બુરૂં તને બોલશે સારી આ જેહાન.
ફરેદુનને હાથે, કર તું ખેઆલ, કે જોહાકના કેવા થયા બદ હાલ.
વળી તું જો, કે મીનોચેહેર હાથ ખરાબ કેમ થયા સેલમ તુર સાથ.
વિચાર, કે કાઉસ જીવતો છે હાલ, પેહેલવાનો છે તેના રૂસતમ ને જાલ,
ને ગોદરેજ, જે જ્યારે કરે છે જંગ કરે છે આજેજ શેર ને પલંગ,
ને બેહેરામ ને જંગે એ શાવ્રાન, નથી જે બીહતો ખેંચે છે મેઆન,
ને ગોદરેજનો ગેવ, જે લડાઇને દીન, ધુજતી બહું કરેછ સંગીન જમીન
સ્યાવક્ષના કિનામાં સીહા થશે આબ જમીન બોલશે 'લેઆનત, અફ્રાસ્યાબ'!
કરે છે તું ખુદ, તુંજ પર જુલમ યાદ આવશે મારા સખુન હરદમ.
યાદ રાખ, કે સ્યાવક્ષ તારો શેકાર નથી કોઇ ગુર કે હરન લાચાર.
પણ મારે છે તું એક નામીચો શાહ લેઆનત તું પર નાખશે ખોર્શેદ ને માહ.
તુરાનને ના કર ફોકત બરબાદ શિખામણ મારીને હવડાંજ કર યાદ.

એ પ્રમાણે બાપને સખુનો કહીને ફીરંગીજે સ્યાવક્ષપર નજર કીધી અને પોકાર અને જારી કરી તેને નીચે મુજબ કહયું:—

## ફીરંગીજે સીઆવક્ષને જારી કરી કહેલા સખુનો.

'શું કામ તેં છોડયું ઇરાન વતન તુરાનનો શાહ કાંએ કર્યો પસંદ
બંદીવાન થયો તું હાલમાં તબાહ કયાં ગયું તાજ? તખ્ત ને ગાહ?
કયાં ગયું તુરાની શાહનું વચન? ધુજે છે તેથી ગાહ ને ગગન.
કયાં ગયા કાઉસ અને પેહેલવાન કે જોએ તેઓ તારા હાલ ને નિશાન?
કયાં ગયો ગેવ, તુસ? કયાં પીલતન? કયાં ફરામરોજ ને જાલ? કયાં અનજુમન?
ખબર આ પહોંચશે જો ઇરાન જમીન તો ધુજશે કુલ તાજ ને તખત રંગીન.
કર્સેવજનો છે આ આફતમાં હાથ. લેઆનત હોજો તે પર શરીકો સાથ.
જાન તારો લેવા જે લંબાવે દસ્ત ખોદા તેનું કાપે સર તેનું સખ્ત.
ખોદા કરે તારી મુશકેલ આસાન દુશ્મનો ડરે ને બચે તુંજ જાન.

બેહેતર કે થાય મારી આંખો બેઉ બંદ    કે જોઉં નહિ હું તારા હાલ દર્દમંદ.
બાપથી ન રાખીતી એવી ઉમેદ    કે છીનવી લે પતિ જે મારો ખોર્શેદ."

ફીરંગીજને આવા સખુનો બોલતાં સાંભળી અફ્રાસ્યાબની આંખે જાણે અંધારાં આવવા લાગ્યં. તેણે તેણીને કહયું કે "અહીંથી નિકળ અને હવે ફરીથી મારી આગળ ના આવતી. તું શું જાણે કે સ્યાવક્ષને મારી નાંખવાની મારી મતલબ શું છે?" એમ કહી તેણે ગુસ્સામાં હુકમ કીધો, કે મેહેલમાં એક ઓરડો જેણીને માટે તેણીને કાંઇ ખબર ન હતી, તેમાં તેણીને બંધ કરે. ચોકીઆનો તેણીને ત્યાંથી લઇ ગયા અને પેલા ઓરડામાં બંધ કીધી.

પછી કર્સીવજે ગેરૂઇને ઇસારત કીધી, કે તે ઘાતકી શખસે સ્યાવક્ષને તેના બાલમાંથી પકડયો અને ખેંચ્યો. સ્યાવક્ષે પોકાર કરી દાદાર આગળ દુઆ ગુજારી કે 'ઓ દાદાર! મારે તોખમથી તું ફરજંદ પેદા કરજે, કે જે અનજુમનમાં નામનો ઉંઠાવનાર થાય, અને મારા દુશ્મનોને મારો જાન લેવા માટે સજા કરે." પછી પીલસમ તેની પાછળ રડતો ગયો. તેને સ્યાવક્ષે છેલ્લી સલામ કીધી, અને પીરાનને સલામ કહેવાડી અને કહેવાડયું કે "મેં તારાથી બીજી રીતની આશા રાખી હતી. તેં મુશ્કેલી વખતે મારો બચાવ કરવા કહ્યું હતું, પણ તેમ કાંઇ બન્યું નહિ, અને હું કર્સીવજને હાથે ખોહાર થઇ ગયો છું."

પેલો ગેરૂઇ તેને ગામ અને છાવણીમાંથી જંગલ ભણી લઇગયો, અને તે જગ્યાએ લઇ ગયો, કે જ્યાં કર્સીવજ અને સ્યાવક્ષે તીર કમાન વિગેરે હરીફાઇની રમત કીધી હતી. ત્યાં લઇ જઇ તેણે તેને જમીનપર નાંખ્યો અને તેનું સર કાપી નાંખ્યું. તેનું લોહી તેણે એક સોનેરી વાસણમાં જીલ્યું. તે લોહી એક જગ્યાએ જઇ રેડયું, અને કહે છે, કે તે જગ્યા ઉપર તે લોહીમાંથી એક પાલો (ગીહા) ઉગી નીકળ્યો, જેનું નામ 'ખુને સ્યાવક્ષ' પડયું છે.

# કએખુસ્રુ અને અફ્રાસીઆબનું દાસ્તાન.

હવે જયારે સ્યાવક્ષને અફ્રાસ્યાબે મારી નાખ્યો, ત્યારે તેનો વજીર પીરાન દરબારમાં નહિ હતો. તે પોતાની મીલકત ઉપર પોતાને ગામ હતો. તેને જયારે આ બેઉ બનાવોની ખબર પડી, ત્યારે તે ઝડપથી અફ્રાસ્યાબની દરબારમાં આવ્યો. તે જયારે દરબારના દરવાજા ઉપર આવ્યો, ત્યારે તેણે ફીરંગીજને મારી નાખવાની તૈયારી થતી જોઇ. તેણે દરબાનોને હુકમ કીધો કે તેણીને મારી નાખવાનું કામ મોકુફ રાખે. એમ કહી અફ્રાસ્યાબ આગળ જઇ તેણે તેને સ્યાવક્ષને મારી નાખવા બાબે નર્માશથી ઠપકો આપ્યો અને કહ્યું, કે એ કામથી તેણે આખા ઇરાનનો પોતા ઉપર ગુસ્સો ખેંચી લીધો છે. પછી તેને ફીરંગીજને મારી નાખ-

વાના કામથી વાર્યો તેણે કહ્યું, કે "જો તું ડરતો હોય કે ફીરંગીજને હમેલ છે, તેથી તેણીને પેટે કોઇ બેટો અવતરશે, તો તે તને બાપના કિનામાં દુઃખ દેશે, તો તે માટે ફીકર ના કર. હું તેણીને પેટે જે બેટો અવતરશે, તેને તારી આગળ રજુ કરીશ. તે બાળકને ત્યારે તું ગમે તે કરજે." અફ્રાસ્યાબે પીરાન વજીરના આ સખુનો સાંભળી તેને કહ્યું કે, "જા, તારે ગમે તે કર." તે ઉપરથી પીરાન દરબારના દરવાજા ઉપર ગયો અને દરબાનોના હાથમાંથી ફીરંગીજને છોડવીને પોતાને ઘર લઇ ગયો અને તેણીને પોતાની બાયડીને સોંપી અને કહ્યું કે "તું તેણીને તારી આગળ રાખ અને જયાં સુધી તેણી બાળકનો જન્મ આપે ત્યાં સુધી તેણીની સેવા બજાવ."

ત્યાર પછી ફીરંગીજના હમેલને જયારે નવ મહિના પુરા થવા આવ્યા, ત્યારે, કહે છે, કે એક રાત્રે પીરાનને સ્વપ્નું આવ્યું. સ્યાવક્ષ તેના સ્વપ્નામાં આવ્યો છે. તેના એક હાથમાં તલવાર છે. તે કહે છે કે "બીદાર થા, આ સુઇ રહેવાનો વખત નથી. આજે ખુશાલીનો અવસર છે, કારણ આજે રાત્રે પાદશાહ કએખુસ્રુનો જન્મ થશે." પીરાન બીદાર થયો અને પોતાની બાયડી ગુલચેહેરને, પોતે જે સ્વપ્નું આવ્યું હતું તેથી વાકેફ કીધી. ગુલચેહેર તુરત ફીરંગીજના મકાનમાં ગઇ અને જોય છે, તો તેણીએ ખરેખર એક ઘણું ખુબસુરત સુંદર બાળકને જન્મ આપ્યો હતો. તે સુંદર બાળકને જોઇ તેણી ખુશ ખુશ થઇ ગઇ અને પીરાન આગળ જઇ તેની તારીફ કરવા લાગી, કે "ખરેખર આ બાળક પાદશાહી લાયક છે." પીરાને જઇને તે બાળકને જોયું, તો જાણે એક વર્ષનું બચ્ચું હોય, તેવું પુખ્ત થયલું તે બાળક હતું. તેણે ખોદાના શુકરાના કીધા, નિર્દોષ સ્યાવક્ષને યાદ કરી આંખમાંથી આંસું પાડયાં અને મનમાં અફ્રાસ્યાબની વર્ત્તણુક ઉપર લેઆનત નાખી.

આ જગ્યાએ આપણે કરવું જોઇએ, કે સ્યાવક્ષ પીરાન વજીરનો પણ જમાઇ થાય. તે ઇરાનથી તુરાન ભણી નીકળી આવ્યો, ત્યારે પહેલે પીરાનની બેટી સાથે પરણ્યો હતો. તે બેટીને પેટે તેને ફરૂદ નામનો બેટો પણ જન્મેલો હતો. પાછળથી સ્યાવક્ષ ફીરંગીજ સાથે પરણ્યો હતો. જયારે પીરાને સ્યાવક્ષને યાદ કરી આંખમાંથી આંસું રેડયાં, ત્યારે, તે બીજા વિચારો સાથે, પોતાના ખેશીપણાના વિચારથી પણ હતાં.

પીરાને સુંદર બાળક કએખુસ્રુને જોઇ મનમાં પકો વિચાર કીધો, કે "આવાં સુંદર બચ્ચાંને હું કદી અફ્રાસ્યાબને હાથે મરવા દઇશ નહિ." તેણે, પેહેલે અફ્રાસ્યાબને, આપણે ઉપર કહયું તેમ, કબૂલાત આપી કહ્યું હતું, કે "તું ફીરંગીજને સલામત છોડ, તેણીને પેટે અવતરનારાં બચ્ચાંને માટે તુંને કાંઇ ચિંતા હોય, તો

હું તે બાળકને તારી આગળ રજુ કરીશ." તેણે હવે ધાર્યું, કે "જો હું એ બાળકને અફ્રાસ્યાબ આગળ રજુ કરીશ; તો તે તેને મારી નાખશે." તેથી તેણે હવે વિચાર કીધો કે "મારે કોઇ પણ રીતે તે બાળકને મારી નાખવા દેવું નહિ."

પછી તે અફ્રાસ્યાબ આગળ ગયો અને કહ્યું કે "આજે તારા મહેલમાં એક નવો ગુલામ પેદા થયો છે." એમ કહી બાળક કએખુસ્રુના જન્મની વાત જણાવી અને તે સુંદર બાળકની ઘણી તારીફ કીધી. અફ્રાસ્યાબને, એ વાત સાંભળી, સ્યાવક્ષની યાદ આવી અને તેને મારી નાખવા માટે મનમાં પસ્તાવા લાગ્યો. પછી પીરાનને કહ્યું કે "દાનાવોએ મને આગાહી દીધી છે, કે સ્યાવક્ષને પેટે જે બેટો જન્મશે, તે ઘણો નામાંકિત નિવડશે, અને આખું ઇરાન તેને શરણ થશે. માટે હવે તું એ બાળકને લોકોની જાણ વચ્ચે ના ઉધાર; પણ પહાડોમાં ભરવાડોને સોંપી દે, કે ત્યાં અજ્ઞાનપણાંમાં તે ઉધરે, અને હું કોણ છું, અને તેને એમ પહાડ વચ્ચે શું સબબે રાખ્યો છે, તે સઘળી હકીકતોથી તે અજ્ઞાન રહે." એ વાત સાંભળી પીરાન ખોદાના શુકરાના કરતો પાછો ફર્યો, એટલા માટે, કે કાંઇ નહિ તો એ બાળક હાલ સલામત બચ્યું છે.

## પીરાને કએખુસ્રુને ભરવાડોને સોંપવો.

પીરાને પહાડોમાં વસતા કેટલાક ભરવાડોને તેડાવ્યા અને તેઓને બાળક કએખુસ્રુને સોંપ્યો. તેણે તેઓને કહ્યું કે "એ બાળકને ઘણી સંભાળથી તમારૂં પોતાનું બાળક હોય તેમ ઉધારજો. પવન કે ખાક પણ તેને હેરાન કરે નહિ તે તપાસજો (ન બાયદ કે બીનદ વરા ખાકો બાદ)." એમ કહી તેઓને ભેટ સોગાદો આપી અને એક આયાની સાથે કએખુસ્રુને તેઓને સોંપ્યો. તેઓએ પોતાની આંગળી આંખ ઉપર અને માથા ઉપર મુકી(૧) (નેહાદન્દ અન્ગુસ્ત બર ચશમો બર) એટલે પીરાનનો હુકમ માથે ચઢાવ્યો.

આ મુજબ કએખુસ્રુ છુપી રીતે પહાડોમાં ઉધરવા લાગ્યો. સાત વર્ષનો થયો, તેટલામાં તો તે હિમ્મતથી જીઆનગાર જાનવરોનો શિકાર કરવા લાગ્યો. તેનો બાપ સમાન નેગેહબાન ભરવાડ તેને એવા જીઆનગાર પ્રાણીઓના શિકારથી વારવા લાગ્યો. પણ તે તેના સખુનને માનવા નહિ લાગ્યો. ત્યારે તે એક દિવસ પીરાન આગળ આવી કએખુસ્રુની ફર્યાદ કરવા લાગ્યો, કે "તે ઘણો હુલ્લડ થાયછે અને વરૂ, સિંહથી પણ દુર રહેતો નથી; અને તેથી કોઇ કદાચ તેને નુકસાન થશે, તો તું મને જંજીર નાખશે."

આ વાત સાંભળી પીરાન મુછમાં હસ્યો, અને મનમાં બોલ્યો, કે "એની બહાદુર બુન્યાદ છુપી કેમ રહે!" પછી પોતે ઘોડા ઉપર સવાર થઇ પહાડોમાં

(૧) સરો ચશમથી બજા લાવવું, એવી ફારસી ઇસ્ટેલાહને મળતો આ રિવાજ છે. આ દેખાડે છે કે આ અસલમાં એમ કહેવા માટે આંગળી આંખ અને માથા ઉપર મેલવામાં આવતી.

કએખુસ્રુ આગળ આવ્યો અને તેના હાથને બોસા લીધા. પીરાને તેને ગોદમાં દાબ્યો અને ખોદાના શુકરાના કીધા અને તે બાળકના હકમાં તે દાદાર આગળ દુઆ ગુજારી. ત્યારે કએખુસ્રુએ પીરાનને કહ્યું કે "ઓ ભલા મરદ ! એક ભરવાડના બેટાને તું તારી ગોદમાં દાબે છે, તેથી તુંને કાંઇ શરમ નહિ લાગતી ?" એટલે "તું મોટો માણસ હું ગરીબ બાળકને તારી છાતીએ દાબે છે. કોઇ હોય તો ગરીબના બચ્ચાને એમ કરવાને શરમાય."

પીરાનનું દીલ આ શબ્દો સાંભળી ઘણું બળવા લાગ્યું, અને તેથી તેણે હવે વધુ વખત બાળક કએખુસ્રુને એમ પહાડોમાં રાખી મુકવાનું ઠીક ન લાગ્યું. તેથી તેણે તેને કહ્યું કેઃ—

શબાન નીસ્ત અજ ગોહરે તો કસી
વ઼જીન દાસ્તાન હસ્ત બા મન બસી

એટલે "તારી ઓલાદ કાંઇ ભરવાડની નથી. એ બાબેતું મારે ઘણું લાંબુ દાસ્તાન કહેવાનું છે." એમ કહી એક ઘોડો તૈયાર કરાવી અને પાદશાહી પોષાક પેહેરાવી કએખુસ્રુને તે પોતાના મેહેલમાં લઇ ગયો અને તેને ઘણા પ્યારથી ઉછેરવા લાગ્યો. એમ કેટલોક વખત પસાર થયો.

## પીરાને કએખુસ્રુને અફ્રાસ્યાબ આગળ લઇ જવું.

એક રાત્રે અફ્રાસ્યાબ તરફથી એક કાસદ આવ્યો, કે શાહ પીરાનને બોલાવે છે. પીરાન ગયો. ત્યારે અફ્રાસ્યાબ કહેવા લાગ્યો, કે "આખી રાત મને ચિંતા અને ફીકર લાગે છે, કારણ કે લોકો કહે છે, કે સ્યાવક્ષનો બેટો મારો દહાડો સીહા કરશે. જો એમ હશે, તો મેં હમણા સુધી સાવચેતી લીધી છે તે ફોકટ. એ બાળક, જે બન્યું છે તે, એટલે એના બાપનું ખુન મારે હાથે થયું છે તે, યાદ નહિ રાખે, તો ઠીક. ત્યારે અમો બેઉ સુખી રહીશું. પણ જો તે ખરાબ સ્વભાવ દેખાડે એવું હોય, તો બેહેતર, કે હવડાંથી તેના બાપની માફક તેનું શીર ઉરાડી નાંખ્યે." પીરાને જવાબ દીધો કે "ઓ પાદશાહ! એક બાળક, જે બીહુશ એટલે વગર અક્કલનું (idiot) છે, તેનાથી તું શું આશા રાખે કે તે આગલી પાછલી વાત જાણે? ભરવાડને હાથ ઉઘરેલું બાળક તો હેવાન જેવું હોય. તેનામાં અક્કલ ક્યાંથી હોય! મેં તેને બાપ મિસાલ પાળનાર ભરવાડથી કાલે સાંભળ્યું, કે તે બાળક પરી જેવું ખુબસુરત છે, પણ તેનામાં અક્કલ નથી. તેનું કદ વિગેરે બુલંદ છે, પણ તેનામાં ઘણી સમજ નથી. તું ચિંતા ના કર અને તે બાળકને મારી નાખવાનો વિચાર ના કર. તું કહે તો તે બાળકને તારી આગળ લાઉં. પણ તું સોગંદ લે, કે તું તેને હેરાન કરે નહિ." આ સખુનોથી અફ્રાસ્યાબના મનની જરા શાંતી થઇ, અને તેણે સોગંદ લીધા, કે તે, તે બાળકને હાથ લગાડશે નહિ.

પીરાન ઘરે આવ્યો અને કએખુસ્રુને કહ્યું, કે "તું તારા મગજમાંથી આજે અક્કલને દૂર કર. અફ્રાસ્યાબ સાથે તું બેગાનાની માફક વાત કરજે અને દિવાનાની માફક બોલજે ચાલજે." એમ શિખવીને તે તેને અફ્રાસ્યાબની દરબારમાં લઇ ગયો. દરબારમાં જતાં લોકો કએખુસ્રુને જોઇને ખુશ થયાં. અફ્રાસ્યાબે જ્યારે તેને જોયો, ત્યારે તેની આંખમાંથી શરમના માર્યાં આંસુ વરસવા લાગ્યાં. પીરાન તો મનમાં ધ્રુજ્યા કરતો હતો, કે રખેને કએખુસ્રુને અફ્રાસ્યાબ કાંઇ હાણી પહોંચાડે. અફ્રાસ્યાબ તો આ પાદશાહી બાળકને જોઇ થોડો વખત દંગ થઇ ગયો. પછી તેણે તેને પુછ્યું.

બદુ ગોફ્ત કએ નઓ રસીદે શબાન
ચે આગાહીસ્તત જે રૂજ ઓ શબાન
બર ગુસફન્દાન ચે કર્દી હમી
બુજો મીશરા ચુન શેમોર્દી હમી.

અર્થ—ઓ જવાન ભરવાડ! દિવસ અને રાતને તું કેમ પિછાણે છે? ગોસ્પંદોનું તું શું કરે છે? તું બકરાં અને મેંઢાને કેમ ગણે છે?"

કએખુસ્રુએ દિવાનાની માફક જવાબ આપ્યો કે—

ચુનીન દાદ પાસોખ કે નખજીર નીસ્ત
મરા ખુદ કમાનો ઝેહો તીર નીસ્ત

એટલે "શિકારના હથિયારો નથી. મારી પાસે, કમાન, ચિલ્લો કે તીર નથી."

પછી અફ્રાસ્યાબે તેને તેના શીક્ષક બાબે પુછ્યું અને જમાનાના નેક અને બદ ચકરાવા માટે પુછ્યું. ત્યારે કએખુસ્રુએ જવાબ દીધો કે "જ્યાં એક વાઘ હોય છે ત્યાં એક જંગી મરદનું દીલ પણ ધારતીથી ફાટફાટ થાય છે." પછી અફ્રાસ્યાબે તેને ઇરાન મુલક વિગેરે માટે પુછ્યું. ત્યારે તેણે જવાબ દીધો કે "એક લડાયક કુતરો બીઆનબાર સિંહને જેર કરી શકે નહિ."

એવા જવાબોથી અફ્રાસ્યાબ મનમાં ખુશી થયો કે "તેનામાં ઘણી અક્કલ નથી. હું તેને માથાં માટે પુછું છું તો તે પગનો જવાબ આપે છે (જે સર પુર્સમસ, પાસુખ આનદ જે પાએ), એટલે તેના જવાબનું ધડ કે પુછડું નથી. એવા માણુસો શું કિનો લેતાતા? એને લઇ જાઓ, અને એની માએને સોંપો. કોઈ પરહેજગાર આદમી પાસે એને કેળવણી અપાવો. એને સ્યાવક્ષગર્દના શહેરમાં મોકલો. એને જર નોકર જે જોઇતું હોય તે આપો."

## કએખુસ્રુ સ્યાવક્ષગર્દ ભણી જાય છે.

શાહા અફ્રાસ્યાબ સાથે બાળક કએખુસ્રુની મુલાકાતનું જે પરિણામ આવ્યું, તેથી બુઝોર્ગ પીરાન ઘણો ખુશ થયો, અને નાના કએખુસ્રુને તેની માતા ફીરંગીજ સાથે કેટલીક દોલત અને જર જવાહેર આપી સ્યાવક્ષગર્દનાં શેહેર ભણી મોકલ્યો. એ શેહેર આગળ જણાવ્યું છે તેમ, સીઆવક્ષે પોતે બાંધ્યું હતું અને તેથી તેનું નામ સ્યાવક્ષગર્દ પડયું હતું.

## કએખુસ્રુ સ્યાવક્ષગર્દ જવા ઉપરથી સાએરના આ દુનિયા બાબે વિચાર.

બુહું આ આકાશ આવું છે કુર, કે માતાની છાતીથી ફરજંદો દુર.
દુનિયા સાથ બાંધે છે જયારે કોઈ મન જમીનપર નાંખે છે તેનું તે તન.
દુનિયાપર ના બાંધ તારો મદાર છુપી છે બદી બહુ તેને દ્વાર.
દુનિયામાં થા, ખુશ ને ખુશાલ, દુખી ના થા, ના થા કંગાળ.
હશે તું ગરીબ કે ધરાવશે તખ્ત પણ લાંબો નહિ જોશે તારો તુ વખ્ત.
રંજીદે ના કર તારૂં રવાન કબર છે આખેર તારૂં મકાન.
એકઠું કેમ કરેછ? ખા ને ખવાડ, ખોદાના ગંજની ઉમેદ રાખ યાદ.
બાંધતી નહિ દુન્યા કોઇ સાથ મેહેર પણ આપે છે સર્વને ખુશીની લેહેર.
એકનું તે કરે સર બઉ બુલંદ તો બીજાને નાંખે જમીનપર મંદ.
આવો છે આસમાનના ચક્કરનો દોર એકની જો પડતી તો બીજાનો તોર.

## રૂસ્તમનું ઇરાન આવવું.

હવે ઇરાન તરફ જયારે શાહ કૌસને અફ્રાસ્યાબને હાથે સ્યાવક્ષના માર્યા જવાની વાત લાંબે વખતે ખબર પડી, ત્યારે તે જારી અને રૂદન કરવા લાગ્યો. આખું ઇરાન શોકમાં પડયું. સીસ્તાનમાં રૂસ્તમને એ બાબતની ખબર પડી, ત્યારે તે અને જાલ પણ ગમખાર થયા. રૂસ્તમ પોતાના લશ્કર સાથે શાહ કૌસની દરબાર ભણી આવ્યો. તેણે સપત લીધા, કે તુરાનના પાદશાહ ઉપર સ્યાવક્ષનો કિનો લેવો.

હવે સ્યાવક્ષ એક દુર દેશમાં એક દુશ્મનને હાથે માર્યો ગયો, તે એક રીતે કૌસની બાયડી સોદાબેના કારસ્તાનને લીધે હતું. તેથી રૂસ્તમ તે ઓરત ઉપર ઘણો ગુસ્સે થયો, કે તેણીને લીધે આવો ઇરાનનો એક નામિચો શાહજાદો કમોતનાં મોતે મરણ પામ્યો. તેથી, તેણે શાહ આગળ આવતાં સોદાબેના કહ્યા પ્રમાણે ચાલવાની શાહની વર્ત્તણુકને વખોડી કહાડી. તે બોલ્યો કે,

રોપ્યાં તેં બુરાં બીજ પાદશાહ! કડવાં તેનાં ફળ બદ તેનો શાહ.
સોદાબેની મોહોબત ને બુરી બઉ રાહ, એથી થઇ ખરાબ કેઆની કોલાહ.

જો તું આ બૂરો હવે આ કાલ, દરિયાના મોજાપર બેઠોછ તું હાલ.
વેહેમો જે રાખતો શાહે તુરાન, થયું છે તેથી ખરાબ ઇરાન.
ગણે તે વડો, જે કામનો મેહેતર, એક ઓરતના કોલ કરતાં કફન બેહેતર.
એક ઓરતના બોલથી સ્યાવક્ષ બરબાદ, સુખી, જે જને નહિ એવી કમજાદ.
સ્યાવક્ષના જેવો ન થયો કોઇ શાહ, તે જેવો સખી દલેર નેક રાહ.
અફસોસ ! કે ગયું બુર્જ બાલા ને રૂખ, અફસોસ ! કે કરમાયું પાદશાહી તે મુખ.
અફસોસ ! કે એવો એક નામિચો શાહ, પેદા નહિ પડશે કોઇ વખત કે ગાહ.
તખતપર દિસ્તો રોશન જેમ બહાર, મિજલસમાં દિસતો ખરો તાજદાર.
લડાઈમાં હતો જેમ દલેર પલંગ ન જોયો તે જેવો કોઇ તીઝ-ચન્ગ.
જયાં સુધી જાન મારો ધરાવશે તન, ત્યાં સુધી કિનાપર દઇશ મારૂં મન.
રડતી આ આંખોથી કરીશ હું જંગ, જેહાનને મુજ દેલ માફક કરશ બતંગ.

રૂસ્તમે ટપકાના કહેલા શબ્દો કૈંસે સ્યાવક્ષ માટે આંખમાં આંસુ લાવી મુગે મોહોડે સાંભળ્યા. પોતાની વર્તણુકને માટેની શરમનો માર્યો તે કાંઇ બોલી શકયો નહિ. રૂસ્તમ તુરત તેની આગળથી સોદાબેના મેહેલમાં ગયો અને તેણીની કાવત્રાંખોર વર્તણુક, જેને લીધે સ્યાવક્ષનો કાજગરો જાન ગયો, તેને માટે સિક્ષા તરીકે તેણે તેણીને મારી નાંખી. પછી તે બોલ્યો કે:

## રૂસ્તમે સોદાબેને મારવા પછી સરદારોને કહેલા સખુન.

સ્યાવક્ષના કિના પર ધર્યું છે મન, તે પર મેં દીધું છે દેલ જાન તન.
સ્યાવક્ષના જેવો ન દીઠો સવાર, કમરનો બાંધનાર કોઇ નામદાર.
હલકું ના સમજો તમો આ કામ, આ કિનાનું નથી નાનું અન્જામ.
દેલમાંથી દૂર કરો બીહીક અને ડર, લોહી રેડી કરો જમીનને તર.
યજદાનના નામથી લઉછું સપત, કે સ્યાવક્ષના ખુનનો રાખશ કપત.
જયાં ગેરૂઇએ રેડયું સ્યાવક્ષનુ લોહી, જગ્યા તે મારી નજરે જોઇ,
મસળીશ હું ત્યાં મારૂં રૂખ ને ચશમ, કે થાય મારા દેલનું દરદ ત્યાં કમ
છુટા છે જયાં સુધી મારા બે દસ્ત, છુટી છે જયાં સુધી કમર મુજ સખ્ત,
છુટું છે જયાં સુધી મારૂં આ તન, છુટાં છે જયાં સુધી હાથ અને મન,
ત્યાં સુધી હું ને ગુરૂજ શમશીર, ઉઠાવીશ જેહાનમાં લડાઇ દલીર.
જોશે મુજ આંખો બસ લડાઇનું ધામ, હરામ હું ગણીશ શરાબની જામ.

ત્યાર પછી રૂસ્તમે સઘળા ઇરાની સરદારોને એકઠા કરી, તુરાનના પાદશાહ અફ્રસ્યાબ સામે સ્યાવક્ષનો કિનો લેવા માટે લડાઇ લઇ જવાનો વિચાર જાહેર કર્યો, અને તે લડાઇ માટે તેઓને તઇયાર થવા કહ્યું. સઘળાઓ કબૂલ થયા અને લડાઇ માટે તૈયારી કરી.

## સેપંજાબના રાજા વરાઝાદનું ફરામરોજને હાથે માર્યા જવું.

ઇરાની લશ્કરે તુરાન ભણી કુચ કરી. લશ્કરની હરોલની ટુકડીઓ ફરામરોજની સરદારી હેઠળ હતી. લશ્કરને માર્ગમાં સેપંજાબનો પાદશાહ વરાઝાદ મળ્યો તેણે ઇરાની લશ્કરને અટકાવ્યું. તેની સાથે ૩૦,૦૦૦ આદમીનું લશ્કર હતું. તેણે ઇરાની લશ્કરના સરદાર ફરામરોજને પુછ્યું, કે "તું કોણના હુકમથી તુરાન ભણી કુચ કરે છે? તેં અફ્રાસ્યાબનો હુકમ મેળવ્યો છે?" ફરામરોજે જવાબ દીધો, કે "હું રૂસ્તમનો બેટો છું. અને રૂસ્તમ પોતે લશ્કર સાથે પછવાડે આવે છે, અને અમો સ્યાવક્ષનો કિનો લેવા તુરાન ઉપર હુમલો કર્યે છિએ." એ ઉપરથી પેલા તુરાની સરદાર વરાઝાદે પોતાના લશ્કરને લડાઇ કરવા ફર્માવ્યું. બેઉ લશ્કરો વચ્ચે લડાઇ થઇ અને તેમાં તુરાની લશ્કર હાર્યું અને વરાઝાદ ફરામરોજને હાથે માર્યો ગયો.

## અફ્રાસ્યાબના બેટા સુરખેહની રૂસ્તમ સામે કુચ.

અફ્રાસ્યાબને હવે ઇરાની લશ્કરના હુમલાની અને વરાઝાદના માર્યા જવાની ખબર મળી. તે ચિંતાતુર થયો અને તુરત ખજાનાનો દરવાજો ખોલી મોટા પાયા ઉપર લશ્કર એકઠું કરવા માંડયું. પછી તેણે પોતાના બેટા સુરખેહને લશ્કર આપી ફરામરોજ સામે મોકલ્યો. બેઉ લશ્કરો વચ્ચે સખ્ત લડાઇ થઇ અને તેમાં તુરાની લશ્કર હાર્યું અને ફરામરોજે સુરખેહને ઘોડાની પીઠ ઉપરથી ઉડાવી જમીનપર નાખ્યો અને તેને બંધીવાન તરીકે ઇરાની લશ્કરમાં લઇ ગયો.

એવામાં રૂસ્તમ પોતાનું લશ્કર લઇ પછવાડેથી આવ્યો. ફરામરોજ તેની આગળ સુરખેહને બંધીવાન તરીકે લઇ ગયો અને પોતાની ફતેહ જાહેર કીધી. રૂસ્તમ અને તેનું લશ્કર આ ખબર સાંભળી ખુશી થયાં. પછી રૂસ્તમના ફર્માવ્યાથી સ્યાવક્ષના કિનામાં અફ્રાસ્યાબના બેટા સુરખેહને મારી નાખવામાં આવ્યો.

## અફ્રાસ્યાબ પોતાના બેટા સુરખેહના કિનામાં લશ્કર લાવે છે. પીલ્સમનું માર્યું જવું.

અફ્રાસ્યાબને જ્યારે પોતાનાં લશ્કરની હારની અને પોતાના બેટાના માર્યા જવાની ખબર પડી, ત્યારે તે ઘણો વિલાપ કરવા લાગ્યો. પછી તેણે મોટું લશ્કર તૈયાર કર્યું અને ઇરાની લશ્કર સાથે લડવા તેની સામે કુચ કરી. આ વાતની ખબર પેલી બાજુ જ્યારે રૂસ્તમને પડી, ત્યારે તે પણ ઇરાની લશ્કર સાથે તૈયાર થયો. બેઉ લશ્કરની કુચથી એવી તો ગીર્દ ઉઠી, કે જાણે સુર્ય અને ચંદ્ર ગ્રહણો થયાં હોય તેવું અંધારૂં થઇ ગયું.

હવે અફ્રાસ્યાબનો પીલ્સમ નામનો એક સરદાર હતો. તેણે અફ્રાસ્યાબ પાસે પોતે રૂસ્તમ સાથે લડવાની પરવાનગી માંગી કે "હું જઇને રૂસ્તમ સાથે લડું અને તેના રખશને પકડી લાવું." અફ્રાસ્યાબ ખુશી થયો અને તેને રૂસ્તમ સામે લડવા મોકલ્યો અને કહ્યું, કે "જો તું રૂસ્તમ ઉપર ફતેહ મેળવે અને તેનાં પરિણામમાં તુરાનના હાથમાં ઇરાન આવે તો ઇરાન અને તુરાનનો બે ત્રતીઆંઉસ ભાગ હું તુંને આપીશ અને તુંને મારી બેટી લગ્નમાં આપીશ." પીરાને પાદશાહને પીલ્સમ જેવા એક જવાનને રૂસ્તમ જેવા જેહાંપહેલવાન સામે લડવા મોકલવાથી વાર્યો, પણ પીલ્સમે પોતાનાં જોર ઉપર મુસ્તાક રહી જવા માગ્યું. તે લડાઇનાં મેદાનમાં ગયો અને રૂસ્તમને પોતાનો હમનબર્દ બોલાવ્યો. તેના જવાબમાં ગેવ મેદાન પડયો. ગેવ લડાઇમાં જરા બતંગ હાલતમાં આવ્યો. તે જોઇ ફરામરોજ તેની મદદે દોડયો. પીલ્સમ એ બેઉ ઇરાની પેહેલવાનો સાથે લડયો અને તેઓને પુરો પડયો. રૂસ્તમે દુરથી આ મામલો જોયો. તેણે પીલ્સમના જોર અને કૌવતને માટે આગળ વાતો સાંભળી હતી. તે હવે ઘોડો દપટાવતો મેદાનમાં ગયો અને પીલ્સમને કહ્યું કે "તું મને હમતબર્દ બોલાવતો હતો, તો લે, હું આવ્યો છું." એમ કહી પોતાનો ભાલો કાઢી તેની કમરમાં ભોંકી દઇ તેને એકદમ ઘોડાની પીઠ ઉપરથી ઉઠાવી લીધો, અને તેનાં તુરાની લશ્કર ભણી ઘોડો દપટાવી તેને તે લશ્કરની વચ્ચે એક દડાની માફક ફેંકી દીધો.

પીરાન આ મામલો જોઇ રડવા લાગ્યો, કારણ કે પીલ્સમ તેનો નાનો ભાઇ હતો. પછી બેઉ લશ્કર વચ્ચે જીઆનગાર લડાઇ ઉઠી અને હજારો માણુસો માર્યાં ગયાં. આવો મામલો જોઇ અફ્રાસ્યાબ ખુન ઉપર આવ્યો અને તેણે પોતે જંગનાં મેદાનમાં ઘોડો દપટાવ્યો. ઇરાની લશ્કરનો જે ભાગ તુસ પેહેલવાનની સરદારી હેઠળ હતો, તે ભાગ ઉપર તેણે હુમલો કીધો અને તુસની હાલત તે બતંગ લાવ્યો. તુસ નાઠો. એ બાબતની ખબર જ્યારે રૂસ્તમને પોંહોચી કે ઇરાની લશ્કરનાં એક ભાગે અફ્રસ્યાબને હાથે હાર ખાધી છે, ત્યારે રૂસ્તમ પોતે લડાઇનાં મેદાનમાં ગયો અને ઘણાક તુરાની સરદારોને માર્યા. આ મામલો જોઇ અફ્રાસ્યાબ પોતે રૂસ્તમની સામે આવ્યો. બેઉ જણ લડાઇ કરવા લાગ્યા અને એ લડાઇમાં અફ્રાસ્યાબનો ઘોડો જખમી થયો અને એ તુરાની પાદશાહ જમીન પર પડયો. રૂસ્તમે તજવીજ કીધી, કે હવે તેને કમરમાંથી પકડે અને બંધીવાન કરીને મારે. પણ તેવામાં હોમાન નામનો અફ્રાસ્યાબનો એક જાણીતો સરદાર, જે નજદીકમાં હતો, તે અફ્રાસ્યાબની મદદે દોડયો. તેણે પછવાડેથી જઇને પોતાના ગુરજનો એક ફટકો રૂસ્તમની ખાંધ ઉપર માર્યો. રૂસ્તમ ફરીને જોવા લાગ્યો, કે એમ પછવાડેથી કોણ મારે છે. તે તકનો લાભ લઇ અફ્રાસ્યાબ ખસી જઇને એક બીજા ઘોડા ઉપર સેતાબ સવાર થઇ ન્હાસી ગયો. રૂસ્તમ હોમાનની

પછવાડે દોડયો. પણ હોમાન ફટકો મારી નાસી ગયો અને રૂસ્તમના હાથમાં આવ્યો નહિ, કારણ કે આ ગડબડમાં આખાં તુરાની લસ્કરે જંગ ઉઠાવી. એક મોટી ખુનખાર લડાઇ થઇ, જેમાં સેવટે તુરાનીઓ હાર્યા અને નાઠા.

## અફ્રાસ્યાબે કએખુસ્રુને ખોતનના મુલકમાં મોકલવો.

હવે અફ્રાસ્યાબ આ હારથી નાઉમેદ થઇ ચીન ભણી ન્હાસવા લાગ્યો. ન્હાસતાં તેને કએખુસ્રુની યાદ આવી અને પીરાનને તેડીને તેની સલાહ પુછી. અફ્રાસ્યાબે તેને કહ્યું, કે "જો રૂસ્તમ કએખુસ્રુને પોતાને હાથ લેશે, તો તે એ છોકરાને ઇરાન લઇ જશે, અને તેને ઇરાનની ગાદી ઉપર બેસાડશે. માટે તું જા, અને તેને સ્યાવક્ષગર્દથી લઇ આવ." પીરાને કહ્યું, કે "તું તે જવાનને મારી નાખવાનો સેતાબ વિચાર ના કર. હું એનો એક ઉપાય કરૂં છું. આપણે તેને લાવીને ખોતનના મુલકમાં મોકલી દઇએ. એ શાહાજાદાને મારી નાંખીશું તો હમેશની કાળી ટીલી આપણે માથે લાગશે." અફ્રાસ્યાબને આ સલાહ પસંદ પડી.

ત્યારે પીરાને એક કાસદને સ્યાવક્ષગર્દ ભણી કએખુસ્રુને લાવવાને મોકલ્યો. પેલા કાસદે કએખુસ્રુને સઘળી હકીકતથી વાકેફ કીધો. કએખુસ્રુ ગુંચવાડામાં પડયો. તે પોતાની મા આગળ ગયો અને સઘળી હકિકતથી તેણીને વાકેફ કીધી. બેઉએ ઘણીવાર મસલત કીધી અને જોયું કે ગયા વિના છુટકો નથી. તેઓ બેઉ રડતાં નીકળ્યાં. કએખુસ્રુ સેવટે પીરાન આગળ આવી પોંહોંચ્યો. પીરાને ઘણી મમતાથી તેને આવકાર દીધો. પછી અફ્રાસ્યાબ આગળ પોતે ગયો અને કહ્યું કે "હવે તારો શું હુકમ છે." અફ્રાસ્યાબે કહ્યું કે 'ઇરાનીઓના હાથમાં એ નહિ આવે તેમ એને દૂર મોકલી દે." પીરાને તેમ કર્યું અને તેને ખોતન ભણી મોકલ્યો.

## રૂસ્તમે તુરાનમાં સાત વર્ષ રાજય કર્યું.

હવે રૂસ્તમ અફ્રાસ્યાબની પુઠે તુરાનમાં આવ્યો. તેણે અફ્રાસ્યાબને ચીનની દક્ષીણ તરફ ન્હાઠેલો જાણ્યો. પછી તુરાનની રાજયધાનીમાં આવી, તેણે અફ્રાસ્યાબનો જર ખજાનો પોતાના લસ્કરને આપ્યો. તુસને ચાચ નામના મુલકની હાકેમી આપી અને ગેદ્રેજને સેપંજાબનો મુલક આપ્યો. ફરેબુરજને લસ્કરની સરદારી સોંપી. એમ ઓહ્દાઓ આપી પોતે તુરાનનાં તખ્ત ઉપર બેઠો અને તુરાનમાં સાત વર્ષ પાદશાહી કીધી.

એક દહાડે રૂસ્તમનો ભાઇ જહવારે તુરાનમાં ફરતો હતો, ત્યારે તેના એક ભોમિયાએ તેને સ્યાવક્ષના શિકારની જગ્યા દેખાડી. તે ઉપરથી તેનાં મનમાં સ્યાવક્ષની યાદ આવી અને તેની છાતી ભરાઇ આવી. રૂસ્તમ, જે તુરાનમાં હવે રાજય

કરતો હતો, તેને તેણે કહ્યું, કે "સ્યાવક્ષનો બરાબર કિનો લીધા વગર આપણે આજ નિરાંતે પડી રહીએ તે ઠીક નહિ." એ ઉપરથી રૂસ્તમે તુરાનના દૂરના મૂલકોને સ્યાવક્ષના કિનામાં તારાજ કીધા. પછી તેના દાના મોબેદે તેને સલાહ આપી કે, "ઇરાનમાં બુઢો કાઉસ એકલો છે અને કદાચ અફ્રાસ્યાબ બીજે માર્ગે ઇરાન ઉપર હુમલો લાવે, માટે હવે આપણે સર્વેએ ઇરાન જવું."

## રૂસ્તમનું ઇરાન પાછું ફરવું.

આ સખુનો સાંભળી રૂસ્તમે ઇરાન પાછા ફરવાનો વિચાર કીધો. તે હવે પોતાના જાબુલસ્તાનના મુલકમાં ગયો અને બીજા પેહેલવાનો શાહ કાઉસ આગળ ગયા. જ્યારે અફ્રાસ્યાબને આ બાબતની ખબર પડી, ત્યારે તે તુરાન પાછો આવ્યો. તેણે પાછું ફરતાં તુરાનને ઇરાનીઓને હાથે ઘણું વેરાન થયલું જોયું. તેનો ખજાનો અને માલમતા લુટાયલાં જોયાં. આ સઘળું જોઇ તેણે એક વખત ફરીથી ઇરાનીઓ સામે કિનાની કમર બાંધી. તેણે ઇરાનની સરહદો ઉપર જૂદી જૂદી જગ્યાએથી હુમલાઓ કરવા માંડ્યા. હીણભાગ્યે આ વખતે ઇરાનમાં સાત સાત વર્ષ સુધી પુરો વર્ષાદ પડયો ન હતો. તેથી એ સાત વર્ષ ઇરાનનાં ઘણાં ખરાબ ગયાં. એક હાથ ઉપર સરહદો ઉપર તુરાનના અવારનવાર ચાલુ હુમલા અને બીજા હાથ ઉપર વર્ષાદની ગેરહાજરીથી ચાલુ તંગી.

## ગોદ્રેજે કએખુસ્રુને સ્વપ્નામાં જોવો.

હવે પેલી બાજુ કએખુસ્રુ ખોતનમાં પોતાનો એકાંત વખત ગુજારતો હતો. એક સમે શાહ કાઉસના બુઝર્ગ વજીર ગોદ્રેજને સ્વપ્નું આવ્યું. તેણે વર્ષાદથી ભરેલાં એક વાદળાંને ઇરાન ઉપર ઉતરતાં જોયું. એ વાદળાંની ઉપર સરોશ યજદ બેઠેલો હતો. તે ફરેસ્તાએ ગોદ્રેજને કહ્યું કે "તું જો તારી ચિંતાથી અને તુરાની અફ્રાસ્યાબની ચિંતાથી ફારેગ થવા માંગતો હોય, તો સાંભળ, કે ઇરાનમાં કેઆની વંશનો એક શાહજાદો કએખુસ્રુ નામનો છે. તે સ્યાવક્ષનું ફરજંદ છે. તે બખ્તાવર છે. તેના બખ્તાવર પગલાંથી ઇરાનનું ભલું થશે. તે તેના બાપનો તુરાન સામે કિનો લેશે. તારા બેટા ગેવ સિવાય બીજો કોઇ ધણી તેને શોધી કાઢશે નહિં."

## સરોશનો ગોદ્રેજને પેગામ.

"ચાહતો તું હોય કે છુટતો તું થાય, આ તુરાની બુરાથી નિરાળો થાય.
તો તુરાનમાં છે એક નવો પાદશાહ, નામ તેનું ખુસ્રું, નેક તેનો રાહ.
સ્યાવક્ષની ઓલાદનો છે શેહેરયાર, હુન્નરમંદ છે તે ખરો નામદાર.
સરફ્રાજ વડવો છે કેકોબાદ, ધરાવેછ માએથી તુરની ઓલાદ.
ઇરાનમાં મેલશે તે ભલાં કદમ, તો આકાશનું ચક્કર ફરશે એકદમ.

કમ્મર તે બાંધશે બ કીને પેદર, તુરાનને કરશે જીરો જબર.
કલઝુમના દર્યાવમાં લાવશે તે જોર, તુરાની શાહનો તોડશે તે તોર.
કિનો તે શોધશે આખું તે સાલ, રાત દહાડો શોધશે ઘોડાની ચાલ.
ઇરાનના પેહેલવાનો ગર્દન કશાન, સર્વમાં ગેવ તેની પામશે નિશાન.
આવી છે આકાશની ભલી મુરાદ, ગેવ તરફ ધરાવેછ મેહર અને દાદ.

ખુજેર્ગ ગોદ્રેજ, સ્વપ્નામાં મળેલા સરોશ યજદના આ પેગામથી, ખુશી થયો અને દાદારના શુક્રાના કીધા. પછી તેણે પોતાના બેટા ગેવને તેડી તેને આ સ્વપ્નાથી વાકેફ કીધો અને કએખુસ્રુને શોધી લાવવા ફરમાવ્યું. ગેવે બાપનો સખુન કબૂલ રાખ્યો અને તુરાન ભણી જવાની તૈયારી કરી. તેની પત્ની, બાનુ ગોશસ્પ, જે રૂસ્તમની બેટી થતી હતી, તેણીએ આ ખબર સાંભળી ત્યારે પોતાના ધણીને તેનાં ભલાં કામમાં દુઆ દીધી અને તેની ગેરહાજરીમાં પોતે પોતાના બાપ રૂસ્તમને શેહેર જવાની રજા માંગી, કારણ કે તેણીએ ઘણું થયું પોતાના બાપને જોયો ન હતો. ગેવે તેણીને તે માટે રજા આપી અને પોતે તુરાન ભણી જવા નીકળ્યો.

## ગેવનું કએખુસ્રુની શોધમાં તુરાન જવું.

ગેવ જવા નીકળ્યો, ત્યારે ગોદ્રેજે કહ્યું, કે "તારી સાથે તું કયા સરદારોને લે છે?" ગેવે કહ્યું કે "મારાં હથિયાર અને મારો ઘોડો, એજ મારા સોબતીઓ છે. હું કોઇ બીજાને મારી સાથે લેવા માંગતો નથી, કારણ બીજાઓનાં મારી સાથે આવવાથી મારી ઉપર અને મારાં કામ ઉપર ધ્યાન ખેંચાશે અને તેથી કદાચ લડાઇ ઉઠશે. તેથી હું એકલો જાઉં છું. જરૂર પડશે તો હું કોઇ ભોમિયો લઇશ. તું મારા બેટા બેજનને સંભાળજે અને તેને સારી રીતે ઉઘારજે. તારી બંદગીમાં તું મારે માટે દુઆ ગુજારજે." પછી બેઉ બાપ બેટાઓ એકમેકને કોટી કરી છુટા પડયા. ગોદ્રેજને પોતાના બેટા માટે છુટું પડતાં લાગ્યું, કારણ કે તે એકલો દૂરના મુલકમાં જતો હતો, અને તેથી કહી નહિ શકાય, કે ત્યાં તેનું શું થશે. તેણે ખોદાતાલા આગળ દુઆ ગુજારી કે "ઓ સાહેબ! મારો બેટો મને સહીસલામત આવી મળે તેમ કરજે."

આ બાપ બેટાના વ્હાલા મેળાપ પછી છુટા પડવાના વિચાર ઉપરથી, સાએર આ ત્રણ પાંચ દહાડાની દુનિયા બાબે કેટલાક વિચારો જાહેર પાડે છે. એ વિચારોમાં તે આત્માની મૂકિત એટલે કે રવાનના છુટકારા માટે કહે છે કે,

બ નેકી ગરાએ વ મ આજાર કસ,
શેહે રસ્તગારી હમાન અસ્તો બસ.

**અર્થ**—નેકી કર અને કોઇને દુઃખ ના દે. છુટકારાનો રસ્તો ફકત આજ છે.

હવે ગેવ તુરાનમાં દાખલ થયો અને માર્ગમાં જાણુકાર લોકોને, કએખુસ્રુ કયા શેહેરમાં છે, તે પુછતો. કોઇ ધણી તેના સવાલ ઉપરથી હોકાર કરી મેલે તેવો લાગતો, કે જેથી અફ્રાસ્યાબને તેની શોધખોળની વાત ખબર પડે, તો તેને તે મારી નાંખતો.

## ગેવનું કએખુસ્રુને શોધી કાઢવું.

સાત વર્ષ સુધી એમ જંગલે જંગલ ગેવ કએખુસ્રુની શોધમાં રખડયો. તે ખાસ કરી વસ્તીવાળાં શેહેરો અને ગામોથી દૂર રહેતો, કે તેના આવવાની વાત બહાર પડે નહિ.

હવે અફ્રાસ્યાબ જ્યારે તુરાનમાં પાછો ફર્યો હતો, ત્યારે તેણે પીરાનને ફરમાવ્યું હતું, કે હવે કએખુસ્રુને ખોતનથી પાછો બોલાવે અને તેની મા ફરંગીઝને સોંપે, પણ તપાસ રાખે, કે તે કેથે નાસી જાય નહિ. આ ઉપરથી પીરાને કાસદને મોકલાવી કએખુસ્રુને ખોતનથી તેડાવીને તેની માને સોંપ્યો હતો.

હવે એક દહાડે ગેવ શોધ કરતો કરતો એક જગ્યાએ આરામ માટે સુતો હતો. તે સાત સાત વર્ષ કએખુસ્રુની શોધ કરતાં નિરાશ થયો હતો. તે વિચારવા લાગ્યો, કે "મારા બાપ ગોદ્રેજનાં સ્વપ્નામાં કોઇ ફરેસ્તાને બદલે કદાચ કોઇ દેવ આવ્યો હશે, અને કએખુસ્રુ બાબે ખોટી વાત કહી હશે, કારણ સાત સાત વર્ષ થયાં હું શોધ કરૂં છું, પણ મને કએખુસ્રુનો કાંઇ પત્તો લાગતો નથી. મારા ભાઇબંધ પેહેલવાનો લડાઇમાં કીર્તિ મેળવતા હશે, અથવા કોઇ એશઆરામમાં જીંદગી ભોગવતા હશે, અને હું ફોકટમાં શેહેરે શેહેર રખડું છું. કદાચ કએખુસ્રુ બાબેની સઘળી વાત ખોટી હશે. તે માને પેટે જનમ્યોજ નહિ હશે; અને કદાચ જનમ્યો હોય, તો તે અત્યાર આગમચ મરી ગયલો હોવો જોઇએ. આવી રખડતી જીંદગી હું ગુજારૂં છું, તો મારા કરતાં તે ધણી ભલો, કે જે જેહેરથી પોતાની જીંદગીનો છેડો લાવે."

પોતાની રખડતી જીંદગીથી કંટાળી આવા નિરાશીભર્યા સખુનો બોલી તે વિચાર કરી આગળ વધતો હતો. તેવામાં તે એક પાણીના ચશમા આગળ આવી પહોંતો. તે જગ્યા ઘણીજ ખુશનુમાં હતી. ત્યાં તેણે એક ખુબસુરત જવાનને બેઠેલો જોયો. તેના ચેહરા ઉપર તેણે "ફ્રરે એ યજદી" યાને "ખોદાઇ ખોરેહ" જોયું. તેને જોતાંવાર તેણે ધાર્યું, કે "આ કએખુસ્રુજ હશે." બીજા હાથ ઉપર પેલો જવાન, જે કએખુસ્રુજ હતો, તેણે ગેવને જોઇને ધાર્યું કે "આ ગેવ હશે અને તે મને ઇરાનની પાદશાહી આપવા માટે શોધતા આવ્યો હશે."

ગેવ પેલા જવાન આગળ ગયો, ત્યારે તેણે કહ્યું, કે "ગેવ! તું ભલે આવ્યો. તુસ, ગોદ્રેજ, કાઉસની શી ખબર છે? તેઓ કએખુસ્રુને માટે વિચાર

કરે છે કે? રૂસ્તમ અને જાલ કેમ છે? ગેવ આ સવાલો સાંભળી અજબ થયો, અને ખોદાનું નામ યાદ કરી પુછ્યું, કે "ઓ શાહજાદા! હું ધારૂં છું; કે તું સ્યાવક્ષનો બેટો છે અને તુંજ કએખુસ્રુ છે, મને કહે કે ગોદ્રેજ અને કેસ્વાદ અને ગેવ એ સઘળાનાં નામ અને એઓની હકિકત તુંને કોણે કહી?

કએખુસ્રુએ કહ્યું કે " મારી માતાએ એ લોકોની વાત મને કહી છે. મારી માએને મ.રા બાપે ખોદાતાલાની બિસારતથી મરતી વખતે સઘળી હકિકત કહી હતી. તેણીને પેટે કએખુસ્રુ અવતરશે અને તે ઇરાનને છોડવશે અને તેને ગેવ શોધી કાઢશે, એ સઘળું તેને મરતી વખતે આગાહીથી મારી માએને કહ્યું હતું." ગેવે પુછ્યું કે "તારી બુર્જોર્ગ બુનીઆદની તારી પાસે શું નિશાણ છે? જેમ ફુલના બાગમાં એક કાળો ડાઘ હોય, તેમ સ્યાવક્ષના દીલ ઉપર ડાઘ હતો. એ કયાનીઓની નિશાણ કેકોબાદના વખતથી ઇરાનના પાદશાહોનાં તન ઉપર ઉતરતી આવી છે. મને દેખાડ, કે તારા તન ઉપર આવી કોઇ નિશાણ છે? કારણ કે લોકો તારા તન ઉપર પણ એવી નિશાણ માને છે."

કએખુસ્રુએ પોતાના તન ઉપરથી કપડાં ખીસાડી કેકોબાદના વખતથી વંશ-પરંપરા ઉતરતી આવેલી શરીરપરની નિશાણી(૧) દેખાડી. ગેવે તે જોઇને તુરત તેને પાદશાહ તરીકે કુર્નેશ બજાવી. કએખુસ્રુએ ઇરાનીઓની હકિકત ફરીથી પુછી. ગેવે તે જણાવી અને પોતાની શોધ ફતેહમંદ નિવડી તેને માટે ખોદાના શુક્રાના કીધા. પછી સ્યાવક્ષનાં મરણ પછી ઇરાનપર જે મુસિબતો ગુજરી હતી તે જણાવી.

### ગેવ અને કએખુસ્રુનું સ્યાવક્ષગર્દ જવું. સ્યાવક્ષના બેહ્ઝાદ ઘોડાને કએખુસ્રુએ પોતાને સ્વાધિન લેવું.

કએખુસ્રુ અને ગેવ ત્યાંથી સાથે સ્યાવક્ષગર્દનાં શેહેરમાં આવ્યા અને ફરંગીજ સાથે મસલત કીધી અને ત્રણેએ ઇરાન જવાનો છુપો વિચાર કર્યો. પછી ફરંગીજે કએખુસ્રુને સ્યાવક્ષના બેહેઝાદ ઘોડાને પોતાને હાથ લેવા કહ્યું. એ ઘોડા બાબેની વિગતવાર હકીકત નીચે મુજબ છે.

"આવાં યસ્તમાં શાહ કએખુસ્રુ જે નીચલી દુઆ ગુજારે છે તે આ ઘોડાનાં સંબંધમાં છે. "અવત્ આયપ્તેમ્ દજદી-મે, વંઘુહી સેવિસ્તે અરદ્વી સૂર અનાહીતે, યત વીસ્પનાંમ યુખ્તનાંમ અજેમ ફ્રૂતેમેમ થંજયેનિ." એટલે 'ઓ ભલી અને ઘણો ફાયદો પહોંચાડનારી અર્દિવસૂર અનાહીત! આ મુરાદ મને આપ, કે સઘળા ઘોડાઓમાંથી હું સર્વથી સરસ ઘોડાને જોડું."

(૧) શરીરના કોઇ ભાગ ઉપર કાળો તલ હોય, તે સારાં નસીબની નીશાણી તરીકે હાલમા પણ માનવામાં આવે છે.

"શાહનામું અવસ્તાના એ ફકરા ઉપર રોશની નાંખે છે, અને શાહ કેએખુસ્રુએ એ દુઆ કયારે ગુજારી હતી, કયાં ગુજારી હતી, અને કયા ઘોડા માટે ગુજારી હતી તે દેખાડે છે. જયારે કર્સેવજની નિંદાખોર અને અથરામણુ કરાવનાર પુસલવણીથી અફ્રાસ્યાબે સ્યાવક્ષને મારી નખાવવાનું ફીતુર રચ્યું હતું અને સ્યાવક્ષે પોતે જોએલા એક સ્વપ્ના ઉપરથી પોતાના જાનની આશા મેલી હતી, ત્યારે તેણે પોતાની બાયડી ફિરંગીજને કેટલીક નસિઅત કહી હતી, અને પછી પોતાના આરબી ઘોડાના તબેલામાં જઇ પોતાના માનીતા ઘોડા બેહેજાદની રડતી આંખે છેલ્લી મુલાકાત લીધી હતી અને તેને છાતીમાં દાબી છુટો મેલી દીધો હતો, એવું કહીને કે "મારા બેટા કએખુસ્રુને તું સવારી આપજે." ફીર્દોસી એ બાબે કહે છે કે "તેનો ચેહરો, દિલ, અને આંખ લોહીથી ભરાઇ આવ્યાં, અને તે આરબી ઘોડાઓના તબેલા ભણી ગયો. કાળા રંગનો બેહેજાદ, જે લડાઇની વખતે પવનને ઝડપમાં પકડી કાઢતો, તેને બહાર કાઢયો. રડતાં રડતાં તેને છાતીએ દાબ્યો અને તેની લગામ અને અંકોશ તેનાં માથા ઉપરથી કાઢી નાખ્યાં. તેના કાન આગળ લાંબો વખત સુધી રડતાં રડતાં કહ્યું, કે 'તું ચાલાક રહેજે અને કોઈની સંગત મા કરતો. જયારે કએખુસ્રુ કિનો લેવા આવે, ત્યારે તારે તેની લગામને શણગાર આપવો જોઇએ. હમણા તબેલામાંથી તારૂં દિલ ઉઠાવ (છુટો થા), કે કિનો લેવામાં તું તે (કએખુસ્રુ) નો મજબુત ઘોડો થઇ પડશે. તું તેનો મજબુત ઘોડો થઇ પડજે અને દુનીઆમાં ફરી વળજે અને તારી નાળથી દુસ્મનને જમીન પરથી દૂર (૧) કરજે." ઉપલા સખુનો કહી સ્યાવક્ષે બેહજાદના જીન અને લગામ

(૧) ફીરદુસી આ ફકરામાં સ્યાવક્ષને પોતાના ઘોડાને સમજાવતો જણાવે છે અને આગળ ચાલતાં વળી એ બેહેઝાદ ઘોડાને કએખુસરૂને જોઇને પોતાના આગલા ધણી સ્યાવક્ષનું મરણ યાદ કરી રડતો જણાવે છે. ઘોડાઓ અને તેઓના માલિકો વચ્ચેની આવી દિલસોજી ભરી લાગણીનાં અસરકાર લખાણો, કોઈક કવિઓ પોતાના લખાણમાં આપે છે. તેના કેટલાક દાખલા એટકીનસન આપે છે. જેમ ઇરાનના શાએર ફીરદુસીએ રૂસ્તમના રખશને અમર કર્યો છે, તેમ યુનાની શાએર હોમરે, એકીલીસના બે ઘોડાઓ ઝેનથસ અને બેલીઅસને અમર કર્યા છે. હોમરે એકીલીસને એ ઘોડા સાથે વાત કરતો જણાવ્યો છે એટલુંજ નહીં, પણ તેના એક ઘોડા ઝેનથસને એકીલીસ સાથે વાત કરતો જણાવ્યો છે. (Iliad. Bk. XIX. 11, 440–63). હેકટર પોતાના ઝેનથસ, ઇથન, લેમપસ, અને પોદારગસ નામના ઘોડાઓને શિકારમાં જવા આગમજ ઉતેજનના સખુનો કહી વફાદાર નોકરી બજાવવા માટે ઉશકેરે છે (Iliad VIII. 11. 226–239). પોતાના બેટાની વફાદાર નોકરી બજાવવા માટે સ્યાવક્ષના ઉપલા સખુનો સાથે સરખાવવા હેકટરના પોતાના ઘોડાઓને કહેલા સખુનો વાંચવા લાયક છે. હેકટર કહે છે.

Now Xanthus, Æthon, Lampus! urge the chase,
And thou, Podargus! prove thy generous race;
Be fleet, be fearless, this important day,
And all your master's well-spent care repay.
For this, high-fed in plenteous stalls ye stand,
Serv'd with pure wheat, and by a princess' hand.
For this my spouse, of great Aëtion's line,
So oft has steep'd the strengthening grain in wine.
Now swift pursue, now thunder uncontroll'd;
Give me to seize rich Nestor's shield of gold.

(જુઓ મારા ઇરાની વિષયો પા. ૧૫૧)

લઇ તેને તબેલામાંથી છોડી મેલ્યો. હવે સ્યાવક્ષની બાયડી ફીરંગીજ એ બાબત જાણતી હતી કે સ્યાવક્ષે પોતાના માનીતા ઘોડા બેહેજાદને છોડી મેલ્યો હતો, તે એવા ખ્યાલથી કે ભવિષ્યમાં તે તેના છોકરા કએખુસ્રુને કામ આવે. ફીરંગીજ જાણતી હતી, કે પડોશનાં એક મેદાનમાં, દર સહવારે તે બીજા ઘોડાઓનાં ટોળાં સાથે નદી કિનારે પાણી પીવા આવતો હતો.

હવે, આપણે ઉપર કહ્યું તેમ, માના કહેવા પ્રમાણે, કએખુસ્રુ પહાડોની ખીણમાં ગયો; અને બેહેજાદ પાણી પીવા આવ્યો ત્યારે તેનાં જુનાં જીન અને લગામ તેને દેખાડયાં. કએખુસ્રુએ તેને તેનાં નામથી હાંક માર્યો અને તે ઘોડો ઉભો રહયો. કએખુસરૂએ તેને પસવાર્યો. પછી જીન અને લગામ નાંખ્યાં અને સવાર થયો. બેહઝાદ તેને લઇ શેતાબ ચાલવા લાગ્યો અને તે જગ્યાએથી ગુમ થયો. ગેવ તો ગભરાયો, કે જાણે આહરેમન ઘોડાનાં રૂપમાં આવ્યો અને કએખુસ્રુને લઇને નાઠો. તેણે કએખુસ્રુના જાનની આશા મુકી. પણ પહાડમાંથી અર્ધે રસ્તે બહાર જઇ કએખુસ્રુએ લગામ ખેંચી બેહેજાદ ઘોડાને ઉભો રાખ્યો કે ગેવ આવી પહોંચે અને તેની સાથે જાય. ગેવ આવી પોહોંચ્યો અને કએખુસ્રુએ તેને કહ્યું, કે "આ ઘોડાને મને લઇ નાહસ્તાં જોઇ તારાં મનમાં શું આવ્યું તે હું જાણી શકયો છું. તેં ધાર્યું, કે 'આ ઘોડો કોઇ આહરેમન છે.' અને તેથી તેં આશા મુકી અને તારી મેહેનત બરબાદ ગયલી માની." આવા આગાહદેલ પાદશાહ માટે ગેવે ખોદા આગળ દુઆ ગુજારી અને બેઉ જન ફીરંગીજ આગળ ઘરે આવ્યા. બેહેજાદને જોઇ તેણીની આંખમાં આંસુ આવ્યાં અને તેણીએ તેને બોસા દીધા અને સ્યાવક્ષનાં રવાનને યાદ કીધું. ત્યાર પછી તેણીએ સ્યાવક્ષગર્દના મેહેલમાં, સ્યાવક્ષનો જે છુપો ખજાનો હતો, અને જે તેણીએ હમણાં સુધી છુપો રાખ્યો હતો, તેના દરવાજા ખોલ્યા અને પોતાના બેટાને સ્વાધીન કીધો. ફીરંગીજે તેમાંથી કેટલીક કિમતી ચીજો ગેવને આપી. પછી કએખુસ્રુએ ઇરાન જવાની તૈયારી કીધી.

## ફીરંગીજ, કએખુસરૂ અને ગેવનું ઇરાન જવું.

ત્રણે જણાં છુપી રીતે ઇરાન જવા નીકળ્યાં પણ એ વાત લાંબો વખત છુપી રહી નહિ. કોઇએ સઘળી હકીકત પીરાન વજીરને પહોંચાડી. તે ઘણો ગભરાયો કે "હવે હું પાદશાહ અફ્રાસયાબને શું મોહોડું દેખાડીશ?" તેણે કેસ્વાદ અને નસ્તહીન નામના સરદારોને તેઓની પુઠે મોકલ્યા, કે ફીરંગીજને અને ગેવને મારી નાંખવાં અને કએખુસ્રુને જંજીરમાં નાંખી લાવવો. માર્ગમાં એક વખત તેઓએ પડાવ નાંખ્યો હતો. ફીરંગીજ અને કએખુસ્રુ ઉંઘાયા હતા અને ગેવ તેઓની ઉપર ચોકી રાખતો હતો, કે કોઇ આવી પોહોંચી તેઓને હેરાન

કરે નહિ. તેવામાં તેણે પાછળથી પેલા બે તુરાની સરદારોને આવી પોહોંચેલા જોયા. તેઓની સાથે ૩૦૦ સિપાહો હતા. ગેવે તેઓને સામેથી જોયા અને તેઓ સામે ગયો. તેણે તેઓ ઉપર હુમલો કીધો અને તેઓને આજેજ કીધા. ગેવને ખડક સમાન ખડો ઉભો રહી લડતો જોઇ કેસ્વાદે નસ્તહીનને કહ્યું, કે "આ ધણી આવો ખડક સમાન મજબુત રીતે લડે છે, તે 'ફરૂરે એ કએખુસ્રુ' એટલે 'કએ-ખુસ્રુના ઓરેહ'ની બરકતથી છે." સેવટે સઘળા તુરાનીઓ ગેવને હાથે આજેજ થઇને નાહઠા અને પીરાન આગળ પાછા આવ્યા. પીરાને તેઓથી હકીકત સાંભળી તેઓને એમ નાહસી આવવા માટે ઠપકો આપ્યો, કે "અફ્રાસ્યાબ આ જાણી ગુસ્સે થશે."

પેલી બાજુ ગેવે કએખુસ્રુ આગળ જઇ તુરાનીઓ સાથેની પોતાની નાની લડાઇની ખબર આપી. કએખુસ્રુએ ખોદાના શુક્રાના કીધા અને તેઓ ત્યાંથી ઝડપથી ઇરાન ભણી આગળ નીકળી ચાલ્યા.

હવે પીરાને પોતે તેઓની પુઠ પકડી, કારણ કે તે જાણતો હતો, તે તેણે ફીરંગીજ અને કએખુસ્રુનો જાન બચાવ્યો હતો, તેથી અફ્રાસ્યાબ તેની ઉપર આ બનાવથી ઘણો ગુસ્સે થશે. કએખુસ્રુ, તેની માતા, અને ગેવ કુચ કરતાં એક નદી, નામે ગુલજરૂરીઉન ઓળંગી ગયાં હતાં. આ વખતે ગેવ અને કએખુસ્રુ સુતેલાં હતાં, અને ફીરંગીજ ચોકી રાખતી હતી, કે કોઇ આવી તેઓને પકડે નહિ. તેણીએ તે વખતે નદીને પેલે કિનારે તુરાની લશ્કરને આવી પોહોંચેલું જોયુ અને તેના વાવટા ઉપરથી જાણ્યું, કે તે પીરાનનું લશ્કર છે. તેણીએ ગેવને ઉંઘ-માંથી ઉઠાડયો. તેણીએ ગભરાટમાં પીરાનનાં આવી પહોંચવાની તેને ખબર કીધી. ગેવે તેણીને દિલાસો દીધો અને કહ્યું, કે "તમો મા દીકરાં પહાડની ટોંચ ઉપર જઇને આશરો લેઓ. હું પીરાન સામે લડવા જઇશ." કએખુસ્રુએ કહ્યું, કે "તું મારે માટે આટલી બધી શું કરવા રંજ ખેંચે છે? હું તુરાની લશકર સામે લડવાને જઇશ." ગેવે ના કહ્યું કે "ઓ પાદશાહ! મારા તો ૭૮ ભાઇઓ છે અને તું તો એક મોટાં માબાપનો એકપુરો બેટો છે, અને તારી ઉપર ઇરાનનો આધાર છે. માટે તારે લડવા જવું નહિ. તું પહાડ ઉપર જઇને બેસ."

એમ કહી નદીને કિનારે જઇ સામી બાજુનાં લશ્કર ઉપર પોકાર માર્યો, કે "તમો કોણ છો ને તમારો સરદાર કોણ છે?" પીરાને સામે કિનારે આવી જવા-બ આપ્યો કે "ઓ બદ-રગ બદ-નેજાદ? તું હિમ્મત કરી એકલો તુરાનમાં એમ આવ્યો છે. હમણાં હું તને મારા લશ્કર સાથે ટચડી નાંખીશ." ગેવે વળતો જવાબ આપ્યો કે "તું તારાં જોર ઉપર મુસ્તાક ના રહે. મેં તારા મુલકને આગળ જીરો જબર કર્યો છે, રૂસ્તમની બેટી બાનુ ગોશસ્પના હાથ માટે ભલા ભલા

ધણીઓ ઉમેદવાર હતા. પણ તેણે કોઇને પોતાના જમાઇ તરીકે પસંદ કીધો નહિ, પણ મને, અને તે મારી બહાદુરીને લીધે હતું."

આવા સવાલ જવાબ પછી, બેઉ એક જગ્યાએ મળ્યા અને હાથો હાથ લડયા, અને તેમાં પીરાન ગેવને હાથે બંધિવાન થયો. ગેવ તેને કએખુસ્રુ આગળ પહાડ ઉપર ઘસડી લઇ ગયો અને ત્યાં તેને મારી નાંખવા માંગ્યો. પીરાને કએખુસ્રુની કુર્નેશ બજાવી અને તેણે તેનો અને ફીરંગીઝનો જાન બચાવ્યો હતો તેની યાદ આપી અને પોતાના જાનની સલામતી માંગી. ફીરંગીઝે ગેવને સમજાવી તેનો જાન સલામત રાખવા કહ્યું. ગેવે કહ્યું કે "મેં ખોદાની આગળ સોગંદ લીધા છે કે પીરાનનું ખુન (લોહી) રેડું.(૧) ત્યારે મારા સોગંદ કેમ તોડું ?" કએખુસ્રુએ કહ્યું કે, "તારા સોગંદ ના તોડ (રવાનરા જે સોગંન્દે યજદાન મકુશ). તું ગોદરેજના કાનમાં તારૂં ખંજર ભોક અને તેથી તેનું લોહી જમીનપર રેડાય તેથી સંતોષ પામ." ગેવે જોયું કે કએખુસ્રુની આંખમાંથી પીરાન માટે આંસુ વરસતાં હતાં, કારણ કે તેણે તેનો જાન બચાવ્યો હતો. તેથી પાદશાહની સુચના મુજબ ખંજરથી તેના કાનમાં સુરાખ પાડી તેનું લોહી જમીનપર રેડયું. પછી પીરાને કએખુસ્રુને અરજ કરી, કે "હું પ્યાદો મારાં લશ્કરમાં કેમ જાઉ? માટે મારો ઘોડો પાછો અપાવ." કએખુસ્રુએ ગેવને તેનો ઘોડો પાછો આપવા કહયો. ગેવે તેનો ઘોડો આપવા અને તેને જવા દેવા આ સરતે કબુલ કીધું, કે "હું તારા બેઉ હાથો બાંધું, અને તું સોગંદ લે, કે તે હાથો તું કોઇ પાસે છોડાવે નહિ, સિવાય, કે તારી બાયડી ગુલચહેર પાસે." પીરાને તેમ કબુલ્યું અને સોગંદ લીધા. ત્યારે ગેવે તેનાં હાથ બાંધી તેને તેનાં ઘોડા ઉપર બેસાડયો અને પછી તેને તેનાં લશ્કર ભણી જવા છોડી દીધો.

હવે પેલી બાજુ અફ્રાસ્યાબને ખબર પડી, કે કએખુસ્રુ નાહસે છે. ત્યારે તે દરરોજ બે મંજલ કરતો તેની પુઠે લસ્કર લઇ આવ્યો. માર્ગમાં તેને પેલા બે પેહેલવાન, કેસ્વાદ અને નસ્તહીનનું હારેલું લશ્કર મળ્યું. તેણે તે સરદારોને પુછ્યું કે "ગેવ લશ્કર સાથે તુરાનમાં દાખલ થયો, અને શું કોઇએ તેને જોયો નહિ? તેઓએ જવાબ દીધો કે "તે લશ્કર વિનાનો છે. તે એકલો હિમ્મતથી તુરાનમાં દાખલ થયો હતો." એવામાં સામેથી પીરાનના લશ્કરને પાછું ફરતાં અફ્રાસ્યાબે જોયું. તેણે ધાર્યું, કે પીરાન કએખુસ્રુને પકડી ફતેહમંદ પાછો આવે છે. પણ તે લશ્કર આગળ આવતાં તેણે જોયું, કે પીરાનના હાથ પછવાડે બાંધેલા અને તેને ઘોડાના જીન ઉપર બાંધીને બેસાડેલો. અફ્રાસ્યાબ તેનાથી સઘળી હકિકત જાણી ઘણો દલગીર થયો. પછી તે આગળ વધ્યો. તેણે પોતાના સરદાર હોમાનને ફર

(૧) કે ગર દસ્ત યાબમ બર ઉ રૂજે કીન ફુનમ અર્ગવાની બખુનશ જમીન.

માગ્યું, કે "સેતાબ આગળ વધ અને કએખુસ્રુને પકડ, કારણ સેતારેસનાશે કહ્યું છે કે 'તુર અને કએકોબાદના વંશનો એક શાહજાદો આખાં તુરાનને વેરાન કરશે.' માટે કએખુસ્રુ જો ઇરાન સલામત જશે, તો પછી તે તુરાન ઉપર વેર લઇ તેને પાયમાલ કરશે."

હવે પેલી બાજુ, ગેવ, કએખુસ્રુ અને ફીરંગીઝ જેહુનની મોટી નદીને કિનારે આવી પોહોંચ્યાં. તે ઉપર કીસ્તી ફેરવવાનો ઇજારો એક ધણીએ રાખ્યો હતો. ગેવે તેની પાસે નવા સડની પાદશાહને લાયકની કીસ્તી માગી. પેલા ઇજારદારે જવાબ દીધો કે "પાણી કાંઇ પાદશાહ અને ગુલામ વચ્ચે ફરક રાખતું નથી. તુને કીસ્તી જોઇતી હતી તો આગળથી ચેતાવવું હતું." ગેવે કહ્યું કે "તારે ગમે તે માંગ, કારણ અમારી પુઠે એક લશ્કર આવે છે." જ્યારે તે ઇજારદાર મછવા-વાળાએ એમ સાંભળ્યું, ત્યારે વધારે સખ્ત થવા લાગ્યો. તેણે કહ્યું કે "હું તારી પાસે મછવાનું ભાડું (toll) માંગતો નથી. મને આ ચાર ચીજમાંથી એક જોઇએ છે. ૧ તારૂં બખ્તર, ૨ અથવા આ કાળો ઘોડો (બેહેઝાદ ઘોડો), ૩ અથવા આ બાનુ (ફીરંગીઝ), અથવા ૪ આ તાજ." ગેવે તેને ઠપકો આપ્યો કે, "જા, નહિ જોઇતી તારી કીસ્તી. તારી કીસ્તી તારી પાસે રહેવા દે. અમો છિએ અને આ પાણી છે."

"કતુન આબ મારા વ કીસ્તી તોરા,
ચુનીન પાયે મારા દરૂસ્તી તોરા."

## કએખુસ્રુએ જેહુનની નદી ઓળંગવી.

પછી ગેવે કએખુસ્રુને કહ્યું કે "તું કએખુસ્રુ હોય, તો તું વગર જોખમે આ નદી ઓળંગી શકશે. તારા પાદશાહી નુરની બરકતથી તને કાંઇ અડચણ પડશે નહિ. પાદશાહ ફરીદુને એમ પાદસાહી ખોરેહની મદદથી અરવન્દ નદી ઓળંગી હતી. હવે વખત નથી. થોડા વખતમાં અફ્રાસ્યાબ આ કિનારે આવી પોહોંચી આપણને મારી નાંખશે." કએખુસ્રુ આ સખુન સાંભળી ઘોડા ઉપરથી ઉતર્યો અને દાદારની બંદગી કરી તેની યારી માગી. પછી ઘોડા ઉપર સ્વાર થઇ તેને નદીમાં ઉતાર્યો. તેની પુઠે ફીરંગીઝ અને ગેવ ઉતર્યાં અને સર્વ પેલે કિનારે સલામત નીકળ્યાં. કએખુસ્રુએ પેલે પાર જઇ નાહી ધોઇને ખોદાની બંદગી કીધી. એઓને એ મુજબ નદી ઓળંગી ગયલાં જોઇ, પેલો કીસ્તીબાન અજબ થયો, કે "આવી નદી તેઓ કીસ્તી વગર કેમ ઓળંગી ગયાં!" તે તુરત પોતાની કીસ્તીમાં કિમતી ચીજો મુકી કએખુસ્રુ આગળ ભેટ તરીકે લઇ ગયો. ગેવે તેને ટાણો મારી તે ચીજો કબુલ કીધી નહિ, અને તેને ઠપકો આપ્યો. તે કીસ્તીબાન નામુરાદ અને દલગીર થઇ પેલે પાર પાછો ફર્યો. તેવામાં ત્યાં અફ્રાસ્યાબ આવી

લાગ્યો. અફ્રાસ્યાબે તેને કએખુસ્રુ અને ફીરંગીઝ અને ગેવ માટે પુછયું. તેણે કહ્યું કે "હું બાપદાદેથી અહીં કીસ્તીબાન છું, અને મેં મારી જીંદગીમાં આવો બનાવ કદી જોયો નથી, કે બહારની મોસમમાં, જયારે આ નદી પાણીથી વધારે ભરાયલી હોય, ત્યારે કોઇ ધણી નદીને એમ કીસ્તી વગર ઓળંગી જાય. પણ એ લોકો અજબ રીતે પેલે પાર ગયાં છે."

અફ્રાસ્યાબ આ વાત સાંભળી ફીક્કો પડી ગયો. તેણે કીસ્તીબાનને કીસ્તી પાણીમાં ઉતારવા કહી, કે પોતે પેલેપાર જાય અને પેલા ત્રણ જણને પકડે. ત્યારે હવે હોમાને તેને વાર્યો કે "હવે તેઓ ઇરાનની સરહદમાં ગયા છે. તું ત્યાં જઇ શું ઇરાન સામે લડવા માંગે છે? તુંને તુરાનનો મુલ્ક પાદશાહી માટે બસ છે." અફ્રાસ્યાબે તે શિખામણ માન્ય કરી અને પાછો પોતાને મુલક ફર્યો.

## કએખુસ્રુનું ઇસ્ફહાન જવું.

હવે કએખુસ્રુ ઇરાનના મુલકની સરહદમાં આવી પ્હોંચ્યો. ત્યાંથી ગેવે એક કાસદ ઇસ્ફહાન તરફ ગોદ્રેજ આગળ મોકલ્યો, અને કેહવાડયું, કે કએખુસ્રુ ઇરાનમાં સલામત આવી પોહોંચ્યો છે. બીજા એક કાસદને કાઉસ આગળ મોકલ્યો." આ પેગામ સાંભળી કાઉસ અને ગોદ્રેજ બેઉ ખુશી થયા. કાઉસે ગેવના કાગળને જર જવાહેરોથી વધાવી લીધું. રૂસ્તમને આ ખબર પડી અને તે પણ સીસ્તાનમાં એ વાત જાણી ખુશી થયો. તેણે પોતાની બેટી બાનુ ગોશસ્પને તેણીના ખાવિંદ આગળ ભેટ સોગાદો સાથે મોકલી. આખું ઇરાન કએખુસ્રુનાં આવવાથી ખુશી થયું. ગોદ્રેજ ઘણા સરદારો સાથે કએખુસ્રુને લેવા એસ્તેકબાલ ગયો. બેઉ જને બગલગીરી કીધી. પછી તેણે પોતાના દીકરા ગેવને છાતીએ દાબ્યો અને દુઆ દીધી.

પછી કએખુસ્રુ શાહા કાઉસ આગળ આવ્યો. કાઉસે આંખમાંથી આંસુઓ રેડયાં અને તેને ગોદમાં દાબ્યો અને પછી તુરાનની હકિકતો પુછી. કએખુસ્રુએ પોતા ઉપર અને પોતાના બાપ ઉપર અફ્રાસ્યાબથી વીટેલી વિપતિની હકિકત કહી.

## કાઉસ આગળ કએખુસ્રુએ અફ્રાસ્યાબ માટે કહેલા સખુનો.

બોલ્યો તે એમ, "તે છે બદબખ્ત દુનિઆમાં વરતેછે બઉ રીતે સખ્ત.
પુછો છો શું? તે ખરો કમબખ્ત, બળે તેની મુરાદ, તાજ અને તખ્ત.
મુજ પિતાને માર્યો બહુ સખ્તીની સાથ, મુજ માતાને કરી જખમી અનાથ,
કે હમેલમાં થાય મારી જીંદગી બરબાદ, ગમગીન તે રેહજો, થાજો ન શાદ.
હમેલથી છુટી પાક મારી માએ, કે બંધ હમને કર્યાં પાહાડોની માંહે.
બકરાં ને મેંઢાંનો થાઇ પાસબાન, રાત અને દીન હું રહયો હેરાન.
સેવટે આવ્યો બુઢો પીરાન, લઇ ગયો મને દરબારને મેઆન.

તે બુરાનાં કામોથી બીહનોતો બહુ, તે જીઆનગારના ગુસ્સાથી ડરતાંતાં સઉ.
જગ્યા ને ચીજોના પુછ્યા સવાલ, છુપાવી અક્કલ, થયો બીહાલ.
સર કાજે પુછે તો બોલું હું પાએ, ખોરાક કાજ પુછે તો બોલું હું જાએ.
ખોદાથી થયો બીઅક્કલ બીહોશ, ધાર્યું કે નથી અક્કલ કે હોશ.
અક્કલથી જોયું ખાલી મુજ સર, જોવા હું પામ્યો માએ તાજવર.
વાદળાંથી વરસે જો મોતીની હાર, તો કેમ કરી ખુશી થાય દોસ્તદાર ?

## કએખુસ્રુએ પોતાની હકિકતનું કહેલું વધુ દાસ્તાન.

કાઉસને કહ્યું "અએ પાદશાહ ! અનુભવી તારૂં તખ્ત અને ગાહ.
ગેવની જો કહું હું સઘળી ખબર, જે ગુજરી છે સઘળી સર બસર,
તો અજબ તું થાય અજબ હેરત, એથી કાંઇ વધું હોય નહિ હદ.
દીઠી છે સખ્તી ને મેહનતો સઉ, તુરાનમાં ખોલ્યો છે મને રે બહુ.
મુજ નજદીક તે આવ્યો તુરાન મુલક, એજ તેની મેહનત પુરી બરહક.
સર અફ્રાજ પેહેલવાન, ન સાથે સેપાહ, તુરાનમાં આવ્યો એકલો તનાહ.
ગેવે બઉ કર્યાં છે એવાં તો કામ, કે લાવી ન શકે ખુદ પીલ સરંજામ.
દરિયામાં રેહનારૂં મગર બહાદુર, ન દેખાડે એવું લડાઇમાં શુર.
શું લસ્કર બહાદુર ને શું પેહેલવાન, હાર ખાધી સર્વે, શું બુઢા જવાન

પોતા ઉપર ગુજરેલી વિતિની સઘળી વાત કહી કએખુસ્રુએ શાહ આગળ ગેવની તારીફ કીધી. તેથી પાદશાહે ગેવને ઘણા ચાહથી બગલગીરી કીધી. પાદશાહે આ બનાવની ખુશાલીમાં ગેવના બાપ ગોદ્રેજને ખોતન, મએ, વિગેરે મુલકની હાકમી બક્ષી. પછી કાઉસે ફીરંગીજને ઘણા ભલા શબ્દો કહ્યા અને ઇરાનમાં ખુશાલ રહેવાને કહ્યું.

## તુસે કએખુસ્રુને માન નહિ આપવું.

હવે ઇસ્તખર ખાતે એક પાદશાહી મેહેલ હતો. ત્યાં ગોદ્રેજ અને કએખુસ્રુ ગયા. ત્યાં તેઓએ કએખુસ્રુને ગાદી ઉપર બેસાડયો અને સઘળાઓએ તેની પાદશાહ તરીકે કુર્નેશ બજાવી, પણ નોદરના બેટા તુસે તેમ નહિ કર્યું. ગોદ્રેજે ગેવને તુસ આગળ તેને સમજાવવા મોકલ્યો કે "તું આવી ખુશાલીમાં તારી આવી વર્તણુંકથી રંગમાં ભંગ ના કર." તુસે પોતાનું ઉંચું પાદશાહી ખાનદાન જણાવી કહ્યું, કે "કએખુસ્રુ તો જવાન અને મગરૂર છે. એના કરતાં ફરેબુર્જ પાદશાહીને લાયક છે, કારણ કે તેની ઓલાદ માએ તરફથી તુરાનને લાગુ નથી પડી, પણ સ્વચ્છ છે." ગેવે જવાબ દીધો કે "એવી વાત કરવી નહિ. જો તારામાં પાદશાહી કરવાના સલુક હતે, તો અલબુર્જ પાહાડ ઉપરથી એક પાદશાહ (કએકોબા-

બાદ) ને શોધી લાવવો પડતે નહિ. તારામાં અક્કલ નહિ તેથી એમ કરવું પડયું." એમ કહી તેની આગળથી પીઠ ફેરવી જતો રહયો; અને ગોદ્રેજ આગળ ગયો અને તેને તુસના જવાબથી વાકેફ કીધો.

## ગોદ્રેજનો તુસ સામે ગુસ્સો.

ગોદ્રેજના ૭૮ છોકરા અને છોકરાના છોકરા હતા. તેઓને તેણે બોલાવ્યા અને લસ્કર તૈયાર કરાવ્યું. તેના લસ્કર આગળ ગાવીયાની ઝુંડો ઉડતો હતો. હવે તુસે જયારે ગોદ્રેજને લસ્કર સાથે આવતો જોયો, અને તે લસ્કરમાં કએખુસ્રુને પણ હાથી ઉપર સવાર થયલો જોયો, ત્યારે ગભરાયો. તેણે જોયું કે આ મોંહોમાંહેની લડાઇથી તો અફ્રાસ્યાબનું ચાહ્યું થશે અને તેની ચઢતી થશે અને ઇરાનની પાદશાહી પણ તુરાનના હાથમાં જશે. તેથી તેણે શાહ કાઉસ આગળ પેગામ મોકલ્યો કે આરા મામલાથી જાણતી કરો.

## ગોદ્રેજ અને તુસે કાઉસને રાજગાદી માટે લાયક ધણીનું નામ દેવા કહેવું.

ત્યારે કાઉસે એ મામલો જોઇ એ બેઉ જણા આગળ કાસદ મોકલીને તેઓ (ગોદ્રેજ અને તુસ)ને પોતા આગળ બોલાવ્યા. તુસે દરબારમાં આવી કહ્યું કે "જયારે એક પાદશાહનો છોકરો હૈયાત હોય, ત્યારે છોકરાના છોકરાને રાજ્ય આપવાનું શું કારણ? ફરેબુર્ઝ પાદશાહનો છોકરો હૈયાત છે. ત્યારે કએખુસ્રુને ગાદી આપવાનું શું કારણ?" ગોદ્રેજે લાંબુ ભાષણ કરી તુસને થથરાવ્યો અને કહયું, કે "સ્યાવક્ષ ખરો હકદાર ગણાય અને કએખુસ્રુ તેનો બેટો થાય, તેથી તેનો હક બરાબર છે. તેની માતા તુરાનના પાદશાહની છોકરી થાય તો શું થયું? બાપથી તો તે ઇરાની છે. હવે પાદશાહ કાઉસ પોતે જેને પોતાનો વારસ શાહજાદો જણાવે તે ખરો."

તુસે પણ ગુસ્સામાં જવાબ આપી કહયું, કે "પાદશાહ કાઉસ જેને ગાદી વારસ જણાવે તે ખરો વારસ ગણાય." ત્યારે કાઉસે કહયું, કે, "ફરેબુર્ઝ અને કએખુસ્રુ એ મારાં બેઉ બચ્ચાં મારી નજરમાં સરખાં છે. માટે એ બેમાંથી જે કોઇ લસ્કર લઇ જઇને દર્ઝે બેહમનનો કિલ્લો, જ્યાં દેવો ખોદા પરસ્તીઓની ઉપર જુલમ કરેછે, તે જીતે, તે ગાદીવારસ ગણાય."

## કાઉસે કએખુસ્રુને કિલ્લાપર મોકલવો.

બોલ્યો એમ કાઉસ, કે દિલે છે નેક, મુજ મનથી ફરજંદ સરખાં બેઉ એક.
એકને જો કરૂં મનથી પસંદ, બીજો થાય દલગીર, સુસ્ત અને મંદ.
કરૂં હું એવી તદબીર ને સાજ, કે બેઉમાંથી કોઇ નહિ, થાએ નારાજ.
બેઉ ફરજંદો મારાં, લઇ લસ્કર તમામ, જંગ માટે જાએ 'અર્દબીલ' મુકામ.

ત્યાં આવ્યો છે કિલ્લો દજે બેહમન. ત્યાં રહે છે દેવ બુરા, બદ આહરેમન,
સૈતાયશે આતશમાં થાય છે ખલલ, મોબેદ ન શકતા ત્યાં કરી મંજલ.
જીતશે જે કિલ્લો લઇ શમસીરે સખ્ત, આપીશ હું તેને, પાદશાહી ને તખ્ત.

## ફરેબુર્જનું દજે બેહમન જીતવામાં નિષ્ફળ થવું.

બીજે દિવસે ફરેબુર્જ તરફથી તુસે લશકર તૈયાર કર્યું અને દજે બેહમન કિલ્લો જીતવા નીકળ્યો. ફરેબુર્જ લશ્કરના મધ્ય ભાગમાં હતો. જ્યારે લશ્કર કિલ્લા પાસે આવ્યું, ત્યારે જમીનમાંથી આતશનાં શોલા નીકળવા લાગ્યા અને તેની ગરમીથી લશ્કર તપવા લાગ્યું. સાત દહાડા સુધી તુસ અને ફરેબુર્જે કિલ્લાની આજુબાજુ ફરી તે લેવાની કોશેશ કીધી પણ તે ફોકટ ગઇ. ત્યારે તેઓ પાછા ફર્યા.

## કએખુસ્રુનું દજે બેહમનનો કિલ્લો જીતવું.

ત્યાર પછી ગેદ્રેજે કએખુસ્રુ તરફથી લશ્કર તૈયાર કર્યું, અને તેઓ તે કિલ્લો જીતવા ગયા. કએખુસ્રુએ પેહલવીમાં એક નામું વગર નામે લખાવ્યું કે "હું ખોદાના હુકમથી આ કિલ્લો જીતવા આવ્યો છું. હું દેવોને જેરોજબર કરીશ. હું ખોદાના હુકમથી આ કિલ્લાનો નાસ કરીશ" વિગેરે. પછી તે કાગળને ભાલાની નોક ઉપર પોઇ ગેવને તે ભાલો આપ્યો, કે "હિમ્મતથી કિલ્લા આગળ જા અને ભાલો કિલ્લાની દિવાલ ઉપર ખોસી આવ." ગેવે તેમ કર્યું, અને પાદશાહે ફરમાવ્યું હતું તેમ તુરત ત્યાંથી દોડી આવ્યો. એકાએક એક મોટો અવાજ થયો અને કિલ્લાની દિવાલ ધડાકા સાથે પડી અને પછી સખ્ત અંધકાર થઇ ગયું. ત્યારે કએખુસ્રુએ લશ્કરને કહ્યું, કે "હવે કિલ્લા ઉપર તીરનો વર્સાદ વરસાવો." તે તીરોથી ઘણાક દેવો માર્યા ગયા. એકાએક એક રોશણી નજરે પડી અને કિલ્લાનો દરવાજો દેખાઇ આવ્યો. કએખુસ્રુ આગળ વધ્યો તો ત્યાં એક સુંદર શેહેર જોયું. તેણે ત્યાં આતશકદેહ બંધાવ્યું અને ત્યાં "આદર ગુશસ્પ", નામનો આતશ સ્થાપ્યો. ફીરદોસી એ બાબે નીચલું વર્ણન કરે છે.

## આદરગુશસ્પના આતશકદેહની સ્થાપના.

એકાએક રોશણી પડી જાહેર, અંધકાર થઇ ગયો દૂર ને બાહેર.
પવન આવ્યો એકદમ, દેતો આફ્રીન, હવા થઇ હસતી ને રમતી જમીન.
જેહાનદાર પાદશાહના બખ્તાવર નામ, ની બરકતથી દેખાઇ રોશની તમામ.
પાદશાહના ફરમાનથી દેવો નાબુદ, પડયો તે કિલ્લો નજરે ખુદ.
દાખલ થયો અંદર શાહ નામદાર, સાથે હતા કેશ્વાદ ને ગોદ્રેજ સરદાર.
બુલંદ તે કિલ્લામાં દીઠું એક શેહેર, મેહેલો ને બાગોથી હતું પુર લેહેર.
એકાએક થઇ ગઇ રોશણી જાહેર, અંધકાર થઇ ગયો દૂર ને બાહેર.

આપ્યું ત્યાં શાહે એવું ફરમાન, કે બાંધ ત્યાં ગુંબંદ સાથ બુલંદ મકાન,
લંબાઇ ને પોહોળાઇમાં દસ કમન્દ, આજુબાજુ તેની તાકો બુલંદ,
વિસ્તારમાં અડધી દોડ આરબી અસ્પ, ત્યાં કર્યો રોશન "આદર ગુશસ્પ."
આતશ પાસ બેઠા મોબેદ મોબેદાન, સેતારેશનાસો જે ધરાવતા માન.
રહ્યો ત્યાં તેટલો વખત શેહેરયાર, આતશનું મકાન થયું તૈયાર.
વર્ષ એક પુરૂં થયું સરંજામ, ગયો કુચ કરી શાહ લશકર તમામ.

કહે છે કે એહીં સ્થાપેલા આતશકદેહને "આદર ગુશસ્પ" નામ એટલા ઉપરથી આપવામાં આવ્યું હતું કે, ત્યાં નજરે પડેલી કુદરતી રોશણી કએખુસ્રુના ઘોડા (અસ્પ)નાં કાન "(ગુશ) ઉપર પેહેલે પડી. એ એક હવાની વિજળીનો કુદરતી બનાવ હતો. (એ બાબે જુઓ મારા ઇરાની વીષયો ભાગ ૧ લો, આદર ગુશસ્પ નામના એક પુરાણા ઇરાની આતશકદેહની તવારીખનો વિષય. પા. ૧૧૫ થી ૧૪૦).

એ મુજબ કિલ્લો ફતેહ કરી કએખુસ્રુ કાઉસ આગળ આવ્યો અને કાઉસે તેને પાદશાહી આપી.

## શાહ કએખુસ્રુ ઇરાનના તખ્ત ઉપર બેઠો ત્યારે રૂસ્તમે તેને નમન કરવા અને મુબારકબાદી આપવા આવવું.

જેહાં પેહેલવાન રૂસ્તમ શાહજાદા સ્યાવક્ષને ઘણો ચાહતો હતો. તેના મરણથી તે ઘણો દલગીર થયો હતો. ત્યારે હવે જયારે તેને ખબર પડી કે સ્યાવક્ષને ત્યાં અવતરેલા બેટા કએખુસ્રુને તુરાનમાંથી શોધી લાવી ઇરાનનું રાજ્ય તેના બપાવા શાહ કાઉસે આપ્યું છે, ત્યારે તે ઘણો ખુશી થયો અને તેના દરબારીઓ પણ ખુશી થયા. તે પોતાનું લશ્કર લેઇ શાહને નમન કરવા પાયતખ્ત ભણી નીકળ્યો. તેનો બાપ જાલ પણ તેની સાથે ગયો.

શાહની દરબારને રૂસ્તમના આવવાની ખબર પડી ત્યારે સર્વે દરબારીઓ તેને એસ્તેકબાલ લેવા ગયા. શાહ કએખુસ્રુએ રૂસ્તમના આવવાની ખબર આપનાર ખુશ આવાજી પોકારચી (સરાયન્દેહ) ને આ ખુશ ખબર આપવા માટે દુઆ દીધી કે "તું આબાદ રેહેજે (આબાદ માન). રૂસ્તમ મારા બાપને ઉધારનાર (પરવરદેગારે પેદર) છે અને નેકીથી ભરપુર છે." તેણે ગેવ, ગોદ્રેજ તુસ અને બીજા સરદારોને લશ્કર સાથે તેને આવકાર દેવા સામે મોકલ્યા. તે સરદારો ગયા અને રૂસ્તમને આવકાર આપી બલગીરી કીધી. રૂસ્તમે શાહની ખેર આફીયત પુછી. પછી તે દરબારીઓ જાલ અને ફરામરોજને મલ્યા.

જ્યારે સર્વે શાહની દરબારમાં આવ્યા ત્યારે રૂસ્તમને જોઈ શાહની આખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તે તખ્ત ઉપરથી ઉતર્યો અને રૂસ્તમ ઉપર આફ્રીન કીધી. રૂસ્તમે જમીનને બોસો દીધો. શાહે રૂસ્તમને દુઆ દીધી કે "તું હમેશાં ખુશાલ જીવતો રહેજે. તેં મારા બાપ સ્યાવક્ષની ઘણી પર્વરેશ કીધી છે." રૂસ્તમ જવાન શાહને જોઇ ખુશી થયો અને તેને સ્યાવક્ષની યાદ આવી. તેણે શાહને કહ્યું કે "તું આ દુન્યામાં તારા બાપની યાદ આપનાર છે." પછી દરબાર ખલાસ કરી સર્વેએ ખુશાલીની મીજલસ સમારી રંગ રાગ કીધો.

## શાહે અફ્રાસ્યાબપર કિનો લેવા માટે કરેલાં લખત ઉપર રૂસ્તમે સાક્ષી તરીકે સહી કરવી.

## શાહે અમલદારોની કરેલી નેમણુંક.

ત્યાર પછી કએખુસ્રુ પોતાના મુલકમાં ફરવા નિકળ્યો. પોતાની સફર તમામ કરી આઝર ગુશસ્પના આતશકદેહમાં આવી ખુદાની બંદગી કરી શુક્રગુજારી અને દુઆ કરી તે પોતાના બપાવા કાઉસની દરબારમાં આવ્યો અને તેની આગળ તેણે કોલ આપ્યો કે તે અફ્રાસ્યાબ ઉપર પોતાના બાપ સ્યાવક્ષનો કિનો લેશે. તેણે એ બાબે લીધેલા સખ્ત સોગંદનું ફિર્દોસી લાંબું વર્ણન કરે છે. પોતાના કોલને વધારે મજબુત કરવા તેણે એ બાબે એક પેહેલવીમાં લખત કર્યું અને તેમાં આ બાબે કબુલાત આપી. તે લખત ઉપર સાક્ષી તરીકે દસ્તાત (જાલ) અને રૂસ્તમે શાખ કીધી.

પછી કએખુસ્રુએ પોતાના પેહેલવાનો અને લસ્કરની તપાસ (શેમોર્દન review) લીધી. એમ કરતાં, તેણે પગાર આપનારા (રુજી દેહાન paymasters) ને પાસે ઉભા રાખી સર્વ અમલદારોના નામો પોકરાવ્યાં. તેઓને તેઓના ઓહ્દા માફક સનદો આપી તેની નોંધ લેવાડી. શાહ કાઉસના ખેશી અમલદારોમાં વડા તરીકે ફરેબુર્જને, માનોચેહરનાં કુટુંબીઓમાં તુસને, અને નોઝરના અતલગનાઓમાં જરસ્પને નેમયા. ગોદરેજને તેના ૭૮ બેટાઓના કુટુંબી સરદારોમાં વડો નેમયો. ગજદહમના વંશનાં ૬૩ સરદારોમાં ગસ્તહમને વડો બનાવ્યો. મીલાદના ખાનદાનીઓમાં ગુર્ગીનને વડો કીધો. હજીરેહને કારનના કુટુંબી સરદારોમાં અને બસ્તેહને તુવાનેહની તોખમના ૮૫ સરદારોમાં વડો કર્યો. તુસના જમાઇ રીવને પશંગના ખાનદાનના ૩૩ સરદારોનો વડો બનાવ્યો. તે વળી લશ્કરમાં વડો ધોલચી (પીશ–કુશ chief drummer) હતો. ફર્હાદને બુર્જીનના ખાનદાનના ૭૦ સરદારોનો વડો અને ગરાજેહના ૧૦૫ કુટંબીઓમાં ગરાજેહને

વડો બનાવ્યો. અસ્કશને ફરેદુનનાં વંશના ૮૦ સરદારોનો વડો બનાવ્યો. આ સર્વ નામ એક નોંધ પોથી (દફતર)માં દાખલ કર્યાં. આ સર્વ સરદારોને મોટા લશ્કર સાથે તેણે અફ્રાસ્યાબ સામેની લડાઇ માટે તઇયાર કર્યાં. તેણે ખજાનાનો દરવાજો ખોલી છુટથી લડાયક તઇયારીઓ કીધી.

પછી પાદશાહે પોતાના ખજાનામાંથી અવારનવાર જુદી જુદી કિમતી જરજવાહેરની ચીજો દરબારમાં રજુ કરી અને એક પછી એક નીચે પ્રમાણે કહ્યું: "આએ ચીજો જીતનાર કોણ મરદ છે કે જે જાએ અને ૧) અફ્રાસ્યાબના સરદાર પલાશાનને, ૨) તેના પેહેલવાન તજાવના તાજને, ૩) તજાવની એક ખુબસુરત બાનુ (પરસ્તન્દેહ) અસપનુઇને મારા હજુર લાવે? જે તે લાવવાની હિમ્મત કરે તેણે આ હડીઓ ઉઠાવી લેવો." બહાદુર બેજને તેમ કર્યું અને શાહ અને દરબારીઓની આફ્રીન મેલવી. ૪) પછી એવા બીજા હડયા સાથે ખુદ તજાવને લડાઇમાં મારી તેનું સર લાવનાર તરીકે ગેવે હામ બીડી. ૫) પછી બીજો હડયો રજુ કરી કહ્યું કે "કાંસે રૂદ નામની જગ્યાએ અફ્રાસ્યાબે એક સુકા લાકડાંથી બનાવેલો પહાડ યાને લાંબો દીવાલ જેવો અટકાવ બાંધ્યો છે, કે તેના અટકાવથી ઇરાનીઓ તુરાનમાં દાખલ થાય નહિં. તે લાકડાંના બાંધકામ યા દિવાલને કોણ આગ લગાડી બાળી નાખવાની હામ બીડે છે?" ગેવે તે કામ પણ માથે લીધું અને કહ્યું કે "હું એ કામ બજાવું અને લડાઇ કરી લડાઇમાં કર્ગેશ પક્ષીઓને જીઆફત આપું (એટલે કે દુશ્મનના લશ્કરને મારી તેઓના કાલબુદથી ખલીશોને પુરતો ખોરાક પુરો પાડું)." પાદશાહે ગેવને દુઆ દીધી કે "જેમ એક પુરબાં વગર બ્રાહમણ નહિ બને, તેમ તારી તલવાર વગર તાજ રોશન નહિ બને."[૧] ૬) પછી શાહે બીજો કિંમતી હદયો મંગાવી તે દરબારમાં રજુ કરી કહ્યું કે "મારે પાદશાહ અફ્રાસ્યાબ ઉપર એક સખ્ત પેગામ મોકલવાનો છે. તે પેગામ લઇ જઇ તેનો જવાબ લાવવાની કોણ હિમ્મત કરે છે? જે એવી હિમ્મત કરે તેણે આ હડયો ઉઠાવવો." ત્યારે ગુર્ગીને તે હડયો ઉઠાવી તે કામની હામ ભીડી. પાદશાહે નીચલી મતલબનો પેગામ કહેવાડયો. "ઓ બુરા મરદ! તેં તારા પોતાના ભાઇ અગ્રેરસને અને નોજરને મારી નખાવ્યા છે. જ્યારે સ્યાવક્ષ રૂસ્તમ સાથે તુરાન તરફ આવ્યો, ત્યારે તેં સુલેહ કીધી અને એ સુલેહ માટે શાહ કાઉસે રૂસ્તમ ઉપર શક લઇ જઇ તે કબુલ નહિ રાખી, ત્યારે સ્યાવક્ષ તારી દરબારે આવ્યો. તેને તેં સેવટે કર્સેવજની ફુસલવણીથી દમુર અને ગેરૂઇ પાસે મારી નખાવ્યો. માટે જો તું ઇચ્છતો હોય

---

(૧) અબ્બી તીગે તો તાજ રોશન મબાદ.

ચુનીન બાદ બીબુત બરહમન મબાદ.

કે તેનો કિનો હું તારા ઉપર નહિ લઉં, તો તુરત ઉપલા ત્રણે જનને તું મારી હજુર મોકળી દે કે તેઓને મારીને હું મારા બાપનો કિનો લેઉં." ગુર્ગીન આ પેગામ લેઇ અફ્રાસ્યાબ ભણી ગયો.

## શાહ કએખુસરૂએ રૂસ્તમ અને ફરામરોજને હિંદુસ્તાન ભણી મોકલવા.

ઉપલી દરબાર ખલાસ થયા બાદ બીજી સવારે તેહમતન રૂસ્તમ પોતાના ભાઇ જવારેહ અને બેટા ફરામરોજ સાથે શાહ આગળ આવ્યો અને નીચલી હકીકત કહી. "જાબુલસ્તાનની પેલી બાજુએ તુરનો એક ફળદ્રુપ મુલક હતો. તેમાંથી તુર્કોને હાંકી કહાડી મીનોચેહરે તે ઇરાન માટે હાથ કર્યો હતો. પણ કાઉસની જબરી અને નબલાઇનો લાભ લેઇ ત્યાંનાં લોકોએ તુરાનના પાદશાહને તેની ચોહાઇ અને કર (બાજ વ સાવ) આપવા માડયાં. ત્યાં હાથીઓ પુષ્કળ છે. ત્યાં લોકો કમનસીબ છે સબબ કે તેઓ ઉપર લુટફાટ ગુજારવામાં આવે છે. તેઓ તુરાન સામે બલવો કરવાને તૈયાર છે. હવે જ્યારે તું ઇરાનનો માલેક થયો છે ત્યારે તે મુલકનો તેં કબજો લેવો જોઇએ. તું ત્યાં એક પેહેલવાનને મોકળ કે જે તારે માટે ખંડણી મેળવે. એ મુલક તારે હાથ આવવાથી તુરાન ઘણું પાયમાલ થશે." રૂસ્તમે વર્ણવેલો આ મુલક જાબુલસ્તાનની નજદીકનો હિંદનો મુલક હતો. શાહ આ શબ્દો સાંભળી ખુશી થયો અને કહ્યું કે "એ મુલક તારા જાબુલસ્તાનની પડોશમાં છે. માટે દરૂસ્ત આ દિસે છે કે તુંજ એ મુલક હાથ લાવે. તું તારા બેટા ફરામરોજને લશકર આપી ત્યાં લડાઇ ઉઠાવ." રૂસ્તમ આ હોકમથી ખુશી થયો.

## શાહ કએખુસરૂએ લડાઇ માટે તઇયારી કરવી અને લશ્કરની તપાસ (Review) લેવી.

પછી પાદશાહે અફ્રાસ્યાબ સામેની લડાઇ માટે તૈયારી કીધી. લડાઇના વાજીંત્રો વાગવા લાગ્યાં. શાહ પોતે સુંદર સાજના એક હાથી ઉપર સુંદર સાજ સાથનું એક તખ્ત મેલી સુંદર લડાયક હથિયારોમાં સજ થઇ સવાર થયો. તેણે એક વાટકા (જામ)માં એક મોહરો[1] મેલી તે મારફતે અવાજ કરવા માંડયો. સર્વ લશ્કર ઘોડા ઉપર સવાર થયું. પછી શાહ મેદાનમાં એક જગ્યાએ ઉભો અને

(૧) "જદી મોહરે દર જામ વ બસ્તી કમર."

"મોહરે દર જામ અફગન્દન" એટલે "એક જામમાં મોહરો ફેંકવો," એ એક ફારસી એસ્તેલાહ છે, જે ઘોડા ઉપર સવાર થવાની નીશાણી માટે વપરાય છે. એવો રેવાજ દિસે છે કે એક જામ જેવાં પોકલ વાસણમાં મોહરા જેવી કાંઇ ચીજ નાખી તે ખખરાવી અવાજ કરવો. તેમ કરતાં સર્વ ઘોડે સવારોએ ઘોડા ઉપર સવાર થાવું. આ લડાઇમાં શાહ કએખુસરૂએ પોતે એમ કર્યું કે લશકર ઘોડે સવાર થયું.

સર્વ સરદારો પોત પોતાના લશ્કર સાથે તેના આગળથી સલામ કરતા પસાર થયા. હાલની લશ્કરી ભાષામાં બોલ્યે તો, પાદશાહે લશ્કરનો રીવ્યુ લીધો. તેમાં સર્વે સરદારો તેના હજુરથી કુચ (March past) કરી પાદશાહી સલામ (Royal Salute) આપી પસાર થયા.

આ લશ્કરી તપાસની કુચમાં નીચલા સરદારો એક પછી એક શાહ આગળથી સલામ કરી પોતાના લશકરો સાથે પસાર થયા. પહેલે ફરેબુર્જ; પછી ગોદ્રેજ, પોતાના ડાબા હાથ ઉપર રેહામને અને જમના હાથ ઉપર ગેવને અને પછવાડે શેદુશને લઈને; પછી ગજદહમનો છોકરો ગસ્તહમ; પછી કોબાદના ખાનદાનનો અસ્કશ, જેના લશ્કરમાં કછ અને બલુચીસ્તાનના બહાદુર સેપાહો હતા; પછી ફર્હાદ, જેનું લશકર હિંદી તલવાર, સોગડીઆનાના બખ્તર અને તુર્કી જીન વાપરતા હતા; પછી ગુરાઝેહ; પછી જંગેહ શાવરાન, જેનું લશ્કર બગદાદી સેપાહોનું બનેલું હતું; પછી ફરામરોજ, જેનું લશ્કર કાસ્મીર, કાબુલ અને સીસ્તાનના સેપાહોનું બનેલું હતું. સર્વ સરદારો પાદશાહ આગળથી પસાર થતાં કુર્નેશ બજાવી દુઆના શબ્દો બોલતા. ફરામરોજ આવતાં, તે હવે રૂસ્તમ તરફથી હિંદુસ્તાન જીતવા જનાર હતો તે ઉપરથી, તેને બીજા કેટલાક શબ્દોમાં શાહે એમ પણ કહ્યું કે "હિંદુસ્તાન કનોજથી સીસ્તાન સુધી તારૂં છે."[1] લડાઇમાં કેવી વર્ત્તણુક જાળવવી તે બાબે શાહ કએખુસ્રુએ હિંદુસ્તાન જતા પોતાના પેહલવાન ફરામરોજને દીધેલી શિખામણ જાણવાજોગ છે. તેણે કહ્યું કે "જેઓ તારી સામે લડે નહિં તેઓને તું કાંઇપણ નુકસાન કરતો ના. ગરીબોનો સર્વ જગ્યાએ મિત્ર થજે. તારા પોતાનાઓ તરફ સખી થજે. તારા દોસ્તો કોણ છે, ડાહયા કોણ છે અને તારાં દુ:ખમાં દીલસોજ કોણ છે, તે હમેશાં જોતો રહેજે. જ્યારે કોઇને બખ્શેશ અને મદદ કરવી હોય ત્યારે 'કાલે' બોલ બોલતો ના (એટલે તે ધીલમાં રાખતો ના) સબબ કે તું શું જાણે કે કાલે શું બનવાનું છે? તુંને હું પાદશાહી સતા આપું છું, તેને ટેકવી રાખજે અને વગર સબબે કંડે લડાઈ કરતો ના. જવાનીમાં (ક રીતે) પઇસા એકઠા કરનાર ના થતો. તુંને જે કોઈ રંજ આપે નહિ તેને તું કદી રંજ દેખાડતો ના." ફરામરોજે આ શિખામણ સાંભળી શાહને કુર્નેશ બજાવી અને લડાઇપર જવા નિકળ્યો. રૂસ્તમ તેને બે ફરસંગ સુધી મુકવા ગયો.[2] ઉપર મુજબ લડાઈપર જતાં લશ્કરની તપાસ લેઇ શાહ હાથી ઉપરથી હેથે ઉતરી ઘોડેસ્વાર થઇ પોતાની છાવણીમાં ગયો. ત્યાં રૂસ્તમ તેને મળવા આવ્યો. આખી રાત બન્નેએ જુદી જુદી બાબતો ઉપર વાત કરી.

---

૧ કનુન મર્ઝે હિંદુસ્તાન મર તોરાસ્ત, જ. કનુજ તા સીસ્તાન મર તોરાસ્ત.

(૨) કલકતા એડીશનમાં રૂસ્તમને પોતાના બેટાને ઘણીક શિખામણો આપતો જણાવ્યો છે.

## અફ્રાસ્યાબ સામેની શાહ કએખુસ્રુની પેહેલી લડાઇ. તેમાં ઈરાની સરદારોની બેદરકારી. તે સબબે ઇરાનીઓની હાર. રૂસ્તમે શાહને સમજાવી ઈરાની પેહેલવાનો માટે મેલવેલી માફી.

શાહ કએખુસ્રુએ કેટલાક પેહલવાનોને જુદે જુદે મુલક ઇરાનની સત્તા સ્થાપવા મોકલ્યા. તેઓમાં તુસ પેહલવાનને તેણે તુરાનની તરફ મોકલ્યો, પણ તેને ખાસ હોકમ આપ્યો કે તેણે કલાતના[1] કિલ્લા તરફથી જવું નહિં, સબબ કે ફરૂદ, જે, સ્યાવક્ષની બીજી બાયડી જરીર, જે પીરાન વજીરની બેટી તેને પેટે અવતરેલા બેટા તરીકે, તેનો સાવકો ભાઇ થતો હતો, તે ત્યાં રહેતો હતો. ત્યાંથી પસાર થતાં કદાચ તેની સાથે લડાઇ બરપા થાય, કે જે લડાઇ કએખુસ્રુ કરવા માગતો હતો નહિં. તુસ લશ્કર સાથે તુરાન ભણી જવા નિકલ્યો, પણ કએખુસ્રુએ ના કહેવા છતાં કલાતને માર્ગેજ ગયો. તેણે બેદરકાર રીતે ફરૂદને ઉશ્કેર્યો. તેમ થતાં લડાઇ થઇ અને તેમાં ફરૂદ માર્યો ગયો. તે બાદ ઇરાનીઓ તુરાન તરફ આગળ વધ્યા. માર્ગમાં તજાવ, જે અસલ જન્મે એક ઇરાની હતો, પણ પાછલથી તુરાની શાહનો જમાઈ બની એ મુલકનો વડો હાકેમ બન્યો હતો, તે લડવા આવ્યો. બેજને પેહલે તેનું તાજ ઉંચકી લીધું. પછી તેની સાથની બાનુ અસ્પનુઇને બંદમાં પકડી. તજાવ પોતે બેજનને હાથે હાર ખાઇ અફ્રાસ્યાબના મથક ભણી ન્હાઠો અને ત્યાં જઇ પાદશાહને સર્વે હકીકત કહી. અફ્રાસ્યાબે પીરાનને લશ્કર સાથે સામે લડવા મોકલ્યો. એક રાત્રે જયારે ગોદ્રેજ સિવાય સર્વ ઇરાનીઓ શરાબની ખુમારીમાં સુતા હતા ત્યારે પીરાને હુમલો કરી તેઓને હરાવ્યા.

શાહને પોતાના ભાઇ ફરૂદના માર્યા જવાની અને તુરાનીઓને હાથે તેના લશ્કરે માર ખાધો તેની હકીકત ખબર પડતાં તે દલગીર થયો. તેણે તુસને સરદારી ઉપરથી દૂર કરી પાછો બોલાવી લીધો અને તેની જગ્યાએ ફરેબુર્જને સરદારી આપી. ફરેબુર્જે એક માસની મેહતલ માગવા બાદ લડાઈ પાછી શરૂ કરી, પણ તે હાર્યો. એ લડાઇમાં ગોદ્રેજનાં ૬૩ બેટાઓ, ગેવની પેહેડીના ૨૫ પેહલવાનો અને શાહ કાઉસના ખાનદાનનાં ૮૦ શાહજાદાઓ માર્યા ગયા. આ લડાઇમાં કોઇ કોઇ ઇરાનીઓએ પોતાના દેશનો વાવટો અથવા પોતાના ઘોડાનો ચાબુક દુશ્મનના હાથમાં નહિં જાય તે માટે ઘણીક હિમ્મતના દાખલાઓ રજુ કર્યા પણ સેવટે ઇરાનીઓની મોટી હાર થઇ.

---

૧ એ કલાત પાછળથી "કલાતે નાદીર"નાં નામે જણાયલો કિલ્લો હતો. તે ફીર્દોસીના જનમ શેહર તુસથી થોડેક દુર આવ્યો હતો.

આવી બન્ને હારથી શાહ કએખુસ્રુ પોતાના ઇરાની સરદારો તરફ ઘણો નાખુશ થયો હતો. તેથી કેટલોક વખત જવા બાદ, તે સરદારોએ રૂસ્તમને અરજ કીધી કે તે પાદશાહ આગળ જઈ તેનો ગુસ્સો નરમ પાડે. રૂસ્તમે તેમ કર્યું. તેણે તે સરદારો તરફથી પોતે શાહ આગળ દલગીરી દેખાડી અને દરગુજર ચાહી. તુસના બચાવમાં તેણે કહ્યું કે "એ લડાઇની શરૂઆતમાં તુસનો પોતાનો બેટો અને જમા માર્યા ગયા હતા તેથી તેનું માથું બરાબર ઠેકાણે રહયું નહિં. વલી દીવનીજ, જે કાઉસના પાદશાહી ખાનદાનનો હતો, તે પણ માર્યો ગયો, તેથી પણ તુસનું દલગીરીથી ધ્યાંન ઠેકાણે રહયું નહિં. વળી શાહનો ભાઇ ફરૂદ કોઇ પણ વખત શાહને મલવા આવેલો નહીં,[1] તે ઉપરથી પણ ઇરાની સરદારોને તેને માટે ઘણી કાલજી રહી નહિં," એ વિગેરે બીજા દિલાસાના શબ્દોથી રૂસ્તમે શાહનો તુસ વિગેરે સરદારો સાંમેનો ગુસ્સો નરમ પાડયો, અને શાહે તેઓને પાછા પોતાની મેહરબાંની તળે લીધા. તુસે પોતે શાહ આગળ આવી દરગુજર ચાહી, અને આગલી લડાઈમાં ખોહેલી કીર્તિ પાછી મેલવવા જણાવ્યું. એથી પાદશાહ ખુશી થયો, અને હવે પછી લડાઈ કેમ કરવી તે વિગેરે બાબત ઉપર આખી રાત તેહેમતન રૂસ્તમ સાથ મસલત કીધી.

## શાહ કએખુસ્રુની અફ્રાસ્યબ સામે બીજી લડાઈ. તે લડાઈમાં રૂસ્તમે લીધેલો ભાગ.

શાહે તુસને માફ કરી તેને ફરીથી લસ્કરની સરદારી આપી તુરાન સાંમે મોકલ્યો. માર્ગમાં પીરાનના લસ્કર સાથે ઇરાનીઓને ત્રણ દાહડા સુધી ખુનખાર લડાઇ થઇ. ત્રીજે દાહડે ઇરાની લશ્કર બરફ કરાં વિગેરેનાં એક તોફાનમાં સપડાયું, જે તોફાન બાજુર નામનાં એક તુરાની જાદુગરના જાદુનું પરિણામ ગણાયું હતું. ઇરાનીઓ બતંગ આવ્યા. કેટલાકો ન્હાસી બાકીના હમાવન નામના એક પહાડ ઉપર ચહડી જઈ ત્યા બચાવ ઉપર રહયા. શાહ કએખુસ્રુને પોતાના ઇરાની લશ્કરની બતંગ હાલતની ખબર પડતાં તેણે રૂસ્તમની સરદારી હેઠલ એક લશ્કર મોકલવાની સર્વ તૈયારી કરી.

## રૂસ્તમ સીફારસથી શાહના કાકા ફરેબુંર્જની શાહની માતા ફીરંગીજ સાથે શાદી.

રૂસ્તમે નવાં લશ્કરની સરદારી લઇ કુચ કરવા આગમજ, ફરેબુર્જને એક પેગામ આપી ઇરાની લશ્કર ભણી મોકલવા કાહડયો કે તે જઇ ઇરાનીઓને સધ્યારો આપે કે થોડા વખતમાં પહાડ ઉપરની તેઓની બતંગ હાલતમાંથી છુટકારો આપવા કાજે વધુ ઇરાની લશ્કર આવી પોંહચે છે. ફરેબુર્જની મરજી પોતાના

(૧) કે ફરરૂખ બોરાદર ન શુદ પીશે શાહ.

મરનાર ભાઇ સ્યાવક્ષની બાયડી ફીરંગીજ સાથ શાદી કરવાની હતી, માટે તેણે રૂસ્તમ સાથે આ વખતે વધારે સબંધમાં આવવાની તકનો લાભ લઈ, તેને અરજ કીધી કે તેણે તેના મનની મુરાદ બર લાવવામાં મદદ કરવી. રૂસ્તમને એ વિચાર પસંદ પડયો. તે શાહ કએખુસ્રુ આગળ ગયો અને ફ્રેબુર્જની ખાહેશ જણાવી. શાહે કહયું કે આ એક નાજુક બાબદ છે માટે તે પોતાની માતાને એ બાબે પોતે કહે એ દરૂસ્ત નહિ; તે છતાં તેની માતા જો ફ્રેબુર્જની ખાહેશ બર લાવવા કબુલ થાય તો તેને વાંધો હતો નહિ. સેવટે શાહ કએખુસ્રુ અને રૂસ્તમ બંને ફીરંગીજ આગળ ગયા. ફીરંગીજે કુદરતી રીતે આ નાજુક બાબદ માટે એક-દમ બહાલી આપવા પહેલાં પોતાના બેટાની મરજી જાણવા માંગી. કએખુસ્રુએ વાંધો નહિ લેવાથી તેણીએ પોતાની પસંદગી જણાવી. આ મુજબ શાહજાદો ફ્રેબુર્જ પોતાના મરનાર ભાઇ સ્યાવક્ષની બાયડી શાથે શાદીના ગાંઠમાં જોડાયો. તેને લડાઇ ઉપર જવાનું હતું માટે તુરતા તુરત લગ્નની ક્રિયા કરવામાં આવી.

## રૂસ્તમનું લડાઈના મેદાનમાં આવી પોંહોંચવું. તેની અશ્કબુસ સાથે લડાઈ.

હવે પેલા હમાવનના પહાડી કિલ્લામાં ઇરાનીઓ ખોરાકની તંગીથી બહુ બતંગ થતા જતા હતા. એ અરસામાં તુરાનીઓની મદદે ચીનનો ખાકાન, માવર અન નેહર (Transoxania)નો એક સરદાર નામે ફ્તુસ, મન્શુર નામનો એક બીજા મુલ્કનો સરદાર, અને કામુશ કસાની નામનો સરદાર, પોતપોતાના લશ્કરો સાથે આવ્યા. સેપંજાબ અને રૂમ તરફથી પણ લશ્કરો આવ્યાં. વળી સકલાબના મુલકથી કન્દ, કાતના મુલકથી બીવર્દ, સગસારના મુલકથી ગર્યેહ, હિંદુસ્તાનના મુલકથી સંગેલ, ચેગાનના મુલકથી ફ્તુસ, ગહાનના મુલકથી ગહાર, શીકીનના મુલકથી શમીરાન અને વહરના મુલકથી ગર્ગુ, એ સરદારો લશ્કરો લઈ અફ્રાસ્યાબની મદદે આવ્યા. આ મામલાથી ઇરાનીઓ ગભરાતા હતા અને ખાહી (trenches) ખોદી બચાવપર રેહેવાની કોશેશ કરતા હતા.[1] તેવામાં ચોકીઆને ઇરાનથી લશ્કર આવતું દૂરથી જોવાની ખુશ ખબર આપી. એ ફ્રેબુર્જનું લશકર હતું, જે ફ્રેબુર્જ પોતાની શાદી પછી તુરતાતુરત નિકળી પડયો હતો. રૂસ્તમ ત્યારબાદ પોતાના લશ્કર સાથે આવી પોંહતો. તેનો વાવટો દૂરથી જોતાં ઇરાનીઓને ઘણી હિંમ્મત આવી. રૂસ્તમે આવતાંને વાર ગોદ્રેજથી સર્વ લડાઈની હકીકત જાણી લીધી. તેના રખશે દરરોજ ત્રણ ત્રણ મંજલની કુચ કીધી હતી, તેથી તેણે પોતે તે દિવસે લડાઈમાં ઉતરવાનું દરૂસ્ત જોયું નહિ. તેથી તે એક પહાડની સફીલ ઉપરથી તે દિવસે ચાલતી લડાઈ નેહાલતો બેઠો. તુરાનીઓ તરફથી કાશનના મુલકનાં લશ્કરના સેપેહ-

---

૧ "યકી કન્દેહ સાજીમ પીશે સેપાહ"

સાલર કામુશનો સરદાર અશ્કબુશ જંગનાં મેદાનમાં આવ્યો. ઇરાની પેહેલવાન રેહામ તેની સાંમે ગયો પણ હાર ખાઈ પહાડ તરફ નહાંહો. આ મામલો જોઈ રૂસ્તમ તુરત રખશ વગર પાંઉપ્યાદો જંગનાં મેદાનમાં અશ્કબુશ સામે લડવાને આવ્યો. રૂસ્તમે અશ્કબુશના ઘોડાને તીર મારી જખમી કીધો, તેથી અશ્કબુશ પણ ઘોડા વિના પાંઉ પ્યાદો થયો. પછી અશ્કબુશે એક તીર રૂસ્તમ ભણી ફેંકયો, જે રૂસ્તમે છટકાવી નાખ્યો. પછી રૂસ્તમે પોતે એક તીર ફેંકી અશ્કબુશને વીંધી નાખ્યો.

ફીર્દોસીનું આ તીર ફેંકવાની બાબતનું વિગતવાર વર્ણન ઘણું વખણાયું છે અને કહે છે કે એ વર્ણનના બેતોએ શાહ મહમુદ ગીજનવીનું મન જીતી લીધું હતું. એ બેટો નીચે પ્રમાણે છે.

“બે માલીદ ચાચી કમાનરા બદસ્ત, બચરમે ગુજન અંદર આવુર્દ શસ્ત.
સેતુન કર્દ ચપરા વ ખમ કર્દ રાસ્ત, ખરૂશ અજ ખમે ચર્ખે ચાચી બેખાસ્ત.
ચું સુફારેશ આમદ બ પહેના એ ગુશ, જે ચર્મે ગુજનાન બર આમદ ખરૂશ.
ચુ પએકાન બે બુસીદ સર અન્ગુસ્તેઉ, ગુજર કર્દ અજ મોહરે એ પોસ્તે ઉ.
કજા ગોફ્ત ગીરો કદર ગોફ્ત દેહ, ફલક ગોફ્ત અહસન મલક ગોફ્ત જેહ.
કશાની હમ અન્દર જમાન જાન બેદાદ, તો ગોફ્તી કે હરગેજ જ માદર નજાદ.

અર્થ—“ચાચી કમાનને હાથમાં મસલી અને સાબરનાં ચાંમડાં (વાળા ભાગ) ને વલાણ આપી. દાબા હાથને સીધો કર્યો, અને જમણાને વાંકો કર્યો. ચાચી કમાનના વાંકમાંથી પોકાર ઉઠયો. જ્યારે તીરની નોક કાનના ચાબકા સુધી આવી ત્યારે સાબરના ચામડામાંથી પોકાર ઉઠયો. જ્યારે તીરની અણીએ તેના અંગોઠાને બોસો લીધો (એટલે અંગોઠાને લાગી) ત્યારે તે તે (દુસ્મન)ના બરડાના પાછલા હાડકાંમાંથી પસાર થયો. કજાએ કહયું ‘પકડ,’ તકદીરે કહયું ‘આપ.’ આસમાને કહ્યું ‘સાબાસ,’ ફરેસ્તાએ કહયું ‘વાહવાહ.’. તેજ વખત (અશકબુસ) કસાનીએ પોતાનો જીવ આપી દીધો, જાણે કે તે પોતાની માએને પેટે જનમ્યોજ નહિં હતો.”

અશ્કબુશને આ પ્રમાણે માર્યો ગયલો જોઈ ચીનનો ખાકાન અને કાશાનનો કામુશ અજબ થયા અને તેઓએ પીરાનને પુછયું કે “એ પાંઉ પ્યાડો લડનાર કોણ છે? શું તે રૂસ્તમ છે?” પીરાને ખરી હકીકતથી વેગળું કહયું કે “કે એ રૂસ્તમ નથી. રૂસ્તમ તો એના કરતાં વધારે જોરાવર છે.”

## રૂસ્તમને હાથે કામુસે કાશાનીનું માર્યા જવું.

બીજે દહાડે રૂસ્તમે ઇરાની લશ્કરને તૈયાર કરી તેઓને હિમ્મત અને ઉલતના શબ્દો કહ્યા. તેઓને લડાઇમાં જો ફતેહ મલે તો સુંદર ભેટો, જેવી કે માથાપરની કોલાહ (તાજ), કાનમાં લુલક (ગુશ્વાર), જાબુલી અને કાબુલી કીમતી કપડાં, એ સર્વની

આશા આપી. કામુશ જંગના મેદાનમાં આવ્યો અને રૂસ્તમને હમનબર્દ બોલાવવા લાગ્યો. અલવા નામનો એક જાબુલી સરદાર, જે રૂસ્તમનો નેજો ઉઠાવનાર (નીજબર) હતો, તે તેની સામે લડવા ગયો પણ તેના હાથે માર્યો ગયો. તેથી રૂસ્તમ બહુ દલગીર થયો. તે લડાઈનાં મેદાનમાં ગયો અને કામુશની ઉપર કમન્દ નાખી કેટલુંક ખેચટાંણુ કરી તેને ઘોડા ઉપરથી નીચે નાખ્યો. તેણે પછી તેને કમન્દથી બાંધ્યો અને ઘહસડતો ઇરાની લસ્કર ભણી લેઈ ગયો. ત્યાં તેના લસ્કરના સરદારોએ તલવારથી તેના ટુકડા કરી નાખ્યા.

## રૂસ્તમને હાથે ચીનના ખાકાનના સરદાર ચંગેશનું માર્યા જવું.

અફ્રાસ્યાબની કુમકે આવેલાં લસ્કરોના સરદારોમાં કામુશ ઘણો બહાદુર, જોરાવર અને હુસ્યાર ગણાતો હતો. તે જ્યારે રૂસ્તમને હાથે માર્યો ગયો ત્યારે તુરાની લસ્કરમાં ઘણી ચિંતા ફેલાઈ. સઘલાઓએ હવે ચીનના ખાકાન ઉપર આશા બાંધી કે તે રૂસ્તમને જેર કરશે. ખાકાને સર્વને દિલાસો દીધો. હજુર ચીનનો ખાકાન જાણતો હતો નહિ કે અસ્કબુશને અને કામુશને મારનાર ઇરાની સેપેહસાલર રૂસ્તમ પોતે હતો. એ ઇરાની સરદાર કોણ છે તેની પેહેલે ખબર કાહાડવા તેણે પોતાના સરદાર ચંગેશને કહ્યું. તે જંગના મેદાનમાં આવ્યો અને રૂસ્તમને તેનું નામ પુછ્યું. રૂસ્તમે તે જણાવ્યું નહિ પણ કહ્યું કે "મારા નેજાની ટોંચ અને મારૂં નામ તારૂં મોત છે." (એટલે કે મારા નેજાની ટોંચથી અને મારા નામની બીહકથી તારૂં મોત આવશે). ચંગેશે પુરતાં જોરથી તેના ઉપર એક તીર ફેંક્યો એવી ખાતરીથી કે તેથી રૂસ્તમનો અંત આવશે. પણ એમ બન્યું નહિ. ત્યારે તે ગભરાવા લાગ્યો. અને લડાઈના મેદાનમાંથી ન્હાસવા લાગ્યો. રૂસ્તમે તેની પાછળ જઈ તેના ઘોડાનુ પુછડું પકડી તેને અટકાવ્યો. તેથી ચંગેશ તુરત ઘોડા ઉપરથી ઉતરી પડી આજીજી કરવા લાગ્યો. પણ રૂસ્તમે તેને જમીનપર ફેંકી મારી નાખ્યો.

## રૂસ્તમની હિંદુસ્તાનના સંગેલ રાજા સાથે અને ચીનના ખાકાન સાથે લડાઈ. સંગેલનું ન્હાસવું અને ખાકાનનું બંદ પડવું.

જ્યારે ચીનના ખાકાને આ મામલો જોયો ત્યારે અફ્રાસ્યાબના સરદાર હોમાનને પોતા પાસે તેડી પેલા ઇરાની પેહેલવાનનું નામ નિશાણ મેલવવા કહ્યું. હોમાનને હવે રૂસ્તમ આગળ જવાની ફરજ પડી. પોતે પરખાઈ નહિ જાય તે કાજે તેણે પોતાનો પોષાક અને દેખાવ બદલી નાખ્યો અને પછી મેદાનમાં રૂસ્તમ આગળ ગયો અને નર્માશથી તેનું નામ પુછ્યું. રૂસ્તમે પોતાનું નામ કહ્યું નહિ અને ફક્ત પોતાને એક "ઇરાની સરદાર" તરીકે જાહેર કર્યો, અને હોમાન, જેને તેણે ઘણી

વખત જોયલો પણ હાલના નવા પોષાક અને વેષમાં ઓળખી શક્યો નહિ, તેને તેનું નામ પુછ્યું. વળી તેણે સ્યાવક્ષ સાથે કરસેવઝ વિગેરેએ ચલાવેલી બદચાલ માટે ધિક્કાર જણાવ્યો. હોમાને પોતાનું નામ 'કુહ' તરીકે જણાવ્યું અને રૂસ્તમને ફરીથી તેનું નામ પુછ્યું. રૂસ્તમે તે કહ્યું નહિ, પણ પીરાનને પ્યાર સાથ યાદ કરી તેને મલવાની પોતાની મરજી જણાવી.

હોમાન પીરાંન આગળ આવ્યો અને આવીને કહ્યું કે એ ઇરાની પેહેલવાન તો રૂસ્તમ પોતે દિસે છે અને તે તુંને મલવા માંગે છે. ત્યારે પીરાંને ખાકાન આગળ જઈ તેને આ વાત કહી. ચીનના ખાકાને કહ્યું કે "તું રૂસ્તમ આગળ જા અને નમીંથી વાત કર. અને જો તે સુલેહ કરેવા માંગતો હોય તો ઘણું સારૂં. જો તે લડવાજ માંગતો હોય તો આપણે તેમ કરીશું." પીરાંન ઇરાંની પેહેલવાન (રૂસ્તમ) આગળ ગયો. રૂસ્તમને જ્યારે ખબર પડી કે કોઇ તુર્કી પેહેલવાંન મળવા આવ્યો છે ત્યારે તે આગળ ગયો અને તેનું નામ પુછ્યું. પીરાંને પોતાનું નામ જાહેર કરી રૂસ્તમને તેનું નામ પુછ્યું. રૂસ્તમે તે જણાવ્યું. બેઉએ એકમેકની ખેર આફીએત પુછી. રૂસ્તમે પીરાંનની કએખુસ્રુ તરફની સેવાઓને આભાર સાથે યાદ કીધી. પીરાંને કએખુસ્રુ અને ફીરંગીજ માટે, તેણે જે જે કર્યું હતું તેનું ટુંકમાં વર્ણન કીધું અને છેવટે ઇચ્છ્યું કે રૂસ્તમ લડાઈ બંદ કરી સુલેહ કરે. રૂસ્તમે બે સરતોએ સુલેહ કરવા કહી. ૧ એક આ કે જેઓએ સ્યાવક્ષને મારી નાખવામાં ભાગ લીધો હતો તે સર્વને પીરાંન કએખુસ્રુ આગળ મોકલી દે. ૨ બીજી આકે પીરાન પોતે શાહ કએખુસ્રુ આગળ આવે. પીરાંનને આ સરતો મુદલ પસંદ આવી નહિ. તેથી ચીનના ખાકાંન અને બીજા સરદારો હજુર તે સરતો સુલેહ માટે રજુ કરવાનું અને શાહ અફ્રાસ્યાબને તેથી વાકેફ કરવાનું કહી તે પાછો ફર્યો. તેણે પોતાના તુરાંની સરદારોને અને ચીનના ખાકાન અને બીજા પાદશાહોને સર્વ હકીકત કહી અને જણાવ્યું કે પેલો ઇરાંની પેહેલવાન રૂસ્તમ પોતે છે.

આ પછી તુરાંનીઓએ અને મદદગાર પાદશાહોએ ઇરાનીઓ સાથે લડવાની તૈયારીઓ કરી. રૂસ્તમે પણ ઇરાની લશ્કરને હિમ્મતના સખુનો કહ્યા. પીરાન મેદાનમાં રૂસ્તમ આગળ આવ્યો અને જણાવ્યું કે તેણે જણાવેલી સરતો તેના તુરાંની ગોઠ્યાઓ કબુલ રાખી શકતા નથી.

લડાઇ શરૂ થતાં હિંદુસ્તાનનો રાજા શંગલ રૂસ્તમ સામે લડવા આવ્યો પણ હારીને ન્હાઠો. પછી મરનાર કામુશનો એક સગો નામે સાવેહ, લડાઈ દરમેઆન રૂસ્તમ સાંમે આવ્યો અને તેને હાથે માર્યો ગયો. પછી રૂસ્તમ તુરાંની લશ્કરની જે બાજુએ ગહાનનો ગહાર નામનો સરદાર હતો ત્યાં ગયો. ગહાર તેની સામે થયો અને માર્યો ગયો. પછી ઘણી ખુનખાર લડાઈ બન્ને લશ્કરો વચ્ચે ચાલુ રહી. ચીનના ખાકાને

પોતાનો એક સરદાર, જે ઇરાંની જબાંન જાણતો હતો, તેને રૂસ્તમ આગળ મોકલ્યો કે હવે લડાઈ બંદ કરે. જો તે લડાઈ બંદ કરે તો ખાકાન તેમ કરવાને ખુશી હતો. રૂસ્તમે તેમ કરવાને ના પાડ્યું. પછી રૂસ્તમ લડતો લડતો ચીનના ખાકાન આગળ ગયો અને તેને બંધીવાન કરી તુસને સ્વાધીન કીધો.

છેવટે એ લડાઈ ઇરાનીઓની સંપુર્ણ ફતેહમાં તમામ થઈ. રૂસ્તમે ફરેબુર્જ મારફતે આ ફતેહની ખુશ ખબર શાહ કએખુસ્રુને કેહવાડી અને લડાઈમાં મેળવેલી લુટમાંથી મેળવેલી કિમતી ચીજો પાદશાહ ઉપર મોકલી. ફરેબુર્જે ફતેહનો પેગામ અને પેલી કિમતી ચીજો શાહને પોહોંચાડી. શાહે રૂસ્તમ ઉપર એહસાંન સાથે માયાભરેલો જવાબ ફરેબુર્જની મારફતે મોકલ્યો અને વધુ કહેવાડ્યું કે રૂસ્તમે હજુર લડાઈ ચાલુ રાખી અફ્રાસ્યાબને કેદ પકડવો.

## કએખુસ્રુની અફ્રાસ્યાબ સાંમેની બીજી લડાઈ ચાલુ. માર્ગમાં માણસખાઉ કાફુરનું રૂસ્તમને હાથે માર્યા જવું.

હવે અફ્રાસ્યાબને ખબર પડી કે તેની તરફમાં ઇરાંન સાંમે લડવા આવનારાઓ કાશાંનનો કામુસ, ચીનનો ખાકાન, હિંદનો શંગલ વિગેરે પાદશાહો, ઇરાંનીઓને હાથ, ૪૦ દિવસ સુધી ચાલેલી લડાઈમાં, હાર ખાઈ ગયા છે, માર્યા ગયા છે અને બંદ પડયા. છે, અને પીરાંન ખોતન તરફ પાછો ફર્યો છે. તેથી તે વિચારમાં પડ્યો અને પોતાના દરબારીઓની સલાહ લીધી. તેઓએ તેને બીજું લશ્કર એકઠું કરી લડવાની સલાહ આપી. રૂસ્તમ પણ કએખુસ્રુના હુકમ મુજબ આગળ વધ્યો અને સોગ્દના મુલકમાં થઈ બીદાદ નામનું શહેર, જેમાં માણસ ખાનારા માણસો રહેતાં, ત્યાં આવી પોહોંતો. ત્યાંના લોકો માણસનાં માસનો ખોરાક લેતા. ત્યાંનો પાદશાહ ખુબસુરત સ્ત્રીઓને મારી તેઓનું માસ ખાતો. ત્યાનાં પાદશાહનું નામ કાફુર હતું. રૂસ્તમે ૩૦૦૦ માણસોનાં લશ્કર સાથે ગસ્તહમ, બેજન અને હજીરને તેની સાંમે મોકલ્યા. કાફુરના લશ્કર સાથે લડાઈ થતાં ઇરાનીઓ હાર્યા અને ગસ્તહમે રૂસ્તમને તેડવા બેજનને મોકલ્યો. રૂસ્તમ પોતે લડાઈનાં મેદાનમાં આવ્યો. તે જોઈ કાફુર પોતે તેની સાંમે થયો અને લડાઈ કરતાં રૂસ્તમને હાથે માર્યો ગયો. પછી રૂસ્તમે તેનુ શેહેર, જેનો કિલ્લો બુલંદ અને અજીત હતો, તેની ઉપર ઘેરો નાખ્યો અને તેની નીચે જમીનમાંથી ખાણ (Mine) ખોડી તે ઉપર હુમલો કરી તેને સળગાવી દીધો. પછી ત્રણ દાહાડા ત્યાં ખુશી અને આરામ સાથ આસાયશ લેઈ ચોથે દાહાડે તે ઇરાની લશ્કર સાથ આગળ વધ્યો.

## કએખુસ્રુની અફ્રાસ્યાબ સાંમેની બીજી લડાઇ. તેનો ત્રીજો તબકકો. પોલાદવંદનું રૂસ્તમને હાથ માર્યા જવું.

અફ્રાસ્યાબને આ બાબેની ખબર પડતાં તેને ફર્ગાર નામના એક સરદારને

ફરમાવ્યું કે જાસુસ તરીકે છુપી રીતે આગળ જઈ રૂસ્તમનાં લશ્કરની સર્વ હકીકતની ખબર કહાડે. તે સરદાર ઈરાંનીઓની છાવણી તરફ જઈ સર્વ ખબર લઈ આવ્યો. તેવામાં પીરાંન પણ ખોતન તરફથી આવ્યો. તેણે પણ હિમ્મત પકડી અફ્રાસ્યાબને પાછું લડવા માટે હિમ્મત આપી.

એ વખતે ચીનના એક પહાડી મુલકમાં પોલાદવંદ નામે એક દલેર પાદશાહ રાજ્ય કરતો હતો. તે પાદશાહ તરફ અફ્રાસ્યાબે એક નામુ આપી પોતાના બેટા શીદેહને મોકલ્યો અને તે પાદશાહ પાસે ઇરાનીઓ સાંમે મદદ માંગી. પોલાદવંદ પોતાના લશ્કર સાથે અફ્રાસ્યાબની મદદે તેની આગળ આવ્યો, અને લડાઇ માટે વાતચીત કરી કેટલીક ગોઠવણ કીધી.

પછી ઈરાની અને તુરાંની બન્ને લશ્કરો લડાઈનાં મેદાનમાં ભેગાં મલ્યાં. લડતાં લડતાં પોલાદવંદ, જ્યાં તુસ પોતાનાં લશ્કરની હરોળમાં લડતો હતો, ત્યાં આવ્યો અને તેની સાથે લડી તેને ઘોડાનાં જીન ઉપરથી ઉઠાવી નીચે જમીન ઉપર પટક્યો. આ મામલો જોઈ ગેવ પોતાના શબ્દેજ ઘોડા ઉપર તેની સાંમે ગયો. બેઝન અને રેહામ તેની કુમકે ગયા. આ પાછલા બન્ને પેહેલવાંનોને પોલાદવંદે જમીનપર ફેંક્યા અને ઈરાની લશ્કરના કાવ્યાની ઝુંડા તરફ ધસી તેનાં બે ટુકડા કરી નાંખ્યા. રૂસ્તમને ખબર પડતાં તેણે ખુદાતાલાને યાદ કરી ફતેહ માંગી અને હિમ્મત ધરી પોલાદવંદ સાંમે ગયો. બન્ને જણ હાથોહાથ ઘણો વખત લડયા અને એક મેકનાં જોર માટે ચિંતાતુર વિચાર કરવા લાગ્યા. એ હાથોહાથ હથ્યારની લડાઈમાં કોઇ એક પણ બીજા ઉપર સરસાઈ મેળવી શકયો નહિ, ત્યારે પોલાદવંદે કુસ્તી લડવાની સુચના કરી, એવી સરતે કે, એ કુસ્તીની લડાઈમાં કોઈ બીજો વચ્ચે પડે નહિ. રૂસ્તમે તે કબુલ રાખી. બન્ને ઘોડા ઉપરથી ઉતર્યા, અને કુસ્તી રમવા લાગ્યા.

અફ્રાસ્યાબે તે વેળા પોતાના બેટા શીદેહને કહ્યું કે "તું એઓ આગળ જઈ પોલાદવંદને હિમ્મતના સખુનો કહે અને જણાવ કે રૂસ્તમને નીચે નાખતાંને વાર તેને તલવારથી મારી નાખે." શીદેહે પોતાના બાપને કહ્યું કે, "કોઇએ વચમાં પડવું નહિ," એવી સરતે એઓ કુસ્તી રમે છે, માટે આપણે વચમાં જવું નહિ જોઇએ. ત્યારે અફ્રાસ્યાબ પોતાના બેટા ઉપર ગુસ્સે થઈ પોતે મેદાનમાં આવી ઉપર મુજબ પોલાદવંદને કહેવા લાગ્યો. ઇરાનીઓ તરફથી ગેવે આ રીતે સરત તુટેલી જોઇ બુલંદ અવાજે રૂસ્તમનું તે ઉપર ધ્યાન ખેંચ્યું. રૂસ્તમે કહ્યું કે "ફીકર નહિ, તું ચિંતા ના રાખ." છેવટે રૂસ્તમે પોલાદવંદને કુસ્તીમાં ઉઠાવી જમીન ઉપર ફેંકી મજબુત પટકી નાંખ્યો. રૂસ્તમે જાણ્યું કે તેના હાડકાં ભાંગી ગયાં છે અને તે મરણ પામ્યો છે. તેથી તુરત ઘોડા ઉપર સવાર થઇ ઈરાંની લશ્કર તરફ ચાલી ગયો. પોલાદવંદ, જે જાણે મરણ પામ્યો હોય તેમ જમીન ઉપર પડી રહેલો, તે

થોડા વખતમાં તુરત ઉઠી, દોડી જઈ એકદમ અફ્રાસ્યાબ તરફ ન્હાઠો. આ મામલો જોઈ ઇરાની પેહલવાંનો, ગોદ્રેજ, ગેવ, ગુર્ગીન, રેહામ વિગેરે લડાઇનાં મેદાનમાં દોડયા. પણ પોલાદવંદ ન્હાઠો, અને પછી રૂસ્તમ જેવા સરદારનાં લશ્કર સાથે લડવામાં કાંઈ સાર નહિ જોઈ, લડાઇનાં મેદાંનમાંથી પોતાનું લશ્કર ઉઠાવી ચાલતો થયા.

આ મામલો જોઇ પીરાન અફ્રાસ્યાબ આગળ આવ્યો અને લડાઇનાં મેદાંન-માંથી ન્હાસવાની તેને પણ સલાહ આપી. તે સલાહ મુજબ અફ્રાસ્યાબ પણ ન્હાઠો. તુરાંન છોડીને તે ચીન અને માહચીનના મુલક ભણી ગયો. રૂસ્તમ અને તેનાં ઇરાંની લશ્કરે તુરાનીઓ ઉપર હુમલો કરી તેઓને મજબુત શીકસ્ત આપી અને ઘણી લુટ મેળવી. તેમાંથી કેટલોક કિમતી ભાગ રૂસ્તમે શાહ કએખુસ્રુ ઉપર ઉપર મોકલ્યો. પછી રૂસ્તમ પોતે ઇરાંની લશ્કર સાથે ઇરાંન ભણી શાહ કએખુસ્રુ આગળ ગયો. શાહે તેને ઘણા માન સાથે આવકાર આપ્યો. શાહની દરબારમાં ખુશી ખુરમી સાથે એક મહિનો રહી રૂસ્તમ પોતાના જાબુલસ્તાનના મુલકમાં પોતાનાં બાપ જાલ આગળ ગયો.

## અકવાંન દેવ અને રૂસ્તમનું દાસ્તાન.

પાદશાહ કએખુસ્રુ પોતાની રૈયત ઉપર કાંઇ મુસ્કેલી હોય તો તેઓની દાદ લઈ તે ટાળવાને કાળજી રાખતો હતો. તેનો પેહેલો દાખલો અકવાંન દેવ, જે તેની રૈયતને ત્રાસ આપતો, તેને મારી નાખવાને રૂસ્તમને મોકલવાનો છે. કહે છે કે, એક વખત પાદશાહ દરબારમાં બીજા દરબારીઓ સાથે બેઠો હતો, ત્યારે એક ઘોડાઓનો ભરવાડ આવ્યો અને પોતા અને બીજા ભાઇબંદ ભરવાડો તરફથી ફર્યાદ કરવા લાગ્યો કે "એક ગુર ( Onagre ) જાતનું જાનવર અમારા ઘોડાઓનાં ટોળાંમાં આવે છે. તે બંદમાંથી છુટેલા દેવ જેવું દિસે છે અને વળી અમારા ઘોડાઓની ગરદન ભાંજી નાખે છે, માટે તેના ત્રાસથી અમને છોડવ." શાહ કએ-ખુસ્રુને કાને એ બાબત આગળ આવી હતી. તે ઉપરથી તેણે કહ્યું કે "એ કોઇ જાનવર નથી પણ એતો અકવાંન દેવ છે. તું જા હું એનો એલાજ કરીશ.[1]"

---

૧ આ જાનવરના રૂપમાં અકવાંન નાંમનાં દેવની હકીકતનો ખુલાસો આ દિસે છે, કે કોઇ બદકાર પુરૂષ, એક જાંનવરનું રૂપ લેઇ, તે બાજુના ઘોડાઓનાં ગોવાળાંનાં માલેકોને હેરાન કરતો. તે તેઓનાં ઘોડાનો નાશ કરતો. હાલમાં પણ કોઈ એવા કોર્માઓના દાખલા આપણે શાંભળયે છિએ. થોડુંક ઉપર ઈંગલાંડમાં એક ભાગમાં એમ રાતે છુપાછુપ કોઇ બદકાર પુરૂષ લોકોનાં ઢોરોને અને ખાસ કરી ઘોડાઓને મારી નાખતો હતો. તેનો પત્તો પોલીસ વટીકને મલતો નહિ હતો. તેથી લોકો હબતી જતાં હતાં અને કોઇક અજ્ઞાની તો તે કોઈ જાદુગરનો ચાળો સમજતાં.

મી૦ ઉવાર્નર કહે છે કે પ્રોફેસર નોએલ્ડકે એ અકવાન શબ્દને "અકોમન" (બુરૂ મન) નું બીગડેલું બીજું રૂપ લે છે, કે જે "અકોમન," અવસ્તા પ્રમાણે "વોહુમન" એટલે "ભલા મન"નો

આ મુજબ જવાબ દેઈ તેણે પોતાનાં સરદારોની સલાહ લેઈ ગુર્ગીનને જાબુલસ્તાંન રૂસ્તમ પેહેલવાંનને એ કામ માટે તેડવા મોકલ્યો. રૂસ્તમ આવ્યો અને શાહનાં ફર્માનથી પેલા ઘોડાનાં ગોવાળાંના માલેકે કહેલી જગ્યાએ ગયો. રૂસ્તમને ત્રણ દહાડા સુધી ખોળ કરવા પછી પેલો જાનવરરૂપી દેવ દિસ્યો. રૂસ્તમે પહેલે તો તેને ખરેખર ગુર જાતનું જાનવર ધાર્યું. તેથી તે પોતાની કમાનને તે ઉપર ફેંકવાની તૈયારી કરતો હતો. તેવામાં તે ગુમ થઈ ગયો તેથી રૂસ્તમે ધાર્યું કે અંહી જોર વાપરવાનું કામ નથી પણ તાલમેલ અને તદબીર વાપરવી જોઇએ. થોડીવારે તે પાછો દિસ્યો. ત્યારે રૂસ્તમે તીર હાંકતાં પાછો બીમાલુમ થઇ ગયો. રૂસ્તમ ત્યાં એક દહાડો થોભ્યો. પછી રખશનું જીન ઉતારી તેનો ટકયો બનાવી મેદાનમાં સુઈ ગયો. તેવામાં અકવાંન દેવ આવ્યો અને રૂસ્તમને ઉંઘાયલો અને ઉંઘાયલોજ માથે ઉઠાવ્યો અને પુછ્યું કે "હવે બોલ તુંને કયાં નાખું? નદી (દર્યાવ)માં કે પહાડ ઉપર?" રૂસ્તમે ધાર્યું "કે તે મને પહાડ ઉપર અફાળી નાખશે તો હું માર્યો જઇશ, તેથી નદીમાં પડેલું ભલું." વળી તેણે વિચાર્યું કે "એ બુરો દેવ, હું જે કહેવશ તેથી ઉલટું કરશે." તેથી તેણે તેને કહ્યું કે "મને પહાડપર નાંખ." ત્યારે તે દેવે તેને નદીમાં નાખ્યો. રૂસ્તમ તરીને કિનારે આવ્યો હવે ઇરાંનીઓના ઘોડાઓની ચરગાહ (pasture ground) ની નજદીકમાં તુરાંની અફ્રાસ્યાબના ખાસ ઘોડાઓની પણ ચરગાહ હતી. ભોગેજોગે અફ્રાસ્યાબ તે વખતે પોતાના ઘોડાઓની તપાસ લેવા ત્યાં આવ્યો હતો. તેણે ત્યાં રૂસ્તમને આવેલો જાણતાં રૂસ્તમને એકલો જોઈ પોતાનાં સરદારો પાસે તેના ઉપર હુમલો કરાવ્યો. રૂસ્તમે તેઓને મારી હઠાવ્યા. તેવામાં અકવાંન દેવ આવ્યો. રૂસ્તમે લડીને તેણે છેવટે મારી નાખ્યો.

## રૂસ્તમ અને બેજન મનીજેહનું દાસ્તાંન.

એક દિવસે જ્યારે પાદશાહ કએખુસ્રુ ખુશી ખુર્મીની મીજલસમાં બેઠો હતો, ત્યારે તેની અર્માની પ્રજામાંનાં કેટલાંક તેની દરબારમાં આવ્યા અને મીનત જારી કરી અર્જ કીધી, કે તેઓના મુલકમાં ભુંડોનો ઉપદ્રવ ઘણો થયો છે જે તેઓને નુકસાન કરે છે; માટે તે ભુંડોનો નાશ કરવાના કોઈ ઉપાય લેવા. એ ખબર સાંભળી પાદશાહનું દીલ દુઃખી થયું. પોતાની પ્રજા ઉપરનું આ સંકટ ટાળવા માટે તેણે પોતાના પહેલવાંનોને પુછતાં બેજન તે માટે તૈયાર થયો. શાહે ખુશી થઈ તેને તે

---

હરીફ છે. એમ જો લેઇએ તો, આપણા ઉપલા ખુલાસાને ટેકો મલે છે, કે તે મુલકમાં કોઇ બુરો માણસ બુરાં મન યા બુરી નિશ્તાથી બીજાઓના ઘોડાઓને એક જ્યાંનગાર જાંનવરનું રૂપ ધારણ કરી, હેરાંન કરતો હતો. આ દેવ એક બુરા વિચાર (અક મન)નો કોઇ માણસ હતો, તે આ ઉપરથી દિસે છે કે ફીર્દોસી પોતે કહે છે, કે જે માણસ બદીનો ગોલાંમ હોય અને ખોદાનો સેતાયશ નહિ કરે અને માણસાઇ કાયદાઓનો અનાદર કરે, તે ધણી માણસ નહિ પણ દેવ છે.

કામ માટે મોકલ્યો અને તેની સાથે ગુર્ગીનને ભોમ્યા તરીકે મોકલ્યો. બેજન તે ભુંડોના ત્રાસ વાળા મુલકમાં ગયો અને ત્યાં શેકાર વિગેરેથી તેઓને મારી તેઓનો ત્રાસ ટાળ્યો. બેજને પોતાના આ કામમાં ગુર્ગીનની મદદ માગી હતી, તે છતાં રસ્તો દેખાડવા ઉપરાંત તેણે કાંઇ વધુ મદદ કીધી હતી નહિ.

પોતાના દેશમાં જો કોઇ જીઆનગાર જાનવરોનો ઉપદ્રવ થતો હોય અને તેથી રૈયતનાં જાન માલની ખરાબી થતી હોય, તો તે ઉપદ્રવ ટાળવો, એ એક ભલા પાદશાહની ફરજ છે. કએખુસ્રુએ તેમ કર્યું. એજ મતલબથી આપણી સરકાર, સાપ, વરૂ જેવાં જીઆનગાર પ્રાણીઓનો નાશ કરવા માટે, દર સાલે સેંકડો રૂપીઆ ખરચે છે. કોઇક વાર કોઈ મુલકમાંનાં ખેતરોમાં ઉંદરોનો ઉપદ્રવ વધે છે, તો તેવે વખતે તેના નાશની યોજના રચવા એક ખાસ મંડળ ( Rat commission ) નેમે છે. એક ભલા પાદશાહ તરીકે ત્યારે કએખુસ્રુએ બેજન અને ગુર્ગીન વિગેરેનું જાણે એક 'કમીશન' નેમી ભુંડોનો ઉપદ્રવ ટાળ્યો.

હવે ભુંડોનો નાશ કરી જ્યારે પાછું ફરવાનો વખત થયો, ત્યારે ગુર્ગીને પડોશના સુંદર મુલકની અને ત્યાં સેલગાહે આવેલી મનીજેહ નામની તુરાંની પાદશાહ અફ્રાસ્યાબની બેટીની ખુબસુરતીની બેજન આગળ ઘણી તારીફ કીધી. તેથી બેજન તે મુલક જવાને લલચાયો. ગુર્ગીનની મતલબ બેજનને જરા હેરાન કરવાની હતી, સબબકે બેજને એકલે હાથે ભુંડોનો ત્રાસ કમી કરવામાં જે ફતેહ મેલવી હતી, તેથી તે જરા અદેખો થયો હતો.

બેજન ખાસ સુંદર પોષાક પેહેરી મનીજેહની છાવણીવાળી જગ્યાએ ફરતો ફરતો ગયો અને એક ઝાડની છાયા હેઠળ બેઠો. એવામાં મનીજેહ ત્યાં આવી લાગી, અને બેજનને જોઈ તેણીની મોહબત તેના ઉપર દોડી અને તેણી તેની સાથ શાદી કરવાને ખાહેશમંદ થઇ. પોતાનાં માત પિતાની પરવાંનગી લઈ, તેઓની સમતીથી અને બાહાલીથી, તેણીએ તેમ કરવું જોઇતું હતું. તેને બદલે તેણીએ પોતાની મરજી પ્રમાણે નાદાનીથી કામ કરવા માડયું. તેણીએ પોતાની દાસી પાસે બેજનને પોતાના તંબુમાં તેડાવી તેની હકીકત પુછી અને તેની આગતા સ્વાગતા કીધી અને પોતાના તુરાંનના મુલકે તેને લઇ જવાનો વિચાર કીધો. પોતાનો ઇરાંનનો મુલક છોડી એમ પારકે મુલક બેજન કદાચ ખુશીથી જાય નહિ, તેથી તેણી બેજનને કેફવાળો શરાબ ઘણા જથ્થામાં પાવા લાગી. પછી તેણી તેની ખુમારીમાં તેને તુરાંન લઈ જઈ પોતાનાં મેહેલમાં પોતાનાં માત પિતાને જણાવ્યા વગર લગ્ન કરી રહી. અફ્રાસ્યાબનો ભાઈ કર્સેવજ, જે ઇરાંનીઓનો કટ્ટો વેરી હતો અને જેણે ફરેબથી અફ્રાસ્યાબને હાથે સ્યાવક્ષને મારી નંખાવ્યો હતો, તેને એ વાતની ખબર પડતાં, તેણે તેથી અફ્રાસ્યાબને વાકેફ કીધો. અફ્રાસ્યાબ આ હકીકત જાણી પોતાની બેટી ઉપર ઘણો

ગુસ્સે થયો અને તેણે કર્સેવજને ફર્માવ્યું, કે બેજનને પકડી લાવે. કર્સેવજ બેજન આગળ ગયો. બેજન પોતાના બચાવમાં સામે થયો અને તે કર્સેવજને મારતે. પણ કર્સેવજે દગાથી તેને સમજાવી લઈ તેનું હથ્યાર મેલાવી દઇ તેને પકડયો અને અફ્રાસ્યાબ આગળ લઇ ગયો. બેજને કેટલોક ખુલાસો કર્યો અને તેમાં ખાસ કરી જણાવ્યું કે તે શરાબથી ઉપજેલી બીહોશીમાં ત્યાં આવ્યો હતો. અફ્રાસ્યાબ બેજનના હિમ્મત ભર્યા સખુનોથી તેની ઉપર ગુસ્સે થયો અને તેણે તેને મારી નાંખવાને કર્સેવજને ફર્માવ્યું. બેજનને ફાંસી દેવાની તૈયારી ચાલતી હતી, તેવામાં પીરાંન વજીરનું ત્યાં આવવું થયું. તેને ખબર પડતાં, તે બેજનને ફાંસી દેતો અટકાવી, અફ્રાસ્યાબ આગળ દોડયો અને બેજનને છોડી દેવા સમજાવ્યું. પીરાંનની સમજાવતથી છેવટે પાદશાહે બેજનને છોડી દેવાડી એક ઉંડા ગારમાં કેદમાં નાંખ્યો. તેણે મનીજેહને પોતાના મેહલમાંથી કહાડી મેલી. તેણી પોતાનાં ખાવીંદના બંદીખાનાં આગળ જઈ રહી, અને રાત દહાડો બહારથી ખોરાક લાવી તે ઉંડા ગારમાં તેને ખવાડતી.

હવે પેલી બાજુ ગુર્ગીન લાંબો વખત બેજનની રાહ જોઈ ઇરાંન ભણી શાહ તરફ પાછો ફર્યો અને શાહને અને બેજનના બાપ ગેવને ખોટી વાત કહી, કે શેકાર કરતાં બેજન કેથે ગુમ થઇ ગયો. તેના ચેહેરા ઉપરથી અને તેનાં કહેવાની રાહ રીતિ ઉપરથી ગેવને તેના ઉપર શક ગયો અને તે તેનાં ઉપર ગુસ્સે થયો. કએખુસ્રુએ પણ ગુસ્સે થઈ ગુર્ગીનને બંદમાં નાંખ્યો.

હવે પાદશાહને કેટલોક વખત બાદ જેહાંન નુમાએ જામમાં જોવાથી ખબર પડી કે બેજન તુરાંનનાં મુલકમાં એક ઉંડા ગારમાં અફ્રાસ્યાબને હાથ બંદ છે. પાદશાહે ગેવને એ ખબર કહી અને તેને કહ્યું, "કે તે બંદમાં છે, તેથી તું દિલગીર ના થા; પણ ખુશી થા; કાંકે કાંઈ નહિ તો તે હૈયાત છે, અને એક જવાન ખુબસુરત સ્ત્રી તેની સેવામાં છે. અલબતાં તે ઘણો દુઃખમાં તો છે, અને તે દુઃખથી કંટાળી મોત માંગે છે. હવે એ સંકટમાંથી તેને કોણ છોડવી શકશે? હું ધારૂં છું કે રૂસ્તમ તેમ કરશે. તું મારૂં નામુ લઈ સીસ્તાન જા, અને તેને મારી પાસે તેડી લાવ." એમ કહી એક લાંબું વિગતવાર નામું રૂસ્તમ ઉપર લખાવ્યું, તેમાં તેના આગલાં બહાદુર કામોની તારીફ કરી અને પછી આ મુસ્કેલીમાંથી બેજનને છોડવવા તેને પોતા પાસે તેડયો. પાદશાહે તે નામાં ઉપર પોતાની મોહર કીધી, અને દરરોજ બંબે મંજલ કાપતો ગેવ તે નામું લઇ રૂસ્તમને મુલક જાબુલસ્તાન પ્હોંચ્યો.

જાબુલસ્તાનમાં રૂસ્તમના મેહલના મિનારા ઉપરથી ચોકીઆને ગેવની ટુકડીને સેતાબ કુચ કરતી આવતી જોઈ પોકાર કરી જાહેર કર્યું કે "હેલમંદ નદી તરફથી બુલંદ ધજા સાથે કોઈ લડાયક ટુકડી આવે છે." એ પોકાર સાંભળી બુઢો

જાલ ઘોડા ઉપર સવાર થયો, કે કદાચ તે કાંઈ દુશ્મન હોય, તો સાંમે થાય. તે સાંમે ગયો અને જોયું તો ગેવ આવ્યો હતો. તેણે મનમાં ધાર્યું, કે વળી પાદશાહ ઉપર કાંઈ મુસ્કેલી આવી પડી હશે. તેણે ગેવને સઘળી હકીકત પુછી. ગેવે તેને સઘળી બીના કહી, અને પુછ્યું, કે "તેહમતન રૂસ્તમ કયાં છે?" જાલે જવાબ દીધો કે "તેતો શિકારે ગયો છે." ગેવે શિકારના જંગલમાં જવા માંગ્યું, ત્યારે જાલે કહ્યું, કે "સુર્યાસ્ત થતાં તે પાછો ફરશે." આથી ગેવ ત્યાંજ થોભ્યો, અને સાંજ પડતાં રૂસ્તમ આવી પહોંચ્યો. ગેવ રડતી આંખે તેની સાંમે ગયો. રૂસ્તમ ચિંતામાં પડયો, કે ઈરાન ઉપર અને પાદશાહ ઉપર કાંઈ આફ્ત આવી પડી હશે. તે ઘોડા ઉપરથી ઉતર્યો અને ધીમેથી ગેવને ઈરાનના મુલકની અને પાદશાહ કેખુસ્રુની અને બીજા પેહલવાનોની નામ બ નામ હકીકત અને ખેરઆશીયત પુછી, એમ પુછતાં, જ્યારે તેણે બેજનનું નામ દઈ તેની ખબર અંતર પુછી, ત્યારે ગેવ ફોકેફોક રડવા લાગ્યો. તેણે રૂસ્તમને બેજનની સઘળી હકીકત કહી, અને કહ્યું કે "ફરવરદીન મહીનો અને હોરમજદ રોજે આતશકદેહમાં બંદગી કરી જેહાનુમા જામમાં જોઈ પાદશાહે શોધી કહાડયું છે, કે બેજન તુરાનના મુલકમાં બંદ પડયો છે." આ હકીકત જાણી રૂસ્તમ ઘણો દિલગીર થયો, કારણ ગેવ તેની બેટી બાનુ ગોશસ્પ સાથે પરણ્યો હતો, અને બેજન તે બેટીના પેટનો છોકરો હતો. પછી તેણે ગેવને દિલાસો દીધો, કે "ફિકર ના કર, ખોદાતાળાએ મેહેરબાની કરી મને જે કૌવત આપ્યું છે, તે કૌવતની બરકતથી પાદશાહના હુકમને માન આપી હું તારા બેટાને છોડવીશ." તેઓ વાત કરતા કરતા મેહેલ ભણી ગયા. રૂસ્તમે પાદશાહનું નામ વાંચ્યું, અને ગેવને પાછો દિલાસો દઈ કહ્યું, કે "મારા જાનનો, મારા લસ્કરનો મારા કુલ ખજાનાનો પણ ભોગ આપી હું બેજનને છોડવીશ." ગેવ આ દિલાસાના સખુનોથી ખુશી થયો. રૂસ્તમે તેને ત્રણ દિવસ આસાયશ લેવા કહ્યું. અને ત્રણ દહાડા ખુશીખુશાલી, ખાણીપીણી અને રંગરાગમાં કહાડયા. પછી, તે, પોતાના બેટા ફરામર્ઝને જાબુલસ્તાનના મુલકની નેગેહદારી સોંપી, ચોથે દિવસે, ઈરાન તરફ, શાહ કએખુસ્રુની દરબારમાં જવા નિકળ્યો. જ્યારે પાદશાહનું શેહેર બે દિવસની મંજલ ઉપર રહ્યું, ત્યારે ગેવ રૂસ્તમનો હુકમ લઇ છુટો પડયો, કે આગમચથી જઇ પાદશાહને રૂસ્તમના આવવાની ખબર આપે. તે શાહ આગળ ગયો અને પાદશાહે રૂસ્તમના આવી પહોંચવાની વાત જાણી ઇરાની સરદારોને તૈયાર કર્યા, કે તેઓ રૂસ્તમને એસતેકબાલ લેવા જાય. તેઓ તેમ ગયા, અને તેઓને જોઇ રૂસ્તમ ઘોડા ઉપરથી ઉતર્યો અને તેઓ પણ ઉતર્યા અને બગલગીરી કીધી. પછી એકમેકની ખેરઆશીએત પુછીને પાછા ઘોડા ઉપર સવાર થઇ પાદશાહની દરબારમાં તેઓ આવી લાગ્યા. રૂસ્તમ ઘોડા ઉપરથી ઉતરી પાદશાહ આગળ ગયો અને કુર્નેશ બજાવીને તેની ઉપર ઘણીક દુઆઓ કીધી, હોરમજદ, બહમન અને અદીબેહેસ્તને નામે, અને બેહરામ, તીર,

શેહેરેવર, સપંદારમદ, દે, ફ્રવદીન, આદર, આવાં, અમરદાદ અને ખોરદાદને નામે દુઆ કીધી. પાદશાહે રૂસ્તમને પોતાની પાસે બેસાડયો, અને જહવારે, ફ્રામર્જ અને જાલની ખબર અંતર પુછતાં, રૂસ્તમ બોલ્યો, કે તેઓ પાદશાહની મેહેરથી સુખી હતા. પછી પાદશાહે બાગમાં એક મિજલસ સમારી સઘળા પેહેલવાનોને મેજબાની આપી. ખાણા બાદ પાદશાહે બેજનને છોડવવા માટેની વાત કહાડી. રૂસ્તમે પોતાની ખુશી દેખાડી કહયું કે, "હું જાઉં, અને આકાશ મારા માથા ઉપર આતશનો વરસાદ વરસાવે, તોપણ હું એ કામથી પાછો ફરીશ નહિ."

ગુર્ગીન, જે બંદીખાનામાં બંદ હતો, તેને જ્યારે રૂસ્તમને આવવાની ખબર પડી, ત્યારે તેણે રૂસ્તમને કરગરીને પેગામ કેહવાડયો, કે તેને છોડવે. તેણે પોતાનો ગુનાહ કબુલ કીધો અને માફી ચાહી. રૂસ્તમે તેને ઘણા ઠપકાના શબ્દો કેહવાડયા, અને જણાવ્યું, કે જો બેજન સલામત છુટી આવશે, તોજ તેનો છુટકારો મલશે; નહિં તો નહિંજ. રૂસ્તમે પાદશાહને અરજ કીધી કે ગુર્ગીનને છોડે. પાદશાહે ના કહયું, કે "ગમે તો મારૂં તાજ અને તખ્ત માંગ, પણ એનો છુટકારો ના માંગ, કારણ બેજન છુટે નહિ ત્યાંસુધી તેને નહિ છોડવાનો મેં હુકમ કીધો છે." રૂસ્તમે કહયું, કે "તું તેને મારે સ્વાધીન કર હું તેને મારા કબ્જામાં રાખીશ." ત્યારે પાદશાહે ગુર્ગીનની બેડી કહાવી નાંખી તેને રૂસ્તમને હવાલે કીધો.

આ પછી રૂસ્તમ તુરાન ભણી બેજનને છોડવવા જવા નિકળ્યો. પાદશાહે કહયું, કે 'તુંને જેટલું જોઇએ તેટલું લશ્કર અને ખજાનો મારી પાસે માંગ, અને મને કહે, કે તારી સાથે કોણ કોણ પેહેલવાનોને તું લેવાનો છે." રૂસ્તમે કહયું કે એ બાબેની ગોઠવણ મારે છુપી રીતે કરવી જોઇએ. બેજનને છોડવવા માટે ઘણાં લશ્કર કરતાં ઘણા ખજાનાનું કામ છે. મારે તુરાનમાં એક વેપારીના વેશમાં જવું જોઇએ. તે માટે ઘણો પોષાક, કાપડ, અને એવી બીજી ચીજો મારે રાખવી જોઇએ."

રૂસ્તમના આ સખુનો સાંભળી પાદશાહે ફરમાવ્યું, કે ખજાનાનો દરવાજો ખોલી રૂસ્તમને પુષ્કલ ખજાનો અને જર જવાહીર આપે. તેણે ૧૦ ઉંટ ઉપર સોનું લાધી લીધું, અને ૧૦૦ ઉંટ ઉપર તરેહવાર કાપડ અને રૂપું ભરી લીધું; પછી પોતાની સાથે એક હજાર ચુનંદા સિપાઇઓ લીધા. વળી તેણે પોતાની સાથે ગુર્ગીન, જંગે સાવરાન, ગરતમ, ગુજારેહે, રેહામ, ફરહાદ, અને અશ્કશ, એ સાત પેહેલવાનોને લીધા.

બામદાદે મરઘાના પોકાર સાથે સઘળાઓ તૈયાર થયા, અને તુરાન ભણી કુચ કરવા માંડી. કુચ કરતા કરતા જ્યારે તુરાનની સરહદ ઉપર આવ્યા, ત્યારે રૂસ્તમે સઘળા પેહેલવાનોને પોતાની પાસે બોલાવીને કહ્યું, કે "તમો અહીં થોભો. જ્યાંસુધી

તમો સાંભળો, કે હું મારો ગયો છું, ત્યાંસુધી ધીરજ રાખી અહીંજ રહેજો. જરૂર પડે તો લડવા માટે તમો હંમેશાં તૈયાર રહેજો."

રૂસ્તમ અને તેની સાથેના થોડા વફાદાર પેહલવાનો, વેપારીઓનો પોષાક પેહરી તુરાનની સરહદમાં એક વેપારી વણજાર તરીકે દાખલ થયા. પોતાની સાથે તેઓએ આઠ ઘોડા—તેમાં રૂસ્તમનો રક્ષ અને બીજા સાથીઓના ઘોડા—રાખ્યા, અને ૧૦ ઉંટ જરજવાહીરનાં અને બીજા ૧૦૦ ઉંટ પોષાકનાં રાખ્યાં. એમ તૈયાર થઇ તેહમુરસતી કરનાએના અવાજ સાથે તેઓ આગળ ચાલ્યા અને જંગલ તેઓની કુચથી હળીમળી રહયું. રૂસ્તમની એ વેપારી વણજાર કુચ કરતી કરતી ખોટનના મુલકમાં આવી પહોંચી. તે મુલકમાં અફ્રાસ્યાબનો વજીર પીરાન રહેતો હતો. પીરાન શેહેરની બાહર ગયલો હતો. તે પાછો આવે છે એની જ્યારે રૂસ્તમને ખબર પડી ત્યારે તેણે કેટલીક ભેટ સોગાદો તૈયાર કરાવી અને તે પોતાના નોકરોને માથે આપી પોતે હરોલમાં ચાલતો પીરાન માટે ભેટ લઇ ગયો. રૂસ્તમે પીરાનને સલામ કીધી અને તેની ઉપર દુઆ કીધી. પીરાને રૂસ્તમને તેના વેપારી લેબાશમાં પિછાન્યો નહિ, અને બોલ્યો, કે "તું કોણ છે? અને કયાંથી આવ્યો છે? અને શા કાજે આવ્યો છે?" રૂસ્તમે જવાબ દીધો, "કે હું તારો એક બંદો છું. ખુદાતાળાએ મારૂં દાણા પાણી તારાં શેહેરમાં કર્યું છે. હું ઇરાનથી તુરાન ભણી લાંબી કુચ કરતો વેપાર અર્થે આવ્યો છું. મારો ધંધો વેચ લે કરવાનો છે." પછી રૂસ્તમે પોતા સાથે લીધેલી કેટલીક ભેટ સોગાદ અને થોડાક આરબી ઘોડા પીરાન આગળ ભેટ દાખલ રજુ કીધા.

પીરાન આ ભેટ જોઇ ખુશી થયો અને રૂસ્તમનો ઉપકાર માન્યો, કહ્યું કે "તું મારાં શેહેરમાં રહે, અને બેફિકર તારો વેપાર ચલાવ. તારા માલને કોઈ હાની ન પહોંચાડે, તે માટે ચોકીબાનો વગેરેની હું ગોઠવણ કરીશ. ગમે તો તું મારા મેહેલમાંજ રહે." રૂસ્તમે પોતે મેહેલ બહારજ જુદો રેહવાની પરવાનગી માંગી અને એક જગ્યા લઇ ત્યાં પોતાની વેપારી વખાર ઉઘાડી. શેહેરમાં અને આજુબાજુનાં ગામોમાં ઇરાનથી એક મોટો વેપારી આવવાની અને તેણે પોતાની પેહડી ઉંઘાડવાની વાત ખબર પડી અને ગામે ગામથી બીજા વેપારીઓ અને લોકો રૂસ્તમની વખારે વેપારની ચીજો ખરીદવા આવવા લાગ્યા. ગામેગામ આ નવા વેપારીની વાત ફેલાઈ.

હવે મનીજેહનાં સાંભળવામાં પણ એ વાત આવી, કે ઇરાન દેશ તરફથી એક મોટો વેપારી પોતાની વણજાર સાથે આવી ખોટનના શહેરમાં રહ્યો છે. તે ખબર સાંભળી, તેણી રડતી આંખે, તથા ઉઘાડે માથે, રૂસ્તમ આગળ આવી. તેણીએ વિચાર કર્યો, કે "એ ઇરાનીઓને મારા બેજનના ઉંડા ગારમાં કેદ પડવા વિષેની

કાંઈ ખબર છે કે નહિ તે જઇને હું તેઓને પુછું, અને તેઓથી વાકેફ થાઉં, કે બેજન વિષેની ઈરાનના શાહને અને ઈરાનના સરદારોને કાંઈ ખબર મળી છે યા નહિ." એવા વિચારથી તેણી રૂસ્તમ વેપારી આગળ આવી, અને સલામ કરીને બેજન બાબે ઇરાનીઓને કાંઈ ખબર છે કે નહિ, તે પુછ્યું. તેણીએ કહ્યું કે—

## મનીજેહે રૂસ્તમને કરેલા સવાલો.

જીંદગીનો ગંજ તેં જોયો ખુશાલ, ના હોતો તું પર રંજ બુરો કાળ!
મોરાદ માફક ફરજો આકાશ બુલંદ, ના હોજો તું પર દુઃખ કે ગજન્દ!
મોરાદ જે તારી હોય દરમેઆન, ના પ્હોંચે તેને કાંઈ પણ જીઆન!
અક્કલ તારી હોજો હમેશ પાસબાન, આબાદ રેહેજો તારૂં શેહેરે ઈરાન!
ઈરાની પેહેલવાનો ઈરાનનો શાહ, ગેવ, અને ગોદ્રેજ, ઈરાન સેપાહ,
એ સઘળાંની કેવી છે તુંને ખબર, બેજનની છે કાંઈ તમને કદર?
સાંભળી શું નથી તેની ખબર, કુર્યાદપર કરી નથી નજર?
શું ગોદ્રેજના વંશનો આવો જવાન, ખતમ કરે જીંદગી બેડીને મેઆન?
પગમાં છે તેના ભારી એ બંદ, લોખંડની બેડીથી હાથ દર્દમંદ.
જંજીરમાં સીકડી બાંધ્યું છે તન, લોહીથી પુર પોષાક, ચિંતાતુર મન.
રંજ તેની જોઈ મેં ખોઈ છે ખાબ, આંખમાંથી વહે છે આંસુની આબ.
જાય જો કદી તું ઈરાનને દ્વાર, ધરાવે છે જે નરો નામદાર,
જોય જો તું શાહની દરગાહમાં ગેવ, જોય જો તું ત્યાં રૂસ્તમે નેવ.
તો કેહજે કે બેજન પડયો છે બંદ, જો જલદી ન છુટશે, થશે દર્દમંદ.

રૂસ્તમ એક વેપારીને વેષે તુરાનમાં આવ્યો હતો, તે આજ મતલબથી, કે તે ગુપચુપ પત્તો મેળવે, કે બેજન બંદમાં કયાં પડયો છે. તેની આ કુનેહ ફાવી, અને તેને મનીજેહથી તેનો પત્તો મળ્યો. પણ પોતાની યુકિત નિષ્ફળ ન જાય, તેથી તેણે આ બાબત સાથે પોતાને કાંઈ લાગતું વળગતું નહિ હોય, એમ દેખાડયું; અને પોતે ગુસ્સે થયો હોય, તેમ મનીજેહને કહ્યું, કે "મારી આગળથી જા. હું કાંઇ ગોદ્રેજ કે ગેવને ઓળખતો નથી, મારૂં માથું ના ખા." આ શબ્દો સાંભળી મનીજેહ આંખમાંથી આંસુ રેડવા લાગી, અને રડતી આંખે બોલી કે "એ ડાહ્યા આદમી! આવો ઠંડો જવાબ દેવો, શું તુંને છાજે છે? જો, હું જે પુછું, તેનો જવાબ નહિ દેવો હોય તો ફિકર નહિં. પણ એમ મને પોતાની આગળથી હાંકી મેલવી નહિં જોઇયે. આ ગમથી મારૂં દીલ ફાટ ફાટ થાય છે. શું ઈરાનમાં આ રિવાજ છે, કે ગરીબો કાંઇ પુછે, તો ખબર કહેવી નહિં?"

રૂસ્તમ બોલ્યો કે "હું મારા વેપારનાં કામમાં પડયો છું, તેથી તારા સવાલોથી મને કંટાળો ઉપજ્યો. જે શેહેરમાં પાદશાહ કએખુસ્રુ રહે છે, ત્યાં હું રહેતો

નથી, અને હું ગેવ અને ગોદ્રેજને ઓળખતો નથી." પછી રૂસ્તમે ફર્માવ્યું, કે તે ગરીબ બાઇને કાંઈ ખાવાનું આપે: અને મનીજેહને પુછ્યું, કે "તું શા કાજે ઇરાનની અને ઇરાનના પહેલવાનોની ખબર પુછે છે?" મનીજેહે જવાબ દીધો, કે "હું બેજનનું બંદીખાનું છોડી તારી આગળ આવી છું, કે તારાથી ગેવ અને ગોદ્રેજની કાંઇ ખબર મેળવું; પણ તેં તો જંગના મેદાનમાં કોઈ બુમ પાડે, તેમ મારી સામે બુમ પાડી છે. તુંને શું ખોદાનો પણ ડર લાગતો નથી? હું પાદશાહ અફ્રાસીઆબની બેટી મનીજેહ છું. મને આફતાબે વટીક કોઈ વખતે આવી હાલતે નથી દીઠી (એટલે હું એમ ફાટી તુટી હાલતમાં તડકે રખડું છું, તેવી કોઇ વખતે મારા બાપના મેહેલમાં નહિ હતી). પણ રડતી આંખે, તુટેલાં દિલે, ફીક્કા ચેહેરાએ, હું એક રોટલીના તુકડા માટે ટવળાતી બારણે બારણે રખડું છું. ખોદાએ મારે માટે હાલ એવું સરજ્યું છે. કમનસીબ બેજન ઉંડા ગારમાં પડ્યો છે. ત્યાં તે દિવસ અને રાતને એકમેકથી પિછાણી શકતો નથી. જંજીરમાં શીકડાઇને પડેલો તે રાત દહાડો આવાં દુ:ખ કરતાં મોત માંગે છે. મારૂં દિલ તેની આ હાલતથી બહુ દુ:ખી થાય છે. માટે જો તું ઇરાન જાય તો કેશવાદના છોકરા ગોદ્રેજને એ હકીકત કહેજે. જો શાહ કએખુસ્રુની દરબારમાં તું ગેવ અથવા રૂસ્તમને જોય, તો તેઓને બેજનની હકીકત કહેજે, અને જણાવજે, કે જો તેને છોડવવામાં ઢીલ થશે, તો તે મરી જશે. જો તમો તેને જીવતો જોવા માંગતા હો, તો વખત ખોવાનું કામ નથી."

આ સાંભળી રૂસ્તમ બોલ્યો "તું તારા બાપ આગળ બીજા મોટા માણસોને વચમાં કેમ નાંખતી નથી? જો તારા બાપના ગુસ્સાથી મને બીહવાનું નહિ હતે, તો હું તુને હાલ ઘણીક ચીજો આપતે." એમ કહી, તેણે બાવરચીઓને ફરમાવ્યું, કે જે ખાણું તૈયાર હોય તે હાજર કરે. તેમ તે હાજર કરવામાં આવ્યું. તે ખાણુંમાથી એક ભુજેલી મર્ઘી તેણે લીધી, અને તેની આજુબાજુ એક નાન વિટાળ્યું, અને પછી મનીજેહ જોય નહિં તેમ છુપી રીતે, તે મર્ઘીના પેટાંમાં પોતાની એક વિંટી ખોસી દીધી. તે પછી મનીજેહને કહ્યું કે "આ લઈ બેજન જે ગારમાં બંદ પડ્યો છે તે તરફ જા, અને તેને એ ખાણું આપ."

મનીજેહ આ ખાણું લઇ દોડતી બેજનનાં બંદીખાનાના ગાર આગળ ગઇ, અને તે ખાણું તે ગારમાં નીચે બેજન આગળ ઉતાર્યું. બેજને તે લઇને અંદરથી પોકાર માર્યો કે "ઓ મારી મેહરબાન બાનું! આ ખાણું તું કયાંથી લાવી! તું મારે કાજે રાત દહાડો કેટલી બધી રંજ ખેંચે છે!" મનીજેહે ઉપરથી જવાબ દીધો કે "એક ભલો ઇરાની વેપારી વેપાર અર્થે આવ્યો છે, અને તેણે અહીં

પડોશના શેહેરમાં વણજાર સાથે પડાવ નાંખી પોતાનો વેપાર ખુલ્યો છે. તેણે મને એ ખાણું આપ્યું છે, અને કહ્યું છે કે, જો બીજું જોઇએ તો લઇ જવું."

આ સુખનો સાંભળી ચિંતા અને ફિકર વચ્ચે બેજનને તે ખાણું ખાવા માંડયું. ખાતાં ખાતાં તેને પેલી મર્ઘીમાં બેસેલી વિંટી મળી. તેણે તપાસીને જોયું, તો તેની ઉપર રૂસ્તમનું નામ હતું. તે બહુ ખુશ થઈ ગયો, અને વિચારવા લાગ્યો, કે હવે તેના દુઃખના દહાડા અંતે તમામ થવા આવ્યા છે. ખુશીમાંને ખુશીમાં તેને હસવું આવ્યું, અને આ તેનો હસવાનો અવાજ મનીજેહને ઉપર સંભળાયો. તેણી અજબ થઈ ગભરાવા લાગી, કે એમ તો દીવાના આદમીઓ પોતાના કામથી હસે. આથી તેણીએ બેજનને સાદ મારી પુછ્યું કે, "ઓ નેકબખ્ત! તું, જે આ ઉંડા ગારમાં બંદ પડયો છે, કે જ્યાં તુંને રાત કે દહાડો માલુમ પડે નહિ, તે શા કાજે એમ હસે છે? શું તારો સીહા દહાડો કાંઇ રોશન થયો છે?" બેજને અંદરથી જવાબ દીધો કે "હા, મારૂં નસીબ ફરે એવું દેખાય છે. માટે જો તું શોગંદ લે, કે જે હું તુંને કહું, તે તું કોઇને કહે નહિ, તો હું તુંને સઘળી હકીકત જણાવું, કારણ કે, ઓરતજાતની જબાનને જો સીવી હોય, તો પણ તે બંધ રહે નહિ." મનીજેહ અફસોસ કરવા લાગી કે "બેજન માટે મેં આટલું દુઃખ ખમ્યું છે, તે છતાં તે મારે માટે શક રાખે છે!"

## બેજનના શકમંદ શબ્દો માટે મનીજેહે દેખાડેલી દિલગીરી.

માર્યો તેણીએ પોકાર એક સખ્ત,
'અફસોસ! કે મારૂં એવું બદ બખ્ત!
બાળ્યું મેં દિલ, કાહડયો મેં વખ્ત
આંખમાંથી રેડયાં આંસુ બહુ સખ્ત!
બેજનને આપ્યું મારૂં મેં દેલ,
તે ખાતર છોડયાં મા બાપ ને મેહેલ.
તે ખાતર તજ્યાં ખાન અને પાન,
થાય છે આખેર એમ બદ ગુમાન!
બાપ અને ખેશીઓ થયાં બેજાર,
રખડી ને રઝડી સર્વને દ્વાર;
ગંજ અને દીનાર, ગોહરને તાજ,
સર્વને તજી બેઠી હું આજ!
ઉમેદો તજી થઈ નાઉમેદ,
જેહાંન થઈ સીહા આંખો સફેદ;
પણ છુપાવે હવે ભેદ અને રાજ,
પિછાણનાર તુંજ છે, ઓ કારસાજ!"

આ સુખનો સાંભળી બેજન મનમાં ઘણો મુંઝાયો અને મનીજેહ પાસે દરગુજર ચાહી, કે "હા ખરૂં છે, કે તેં મારે ખાતર બધું તજ્યું છે. પણ આ દુઃખથી મારૂં મગજ ઠેકાણે રહેતું નથી. હવે તું જાણ, પેલો વેપારી મને આ રંજમાંથી છોડવશે. તેની આગળ તું જા, અને તેને અરજ કરીને પુછ, કે શું તે રખશનો માલેક યાને રૂસ્તમ છે?"

મનીજેહ દોડતી તે વેપારી આગળ ગઈ, અને બેજને પુછવા કહ્યું તેમ પુછ્યું. રૂસ્તમે જાણ્યું, કે તેની વિંટી ઉપરથી બેજને તેને પિછાણ્યો છે અને તેણે આ બાનુને તે વાત કહી છે. આથી તેણે જવાબ દીધો કે "હા, હું રૂસ્તમ છું. હવે તું આ વાત કોઇને કહેતી ના તું ગુપચુપ જા, અને થોડાક લાકડાં બેજનનાં બંદીખાનાના ગાર આગળ લાવી રાખ, અને રાતના તે સળગાવજે કે તેની રોશનીથી હું તેના ગારની જગ્યા શોધી શકું." મનીજેહ ખુશી થતી બેજન આગળ ગઈ, અને તેને સઘળી ખબર કહી. બેજન તેથી ખુશ ખુશ થઈ ગયો, અને તેણે દાદારની બંદગી કરી શુક્રાના કીધા.

મનીજેહ હવે જંગલ તરફ ગઇ અને ઝાડે ઝાડ ચહડી પોતાને હાથે સુકાં લાકડાં પાડયાં, અને પેલા ગાર આગળ એકઠાં કરી રાત પડતાં તે સળગાવ્યાં. રાત પડતાં રૂસ્તમે તે દાદારને યાદ કરી તેની મદદ માંગી, અને પછી લડાઈનું બખતર પેહેરી પોતના સાત પેહલવાનો સાથે જંગલ ભણી ગયો. તે મનીજેહે સળગાવેલા આતશની ભભુક જોઈ તે તરફ ગયો. ત્યાં આવતાં તેણે બંદીખાનાના ગાર ઉપર એક મોટો પથ્થર ઢાંકેલો જોયો. તે પથ્થર ઉપર થોડાક ભાગ ઉઘાડો હતો. તેમાંથી મનીજેહ બેજનને ખાણું પહોંચાડતી હતી. રૂસ્તમે પોતાના પહેલવાનોને કહયું કે "આ પથ્થર હવે ઉંચકી નાંખો." તેઓએ ઘોડા ઉપરથી ઉતરી ઘણી કોશેશ કીધી, પણ પથ્થર એવો ભારી હતો, કે તેઓ તે ખસેડી શકયા નહિ. ત્યારે રૂસ્તમ પોતે ઘોડા ઉપરથી ઉતર્યો અને દાદારને યાદ કરી એકદમ જોર કરી તે પથ્થરને દૂર ફેંકી દીધો. આ પછી ગારનાં મોંહ આગળ આવી તેણે બેજન સાથે વાત કરવા માંડી. તે બોલ્યો, કે "બેજન! તું અહીં કયાં આવી પડયો? તુંને દુનિયામાં તાજ અને સુખ ઘણું હતું, તે છોડી આ રંજમાં શું કરવા આવી પડયો?" બેજને અંદરથી જવાબ આપી રૂસ્તમની ખબર પુછી અને કહયું, કે "તારો અવાજ મેં સાંભળ્યો, કે મારાં સઘળાં દુઃખનું ઝેર મધ મિસાલ થઈ ગયું છે." રૂસ્તમ બોલ્યો, કે "હું તુંને બાહાર કાઢું, તેની આગમચ મારે તુને એક અરજ કરવી છે, અને તે આ છે, કે તું ગુર્ગીનને માફ કરે અને તેનાપર કીનો લે નહીં." બેજને જવાબ દીધો, કે "ઓ પેહલવાન! તું જાણતો નથી, કે ગુર્ગીને મારી સાથે કેવી વર્તણુક ચલાવી છે. મારી નજર એનાપર પડશે, તેવોજ હું તેની ઉપર કીનો લઈશ." ત્યારે રૂસ્તમે કહયું કે "જો તું મારી માગણી કબૂલ રાખવા માંગતો નથી, તો હું તુંને આ ગારમાં મેલી પાછો જાઉં છું." અંતે બેજને તેનો સુખન કબુલ કર્યો અને ગુર્ગીનને માફ કીધો. હવે રૂસ્તમે પોતાની કમન્દ નીચે ગારમાં ફેંકી અને તે પકડી બેજન ઉપર ચઢી આવ્યો. તેના પગોમાં અને હાથોમાં જે બેડીઓ હતી, તે રૂસ્તમે ભાંગીને કાઢી નાંખી. પછી ગુર્ગીન બેજન આગળ આવ્યો અને પગે પડી પોતાની તકસીર માટે માફી ચાહી.

## એજનને છોડવી રૂસ્તમે અક્રાસ્યાબના મુલક ઉપર હુમલો કરવો.

એજનને છોડવી રૂસ્તમે ત્યાંથી ઉઠાંગીરી કીધી. તેણે પોતાની વંજારને પોતાના એક સરદાર અશકશની સરદારી હેઠલ પાછી ફરતી કીધી અને એજનને મનીજેહની સાથે તે વંજાર સાથ ઈરાન ભણી જવા કહ્યું અને પોતે અક્રાસ્યાબ ઉપર હુમલો કરવાની તૈયારી કીધી. એજને પણ પોતાના ઉપર અક્રાસ્યાબે પાડેલા દુઃખના કિનામાં રૂસ્તમ સાથે અક્રાસ્યાબની સામે જવાની મરજી જણાવી. રૂસ્તમે પોતાની સાથે સાત ચુનન્દા ઈરાની સરદારોને લઇ, અક્રાસ્યાબના મેહલ ઉપર રાતને સમયે હુમલો કીધો. તેણે પોકાર મારી અક્રાસ્યાબને તેના સ્યાવક્ષ અને એજન જેવા જમાઇઓ તરફની બુરી વર્તણુંક બાબે બુલંદ પોકાર ઉઠાવ્યો. અક્રાસ્યાબ જાગી ઉઠયો અને પોકાર કરી પોતાના ચોકીઆનોને બિદાર કીધા. તેઓ બિદાર થયા પણ રૂસ્તમ, એજન અને બીજા ઈરાની પેહલવાનોને હાથે કતલ થયા. અક્રાસ્યાબ મેહલમાંથી નાઠો. તેના મેહલમાં આ પ્રમાણે ત્રાસ વર્તાવી અને રાચરચીલાંને નુકસાન કરી રૂસ્તમ તુર્ત પોતાની વંજારને અને વંજાર સાથના લસ્કરને જઈ મળ્યો. અક્રાસ્યાબે મેહલ બાહેર જઇ થોડુંક લસ્કર ભેગું કીધું અને રૂસ્તમની પુઠે જઇ તેના ઉપર હુમલો કીધો. તેણે પોતાના સરદારોને કહ્યું કે રૂસ્તમ અને તેના ઈરાનીઓ રાતને વખતે મારા મેહલ ઉપર હુમલો લાવી શબેખુન રેડી જાય, એ આપણને ઘણું ખેજાલત લગાડનારૂં અને આપણને સ્ત્રીઓની માફક નામર્દ જેવા દેખાડનારૂં છે. એમ કહી તેઓને ઉશ્કેરી રૂસ્તમ અને તેના લસ્કર ઉપર હુમલો કર્યો. રૂસ્તમની છાવણીના ચોકીઆનોએ તેને ખબર આપતાં તે તૈયાર થયો. એક ખુનખાર લડાઇ થઈ તેમાં અક્રાસ્યાબ હાર્યો અને ન્હાઠો. પછી રૂસ્તમ શાહ કએખુસ્રુની દરબારમાં પાછો ફર્યો. પાદશાહ તેને સામે એસ્તેકબાલ લેવા ગયો અને બગલગીરી કીધી. પછી રૂસ્તમે એજનનો હાથ પકડી તેને પાદશાહ હજુર અને તેના બાપ ગેવ અને બપાવા ગોદ્રેજ હજુર રજુ કરી તેઓના દેલ ખુશી કર્યાં. પાદશાહે રંગરાગ કરી સર્વેને મેજબાની આપી. બીજી સવારે રૂસ્તમે પોતાના જાબુલસ્તાનના વતને જવાની પરવાનગી માગી. શાહે તેને ઘણીક ભેટ સોગાદો આપી રવાના કીધો. પછી તેણે એજનથી તેના ઉપર બંદીખાનામાં ગુજરેલી મુસીબતની અને તેને ખાતર મનીજેહે વેઠેલી જંજાલની હકીકત સાંભળી. પાદશાહે તેને મનીજેહ માટે ઘણીક ભેટ સોગાદ આપી.

---

# શાહ કએખુસ્રુની અફ્રાસ્યાબ સાથે ત્રીજી લડાઇ.

## બાર રૂખો (પેહેલવાનો)ની લડાઇ. રૂસ્તમે તેમાં લીધેલો ભાગ.

કેટલોક વખત બાદ અફ્રાસ્યાબે ઇરાંન સામે પાછી લડાઇ ઉઠાવી. તે લડાઈ માટેનાં લશ્કરની સરદારી પીરાંનને સોંપી અને પોતાના બેટા શીદેહ ને ખારજમની સરહદ તપાસવા મોકલ્યો. શાહ કએખુસ્રુને ખબર પડતાં તેણે જાલ, રૂસ્તમ, ગોદ્રેજ વિગેરેની સલાહ લઈ લશ્કર તૈયાર કર્યું અને ગોદ્રેજને તેની સરદારી સોંપી. તુરાંનના પાદશાહે ચીન અને ખોતન તરફથી મદદ માગી. ઇરાંનના શાહે રૂમ, હિંદ અને અરબસ્તાન તરફથી મદદ માગી. ઇરાંનના શાહે તુરાંન સામેનાં લશ્કરના ચાર ભાગ કર્યાં. એક લશ્કરને રૂસ્તમની સરદારી હેઠળ સીસ્તાંન અને હિંદુસ્તાન થઈ, કાસ્મીર અને કાબુલ તરફ થોભવા વગર, ગજની તરફ મોકલ્યું કે ત્યાંથી ઉત્તર તરફનો માર્ગ લે અને તે તરફ ફ્રામરોજને રાખી તે આગળ વધે. બીજું લશ્કર તેણે લોહેરાસ્પને સોંપ્યું અને બીજે માર્ગે તુર્કીઓ ઉપર હુમલો કરવાને તેને કહ્યું. ત્રીજું ત્રીશ હજાર આદમીનું લશ્કર અસ્કશ નામના સરદારને સોંપ્યું અને તેને ખારજમ તરફ અફ્રાસ્યાબના બેટા શીદેહની સામે મોકલ્યું. ચોથું મુખ્ય અને મોટું લશ્કર તેણે ગોદ્રેજની સરદારી તળે મેલ્યું અને તેને તુરાંન ઉપર મુખ્ય હુમલો લઈ જવા કહ્યું. આ મુખ્ય લશ્કર પીરાંનનાં તુરાંની લશ્કરની સામે જવાનું હતું. માટે શાહે ગોદ્રેજને ફર્માવ્યું કે પીરાંન, જેણે તેની સાથે બચગીમાં સારી વર્ત્તણુંક ચલાવી હતી. તેની સાથે સારી રીતે વર્ત્ત. તુરાંનની સરહદપર જઇ પોંહોંચતાં ગોદ્રેજે પોતાના બેટા ગેવને પીરાંન આગળ મોકલ્યો અને શાહ તરફનો મમતા ભર્યો પેગામ મોકલ્યો, કે તેણે લડવાને બદલે શાહ કએખુસ્રુ આગળ આવવું અને સ્યાવક્ષના ખુનીઓને શરણ કરી દેવા. ગેવ પોતાના બાપનો પેગાંમ લેઈ થોડાંક લશ્કર સાથે બલખ થઈ વીશગર્દ, જ્યાં પીરાંન હતો, ત્યાં ગયો અને ગોદ્રેજનો પેગામ કહ્યો અને બનતાં સુધી લડાઈ નહિ થાય અને સમાધાની રહે તેમ સુચનાઓ કીધી. પણ તેમ બન્યું નહિ અને પીરાંને સામો એ બાબે અફ્રાસ્યાબને પેગામ મોકલ્યો, જે ઉપરથી તે પાદશાહે વધુ લશ્કર તૈયાર કરી મોકલ્યું.

હવે બન્ને લશ્કરો એકમેક સામે કુચ કરી એક જગ્યાએ ભેગા મલ્યાં. ઇરાંની ગોદ્રેજ રાહ જોતો કે તુરાંનીઓ લડાઈ શરૂ કરે, અને તુરાંની પીરાંન રાહ જોતો કે ઇરાનીઓ શરૂ કરે. બેજને પોતે લડાઈ શરૂ કરવા માગતાં તેને ગેવે અટકાવ્યો. હોમાનને પીરાને અટકાવ્યો. બીજે દીવસે તુરાની હોમાને મેદાનમાં આવી ઇરાંની લશ્કરની ડાબી પાંખ (left wing) વાળા સરદાર રેહામને લડવા હમનબર્દ તરીકે બોલાવ્યો. રેહામે કહ્યું "કે મારા સેપાહસાલાર ગોદ્રેજના હોકમ વગર અમો લડાઈ શરૂ કરીશું નહિ." પછી હોમાંને લશ્કરનાં મધ્યભાગ (centre) ના સરદાર ફરેબુર્જ આગળ આવી ઉપર મુજબ લડાઈ કરવા માગી. ફરેબુર્જ પણ

ઉપર મુજબ જવાબ આપ્યો. ત્યારે હોમાંન ખુદ ગોદ્રેજ આગળ ગયો અને તેની સાથે લડવા માંગ્યું. ગોદ્રેજે કહ્યું કે તારા જેવા એક નબળા પેહલવાને લડવા માગવા કરતાં બેહેતર કે તારાં આખા તુરાંની લશ્કરે હુમલો લાવવો. તુરાંની લશ્કર ઘણી સરસ જગ્યાએ હતું, તેથી ગોદ્રેજની મતલબ તેને તેની વધુ સલામત જગ્યાએથી ખસેડવાની હતી.

જ્યારે બેજનને ખબર પડી કે હોમાંન એમ કોઈ ઇરાની પેહેલવાન સાથે લડવા માગે છે, ત્યારે તેણે પેહેલે પોતાના બાપ ગેવ પાસે અને પછી બપાવા ગોદ્રેજ પાસે લડવાની રજા માગી. તેઓએ તે આપી. ગેવે ગોદ્રેજનાં કહેવાથી બેજનને સ્યાવક્ષનું બખ્તર જે તેની પાસે હતું તે આપ્યું. બેજન તે બખ્તર પેહેરી હોમાન સામે ગયો. બન્ને સરદારોએ બીજે દીને લડાઈ કરવાને ઠેરવ્યું. સવાર પડતાં બન્ને પેહેલવાનો—બેજન અને હોમાન—પોત પોતાના તરજુમો કરનારાઓ (તર્જુમાન interpreters) ને સાથે લઇ જંગનાં મેદાનમાં આવ્યા. લડાઈમાં બેજનને હાથે હોમાંન માર્યો ગયો. પીરાનને પોતાના ભાઈનાં મરણની ખબર પડતાં તેણે પોતનાં ભાઈ નસ્તીહનને ઇરાની લશ્કર ઉપર રાત્રે હુમલો કરવા કહ્યું. રાતનો એ તૃતીયાંશ ભાગ તમામ થતાં, નસ્તીહને હુમલો કર્યો. તલાયાઓએ તે બાબે ગોદ્રેજને ખબર આપી. નસ્તીહન તે વેળાએ થએલી લડાઇમાં બેજનને હાથે માર્યો ગયો. બીજે દિવસે ઇરાની અને તુરાંની લશ્કરો વચ્ચે ખુનાખાર લડાઇ થઈ. એ લડાઈનું કાંઈ પણ છેવટ આવ્યું નહિ.

હવે ગોદ્રેજે શાહ ઉપર નામું લખી કહેવાડ્યું, કે પીરાંન બીજાં લશ્કરની મદદ માગે છે માટે શાહે પણ વધુ લશ્કર મોકળવું. ગોદ્રેજનો બેટો હજીર તે નામું શાહ આગળ લઈ ગયો. શાહને રૂસ્તમ, લોહરાસ્પ અને અશ્કશ, જેઓને તેણે, ઉપર જણાવ્યા મુજબ, જુદે જુદે માર્ગે અફ્રાસ્યાબ સામે મોકલ્યા હતા, તેઓનાં લશ્કરોની હીલચાલોની ખબર હતી કે તેઓ જુદી જુદી બાજુથી અફ્રાસ્યાબનાં લશ્કરને કેમ ઘેરશે. તેથી તે સર્વ હકીકત જવાબમાં તેણે ગોદ્રેજને જણાવી અને લખ્યું, કે તુસને વધુ લશ્કર સાથે મોકલવામાં આવશે અને પછી શાહ પોતે લશ્કર લઇ વધુ મદદે આવશે. તેણે ગોદ્રેજને હિમ્મત રાખી લડવા કહ્યું. પછી શાહે તુસને વધુ લશ્કર આપી દહીસ્તાંનના મુલકમાં ખારજમ તરફ અશ્કશને મદદ આપવા મોકલ્યો અને પોતે મોટાં લશ્કર સાથે ગોદ્રેજની મદદે જવા નિકલ્યો. ત્યાર બાદ બન્ને બાજુવાળાઓએ ગોઠવણ કીધી કે તેઓના દરેક બાજુના બારબાર ચુનન્દા સરદારો એકમેક સાથે લડે. તેમ તેઓ લડ્યા તેમાં તુરાંની સરદારો ઇરાનીઓને હાથે માર્યા ગયા, તેમાં તુરાની પીરાન પણ ઇરાની ગોદ્રેજને હાથે માર્યો ગયો. આ દરમેઆન શાહ કએખુસ્રુ પોતે લડાઈની જગ્યાએ આવી પુગો અને પીરાનના મરણથી દલગીર થયો.

## શાહ કએખુ ની અફ્રાસ્યાબ સાથે સેવટની લડાઈ.

### તેમાં રૂસ્તમની મશવરત. અફ્રાસ્યાબને પકડી મારી નાખવો.

હવે શાહે અફ્રાસ્યાબને સેવટની હાર આપવા માટે મોટી લડાયક તૈયારી કીધી અને તે માટે મુલકે મુલકથી મદદ મેળવી. લડાઇમાં શાહે પોતે જાતે ભાગ લીધો અને અફ્રાસ્યાબના કેટલાક અમલદારોને માર્યા. અફ્રાસ્યાબ ન્હાઠો અને કંગે બેહેસ્તના કીલ્લા ભણી આસરો લીધો. શાહે તે તરફ કુચ કીધી. એ અરસામાં રૂસ્તમ, જેને શાહે લશ્કર આપી પુર્વ તરફ મોકલ્યો હતો, તે ત્યાં ફતેહ મેળવી પોતાના લશ્કર સાથે આવી પુગ્યો. અફ્રાસ્યાબે ગુપચુપ કએખુસ્રુના લશ્કરની સામે નાખેલી પોતાની છાવણી ઉઠાવી નાખી કે તે દૂરથી આવતા રૂસ્તમ અને તેના લશ્કર ઉપર રાત્રે હુમલો કરે. શાહ કએખુસ્રુને તે વાતની ખબર પડતાં તે તેની પુઠે ગયો. ત્યારે અફ્રાસ્યાબ પાછો ફરી કંગે બેહસ્તમાં ભરાયો. શાહે રૂસ્તમ સાથે મસલત કરીને તે કિલ્લો લેવાની ગોઠવણ કીધી. અફ્રાસ્યાબ ન્હાઠો. ચીનના ફગફુર તરફથી મદદે આવેલાં લશ્કર સાથે તે એક વખત ફરીથી લડવા આવ્યો, પણ હાર્યો અને હવે નહાસીને કંગદેજના કિલ્લામાં ભરાયો. શાહ તેની પુઠે મક્રાનના મુલક ભણી આવી ત્યાંથી પાછો ફર્યો. પછી તે કંગદેજ આગળ આવ્યો. સેવટે તેણે અફ્રાસ્યાબને પકડયો અને મારી નાખ્યો.

આ મુજબ પોતાના બાપનું ખુન રેડનારને સજા કરી તે જાણે જીંદગીથી ધરાયો. તેણે પોતાનું રાજપાત છોડી તે શાહ લોહરાસ્પને સોંપ્યું અને પોતે એકાંત વાસમાં ગુમ થયો.

### શાહ ગુશ્તાસ્પના વખતની રૂસ્તમની હકીકત.

શાહ કાઉસ અને શાહ કએખુસ્રુના રાજ્યો રૂસ્તમની કારકીર્દી સાથ જોડાયલાં મુખ્ય રાજ્યો છે. કએખુસ્રુ પછી લોહરાસ્પનું રાજ્ય સરખામણીમાં એક પ્રકારનું સાંત રાજ્ય હતું. તેના પછી તેના બેટા ગુસ્તાસ્પનું રાજ્ય, પેગામ્બર જરથોસ્તે પોતાની દીન એના વખતમાં ફેલાવી હતી, તે સબબે, દીન માટેની લડાઈ કાજે એક ચપળ રાજ્ય હતું. એના રાજ્યની અર્જાસ્પ સામેની લડાઇઓમાં આપણે તેહમતન રૂસ્તમને કોઈ ભાગ લેતો જોતા નથી. એ રાજ્યના અમલમાં આપણે રૂસ્તમ માટે જે જાણ્યે છિએ તે એટલુંજ, કે અર્જાસ્પ સામેની ફતેહમંદ લડાઇ બાદ ગુસ્તાસ્પ રૂસ્તમના મેહેમાન તરીકે જાબુલસ્તાન જઈ રહ્યો હતો. રૂસ્તમે તેને સારો આવકાર આપી મેહમાનદારી કીધી હતી. તે અરસામાં અર્જાસ્પે બલખ ઉપર હુમલો કરી ત્યાં એકાંતવાસમાં રહેતા શાહ લોહોરાસ્પને મારી નાખ્યો. શાહ ગુસ્તાસ્પ રૂસ્તમના મુલકમાંથી બલખ આવવા નિકળ્યો. રૂસ્તમ તેને કેટલેક છેટે મુકવા આવ્યો અને લોહોરાસ્પનાં મરણ માટે દિલગીરી દેખાડી દિલાસો દીધો.

શાહે પોતા સાથે રૂસ્તમને પણ લડાઈ માટે તેડયો. પણ રૂસ્તમે બુઢાપાને લીધે હવે એકાંતવાસ પકડયો હતો, તેથી તેણે ના પાડી. કહે છે કે એથી ગુસ્તાસ્પના મનમાં ઓછું આવ્યું હતું અને તેણે એ વખતથી રૂસ્તમ માટે મનમાં ખરાબ વિચાર બાંધ્યો હતો. ગુસ્તાસ્પ ઈરાન આવ્યો અને અસ્ફન્દયાર, જેને તેણે ગરજમ નામના શખ્સની બૂરી શિખવણી ઉપરથી બંદમાં નાંખ્યો હતો. તેને તાજ અને તખ્ત આપવાની કબૂલાત આપી બંદમાંથી છોડયો, કે તે અર્જાસ્પના મુલક ઉપર ચઢાઇ લઈ જઇ પોતાની બેનોને બંદમાંથી છોડવે. ઘણી આનાકાનીથી અસ્ફન્દયારે આ કામ માથે લીધું અને હફ્તખાન પસાર કરી અર્જાસ્પનો મુલક લીધો અને તેને માર્યો અને બેનોને છોડવી. પછી ઈરાન આવી તેણે બાપ પાસે તેની કબૂલાત મુજબ રાજ્ય અને તાજ માગ્યાં. તેની માતા કએતાયુને તેને ગમે તેટલો વાર્યો, પણ તેણીનું કહ્યું નહિ કરી તે બાપ પાસે રાજ્ય માગવા લાગ્યો.

ત્યાર પછી બે દિવસ અસ્ફન્દયાર બાપ આગળ ગયો નહિ. પણ એશઆરામને મોજ મજાહમાં વખત પસાર કરવા લાગ્યો. પાદશાહને અસ્ફન્દયારના તખ્ત લેવા માટેના વિચારની ખબર પડી. તેણે જામાસ્પ હકીમ અને સેતારેશનાસોને તેડાવ્યા અને અસ્ફન્દયારનાં ભવિષ્ય માટે પુછ્યું.

જામાસ્પે સેતારાની ચાલ જોઈ અસ્ફન્દયારના ભવિષ્યને માટે દલગીર થઇ આંખમાંથી આંસુ રેડયાં અને કહ્યું કે "મારાં નસીબમાં તેનું આવું ભવિષ્ય કહેવાનું સરજ્યું તેના કરતાં મારૂં મોત આવતે તો ભલું. અસ્ફન્દયારનું ભવિષ્ય આવું દિસે છે કે તે રૂસ્તમને હાથે માર્યો જશે." શાહ ગુશ્તાસ્પે કહ્યું કે "ત્યારે જો હું તેને રાજ્ય અને તાજ આપું અને જાબુલસ્તન નહિ જવા દેઉં તો એમ બનશે નહિ." જામાસ્પે કહ્યું કે "જે બનવાનું નસીબમાં નકકી થયું હોય તે કદી ફરનાર નથી."

બીજે દહાડે અસ્ફન્દયાર પોતાના પિતા શાહ ગુશ્તાસ્પ આગળ ગયો અને જ્યારે દરબાર ભરેલી હતી ત્યારે બાપ પાસે તખ્તની માંગણી કરી.

## રાજ્યગાદી માટે અસ્ફન્દયારે બાપને કહેલા સખુનો.

હમેશ તું રહેજે કાયમ અએ શાહ ! સદા તું પર રહેજે ખોદાઈ પનાહ.
કાયમ છે તારીથી દાદ અને બખ્ત, રોશન છે તારીથી તાજ અને તખ્ત.
બંદો છું તારો, પિતા નેકનામ ! બાજુએ તારી, મારૂં છે કામ.
અર્જાસ્પ લઈ આવ્યો લશ્કરે ચીન, કે ખરાબ તે કરે જરથોસ્તી દીન.
સખ્ત મેં ખાધાતા સોગંદો આમ, કબૂલ્યા હતા ખોદાઇ કલામ.

કે હુએરાન જે કરે જરથોશતી દીન, પુતલાંઓ પુંજવા ધરે આકીન,
ખન્જરથી કાપું તેની કમર, ન રાખું તે બાબે કોઇનો હું દર
અર્જાસ્પ જે આવ્યો લડાઇને મેઆન, ન દર્યો હું તેથી, ન દીધું ધેઆન.
ગરજમની નિંદાપર દીધું તેં ધેઆન, રંગરાગની વચ્ચે કર્યું અપમાન.
હાથમાં તેં નાખ્યો બેડીનો બંદ, લોહાડની નાંખી જનજીરે ચન્દ.
ગંબદાનના કિલ્લામાં પડયો હું કેદ, પરાયાની સંગતમાં જોયો બહુ ખેદ.
અર્જાસ્પની જોઈ ન તેં પોતે લડાઈ, લોહેરાસ્પને રાખી ન લીધી વડાઈ
હકીમ જે જામાસ્પ આવ્યો મુજ પાસ બંદ મારા જોઈ દીધી બહુ આસ.
કબુલ્યું બહુ દેવા તાજ અને તખ્ત, મહેનત બહુ લીધી તે કાજે સખ્ત.
કહ્યું મેં આમ, કે 'ભારી આ બંદ, લોહાડની બેડીને જનજીરે ચન્દ'
હજુર હું ધરીશ શુમારને દીન, માંગીશ હું તે પાસ ઈન્સાફ ને દીન;
હજુર હું ધરીશ ખોદાની પાસ, ફરિયાદ હું કરીશ નિંદાની ખાશ.
કહ્યું તેણે એમ કે 'આટલા સવાર, ગરૂજના પકડનાર ને નામદાર.
થાય છે જખમી જંગને મેદાન, બહેનો છે તારી બંદ પરીશાન.
બહાદુર તે પેહેલવાન ફરશીદવર્દ, બંદ પડી લડાઈમાં જોએ છે દર્દ.
નહાસભાગમાં પડેલો નેક શેહરયાર, પરતય છે જોઈ હાલે અસ્ફન્દયાર.
સઘળાં આ કામો જોઈ મુશ્કેલ, બળતુ શું નથી તારૂં આ દેલ?'
ઘણુા તે બોલ્યો આવા તે બોલ, દર્દ ને દુઃખના બોલ્યો બહુ કોલ.
બંદો મેં તોડયા સાંભળી આ વાત, હજુર શાહ આવ્યો જોડી બેઉ હાથ.
ઘણા મેં માર્યા છે દુશ્મન સવાર, થયો ખુશ તેથી શાહ બિસ્યાર.
કરૂં જો હફ્તખાનનું બેઆન, આવે ન છેડો આજ દરમેઆન.
અર્જાસ્પનું કાપ્યું તનથી મેં ધર, ગુસ્તાસ્પનું બુલંદ કર્યું મેં સર.
દુશ્મનના લાવ્યો હું તારી દરગાહ, જન અને ફરજંદ તખ્ત અને ગાહ.
ગન્જમાં તેં મેલ્યું સઘળું તમામ, ફકત મેં જોયાં રંજનાં જે કામ
કોલો તેં આપ્યા ખાધા સોગન, તું ફર્માનપર કર્યું મારૂં દેલ મન.
કબૂલાત આપી મને તેં એમ, રોશન તુંજ કરૂં મોરાદ ને નેમ;
આપું હું તુંને તખ્ત ને તાજ, તખ્તને લાયક છે સરફરાજ.
શર્મ મને લાગે છે મોટાઓ પાસ, નથી મારૂં તખ્ત કે સેપાહો ખાસ.
બહાનું શું આપે છે? મહારૂં શું કામ? રંજથી છે પુરાં મુજ કામો તમામ.
પાદશાહો પાળે છે પોતાનો બોલ, હમેશા વફાદાર તેઓનો કોલ.
તું બેટાને આપ તારૂં આ તાજ, તુંને જેમ આપ્યું લોહરાસ્પે રાજ.

## ગુસ્તાસ્પે અસ્ફન્દયારને દીધેલો જવાબ.

કર્યાં છે તુંએ ભલાં બહુ કામ, ખોદા થાય તારો ખરો નેગેહબાન.
રહ્યો ન દુશ્મન મારો આજકાલ, ન જાહેર કે છુપો રહ્યો કોઈ હાલ.
સાંભળે છે તારૂં જે કોઈ નામ, બીહે છે તેથી, થાય છે બેફામ.
બરોબરીઓ તારો નથી કોઇ હાલ, સિવાય એક, જે રૂસ્તમે જાલ.
મુલક છે તેનો જાબુલસ્તાન, બોસ્ત અને ગીજની ને કાબુલસ્તાન.
મર્દીમાં રાખે છે આકાશ તક સર, પોતાને ગણે છે બહુ બરતર.
ફરમાનથી ફેરવે છે પોતાનું સર, હોકમ પર રાખતો નહિ પોતાનું ધર.
કૌસનો તે હતો ફર્માં બરદાર, ખુસ્રુની મેહેરથી થયો તાજદાર.
કહે છે કે 'મારૂં તો નવું છે રાજ,' કદાચ છે તેનું પોતાનું તાજ.
નથી આ દુનિયામાં હરીફ તુંજ કોઇ, શું રૂમી કે તુર્કી, શું ઉમરાવ કોઈ.
સીસ્તાનનો ધર હવે તું રાહ, તેની સાથ લડ, થા જંગખાહ.
મેઆનમાંથી ખેંચ શમસીરે તેજ, પહોંચાડ તું રૂસ્તમને કેદીને ફેજ.
જહવારે, ફરામરોજ, બેઉને કર બંદ, ના રાખ કોઇ બાકી ફેંકી કમંદ.
તે દાદારના નામથી આપું છું કોલ, ફેરવે જે સુર્ય ચંદ્રને ગોળ.
કે લાવશે જો બજા તું સર્વ આ કામ, તો સાંભળશે નહિ તું વાંધાનું નામ.
આપીશ હું તુંને, ગંજ તખ્ત કોલાહ, માથાપર તાજ અને તખ્ત નેગાહ.

આ ઉપરથી અસ્ફન્દયારે બાપને કહ્યું કે "તું ચાહતો હોય તો ચીનના પાદશાહ સાથે લડાઈ કર. પણ શા કાજે બુઢો રૂસ્તમ, કે જેણે મીનોચેહેર અને કૈકોબાદના વખતથી ઈરાનની સેવા બજાવી છે તેની સાથે લડવા માગે છે ?" ગુસ્તાસ્પે કહ્યું કે "રૂસ્તમે પોતાની ફરમાનબરદારીનો કોલ બરાબર બજાવ્યો નથી." અસ્ફન્દયાર બાપનો ખરો વિચાર પામી ગયો અને કહ્યું કે "કોઈ પણ રીતે તું મને તાજ અને રાજ્ય માંગવાના માર્ગમાંથી દૂર કરવા માગે છે. પણ કાંઇ નહિં, હું તારો બેટો છું, માટે તું ફરમાવશે તે કરીશ." ગુસ્તાસ્પે કહ્યું "તું એવી તુંડી ના કર. તારા વગર મને તાજ અને તખ્ત શું કામનું ?"

અસ્ફન્દયારની માએને જ્યારે એ વાતની ખબર પડી, ત્યારે તેણીએ અસ્ફન્દયારને રૂસ્તમ સાથે લડવા જવાથી વાર્યો, કે રૂસ્તમ ઘણો બળવાન છે અને તેની સાથે લડવું ઠીક નથી. અસ્ફન્દયારે માતાને કહ્યું કે "તારા શબ્દો જંદ અવસ્તાની માફક ખરા છે. રૂસ્તમના જેવું કોઇ નથી, અને તેના જેવી કોઇએ, સેવા બજાવી નથી. તેની સાથે લડવું પાદશાહને છાજતું નથી. પણ બીજા હાથ ઉપર મારે તો પાદશાહનો હુકમ માનવો જોઇએ, અને તાજો તખ્ત મેળવવું જોઇએ." એ ઉપરથી તેની માતા તેનો એવો મક્કમ વિચાર જાણી રડવા લાગી અને કહ્યું કે "કાંઈ

નહિ તો તું તારા છોકરાઓને તારી સાથે ના લઇ જતો." અસ્ફન્દયારે તે પણ નહિ કબુલ કીધું, અને કહ્યું કે "છોકરાઓએ મર્દાનગીભર્યાં થવું જોઇએ અને તેઓએ જંગના મેદાનમાં મારી સાથે રહેવું જોઇએ."

## અસ્ફન્દયારનું જાબુલસ્તાનમાં લશ્કરને લઈ જવું.

અસ્ફન્દયાર જાબુલ જવા નિકળ્યો. માર્ગમાં એક જગ્યાએ પેહલે દિવસે આસાએશ લીધી. ત્યાં એક ઉંટ, જે જમીનપર લેટયું હતું, તે ઉઠયું નહિં. તેના સારવાને તેને ઘણું બી માર્યું તો પણ તે ઉઠયું નહિં. અસ્ફન્દયારને એ અપશુકનભર્યું લાગ્યું તેથી તેણે તે ઉંટને કાપી નાંખવા ફરમાવ્યું. પછી અસ્ફન્દયારે એક દિવસ મિજલસમાં કહ્યું કે "રૂસ્તમ સાથે લડાઇ કરવા આગમચ પેહલે મારે તેની ઉપર પેગામ મોકલવો જોઇએ. જો તે પોતાના હાથમાં બેડી નાંખી પોતાની મેળે શરણ થાય તો હું ખુશી થાઉં. અને લડાઈનું કામ રહે નહિં." તેથી અસ્ફન્દયારે પોતાના બેટા બહમનને પોતાની પાસે તેડી રૂસ્તમને નીચલો પેગામ કહેવાડયો.

## અસ્ફન્દયારનો રૂસ્તમને પેગામ.

કરૂં છું તારાં કામનો શુમાર, ન વધતું કે ઓછું ગણું તુંજ કાર.
વર્ષો તેં ઘણાં કર્યાં પસાર, જોયા છે ઘણા શાહ નામદાર.
પણ અક્કલથી કરશે જો તું વિચાર, તો જોશે કે છાજતું નથી આ કાર
કે આવી બુજોર્ગીને ગન્જ ને સેપાહ, કિમતી આ ઘોડા તખ્ત, કોલાહ
આ સઘળું તું પામ્યો મુજ વડવાને હાથ, બદલો તું પામ્યો સેવાની સાથ.
થયો જ્યારે લોહેરાસ્પ ઇરાનનો શાહ, ગયો ન તે પાસ તે બારગાહ.
તખ્તપર આવ્યો ગુસ્તાસ્પ શાહ, પકડી ન તેં તેની કુર્નેશની રાહ.
ન લખ્યું તેં કાગળ શાહની ઉપર, બંદગીથી ફેરવ્યું તારૂં તેં સર.
ગયો ન તું તેની દરગાહ ને દ્વાર, કબુલ્યો ન તેં તેને શેહેરયાર.
શું હોશંગ કે જમશેદ કે ફરીદુન નર, થયો જેથી જોહાક જીરોજબર.
શું પાદશાહો બીજા કે શું કૈકોબાદ, તખ્ત ને તાજથી જેઓ આબાદ.
તે સર્વમાં સરસ ગુસ્તાસ્પ શાહ, શું મિજલસ કે જંગમાં કે શેકારગાહ.
કબુલ્યો તેણે દીનનો જે રાહ, ટાળ્યો બહુ જુલમ લઈ પીશગાહ.
રોશન જ્યારે થયો પાદશાહનો દીન, છુપાયો દેવ અને દરૂજનો કીન.
આવ્યો તે પછી અર્જાસ્પ શાહ, લાવ્યો તે પોતા સાથે સેપાહ.
લશ્કરનો તેના ન હતો શુમાર, ગયો તેની સામે શાહ નામદાર.

લડાઈનું મેદાન બન્યું ઝબર, ન ખાલી કોઈ જમીન જીરેજબર.
રસ્તાખેજ તલક રહેશે યાદગાર, તે લડાઈની વાતનો સઘળો પોકાર.
શું પૂર્વ કે પશ્ચિમ તેનું છે રાજ, શેરોના ભાંજે છે સર અને તાજ.
શું તુરાંનનો મુલક સીન્દ અને રૂમ, થયાં છે શરણુ તેને જેમ મોમ.
જંગલના સવાર નીજેગુઝાર, દરગાહે તેની મોકલે સવાર.
આપે છે તેને ખંડણી ને ચોથ, તાબે થઈ હીલવે છે નર્માના હોઠ.
સઘળું આ કહું છું અએ પહેલવાન, કે રંજીદા થયું છે તેનું રવાન
કે ગયો ન તું તે શાહને દ્વાર, ન આપ્યું માન ન જોયાં દીદાર.
ખુણામાં પડયો તું અંદર જેહાંન, રાખ્યો તેં પોતાને છુપો નેહાંન.
બુજેર્ગી તુંને વિસરી કેમ જાય, સિવાય દેલથી મગ્જ દૂર થાય.
કર્યાં છે ઘણાં તેં નેકીનાં કામ, શાહોનાં ફરમાનપર ઘર્યું છે નામ.
કરે જો કોઈ તારાં કામને યાદ, ટીપ તેની લાંબી કરે તેને શાદ.
જાણે છે શાહ આ કુલે દાસ્તાન, પણ તું સાથે નથી તે હમ દાસ્તાન.
કહે છે તે એમ કે "દોલત ને જર, મુલક ને ગંજથી રૂસ્તમ છે તર.
તે સર્વથી થયો છે રૂસ્તમ ગરૂર, ન જોતો તે કોઇ પણ ચીજની જરૂર."
છોડી છે તેં જ્યારે લડાઇની રાહ, તે સાથે છોડી તેં શાહની દરગાહ.
ગુસ્સે તે થયો છે લીધા સોગંદ, રાત અને દિવસનું નામ લઈ બુલંદ.
કે જોશે નહીં તુંને તેની દરગાહ, સિવાયે બંધાયલો હાથે સેપાહ.
આવ્યો છું હું આ મુલકની ગમ, ફરમાવ્યા મુજબ ન ખાધો મેં દમ.
ખબરદાર રહે, શાહનો ખશમ, ખરાબ છે બહુ તેની ચશમ.
જો આવે તું માની તેનું ફરમાન, પસ્તાઇને રાખે તેનું તું માન.
તો જરીરના નામથી લેઉં છું સોગંદ, સાથે તે ખોર્શીદ જે છે બુલંદ.
કે શાહનું હું ફેરવું તું તરફ મન, લડાઇથી કરૂં દૂર હું કદમ.
પેશોતન છે રાસ્તીનો મારો ગવાહ, કે અક્કલ છે મારી સદા રેહનુમા.
કર્યો છે શાહને મેં શાંત અને રાંક, જોઉં છું હું જો કે તારો બહુ વાંક.
બંદો છું હું. બાપ મારો શાહ, ફરમાનથી તેના ફરવું ગુનાહ.
કુટુંબ તારાં સઘળાંને કર તું જમા, મસલત તું લઇ થા રેહનુમા.
જહવારે, ફરામરોજ ને જાલેજર સામ, તે સાથે રોદાબે માતા નેક નામ,
સઘળાંઓ સાંભળો સખુન મેઆન, બોલવાપર મારા દેઓ ધેઆન.
ના કરો ઘર અને મુલક વેરાન, ના કરો વાઘ અને શીરનું મકાન.
બાંધેલો લઈ જાઉં શાહની હજુર, કરૂં તુંજ વાંકો નો બચાવ જરૂર.
પછી હું કરૂં તારાં ફરમાન, નરમ હું કરૂં શાહને તમામ.
પવન પણ કરે નહિ તુંને હેરાન, કરૂં હું તેમ રહી તું પર કુરબાન.

બહમન આ સખુનનો પેગામ લઈ રૂસ્તમના મુલક ભણી ગયો. જાલેજરને ખબર પડતાં તે સામે ગયો. બહમને રૂસ્તમ માટે પુછ્યું. જાલે કહ્યું કે તે શેકારે ગયો છે, ત્યાંથી થોડા વખતમાં આવશે. બહમને પોતાનું નામ જાહેર કીધું. જાલે તે જાણી તેને માન આપ્યું. બહમને પણ જાલને ઓળખી માન આપ્યું. બહમને ઉતાવળ કરવાથી જાલે એક માણસ આપ્યું કે જ્યાં રૂસ્તમ શિકારે ગયો હતો, ત્યાં બહમનને લઈ જાય. બહમન ત્યાં ગયો અને પહાડની ટોંચ ઉપરથી તેણે રૂસ્તમને હેઠે બેઠેલો જોયો. તેને જોઇને તે અજબ થયો કે "આ રૂસ્તમ છે કે ઉગતો સૂર્ય! તેને હાથે અસ્ફન્દયાર અલબત હાર ખાશે." એવો ખ્યાલ કરી તેણે વિચાર કીધો કે "તે બેઠો છે તેની ઉપર હું અહીંથી પથ્થર ગબડાઉં કે તે કચડાઈ જાય." તેણે તેમ કર્યું. ગબડતા પથ્થરના અવાજથી રૂસ્તમનો ભાઈ જહવારે, જે સાથે હતો, તે ચોંકયો અને રૂસ્તમને ઉપરથી આવતા પથ્થરથી ખબરદાર કીધો. રૂસ્તમે હસીને પોતાના હાથથી તે પથ્થરને બાજુ કરી નાંખ્યો. તે જોઈ બહમન અજબ થયો કે આવા પહેલવાનને હાથે અસ્ફન્દયારનું કંઈ વળશે નહિં.

પછી તે રૂસ્તમ આગળ આવ્યો અને ખેરઆફીએત પુછવા માંડી. રૂસ્તમે પહેલે તેનું નામ માગ્યું. બહમને તે જણાવતાં રૂસ્તમે તેને માન આપી ગોદમાં દાબ્યો. પછી તેઓ છાવણીમાં ગયા. ત્યાં બહમને સાથે ખાણું લીધું. બહમન જેટલુ રૂસ્તમ ખાતો હતો તેનો ૧૦૦ મો ભાગ પણ ખાઈ શકતો ન હતો. રૂસ્તમે તેનાં થોડાં ખાવા માટે કહ્યું કે "એમ થોડું ખાય તો હફ્તખાન કેમ પસાર થાય!" બહમને કહ્યું કે "શાહજાદાઓએ તો થોડું ખાઈ ઘણું કામ કરવું જોઇએ." પછી રૂસ્તમે શરાબની જામ ભરી અને સઘળા "આજાદ મર્દ" (ભલા આદમીઓ)ની સલામતી લીધી. પછી એક જામ બહમનને આપી કે "તારે ગમે તેની સલામતી લે (બર ગીર અઝીન કસ કે ખાહી તો યાદ.) ત્યાર પછી બહમનથી અસ્ફન્દયારનો પેગામ સાંભળી રૂસ્તમે નીચલો જવાબ અસ્ફન્દયારને કેહવડાવ્યો.

## રૂસ્તમનો અસ્ફન્દયારને જવાબ.

સાંભળ્યો મેં તારો કુલ્લે પેગામ, દેલ મારૂં થયું બીદાર તમામ.
જા હવે તું નજદીક અસ્ફન્દયાર, જવાબ મારો કહે "કએ નામદાર!
ધરાવે જે શખ્સ રોશન રવાન, સુખનપર દીએ તે પુષ્કળ ધેઆન,
ફતેહ ને માલ અને મિલકત તમામ, ધરાવે ખજાનો પુષ્કળ દમામ,
બુજાર્ગી ને મર્દી ને નામે બુલંદ, મોહટાઓ આગળ વકર પસંદ,
એ સઘળું તું રાખે છે, ઓ શાહ! હાલ, ઘટે નહીં તુંને કે કરે બદ ખ્યાલ.
પકડએ ઇનસાફ જે યજદાં—પરસ્ત, બદીનો પકડીએ કદી નહિ દસ્ત.
સખુન જે ધરાવે ફાયદો ન ચન્દ, ઝાડ મિસાલ તે ન જેમાં સુગંદ.

લોભનો જો પકડે અગર તું રાહ, ઘેર–લાભનાં કામોપર રાખે તું ચાહ.
શાહોને છાજે કે જોએ સખુન, ખગબ સખુનનું નાંખે નહિ ખુન.
સખુનો શાંભળી વિચાર તું ખુદ, કે તું જેવો માએ ન જન્યો સપુત.
કે મર્દી ને ડહાપણ ને અક્કલ તમામ, એ સઘળાંમાં વડીલો માફકનું કામ.
પીછાણે તુને કુલ હિંદુસ્તાન, ચીન અને રૂમ અને જાબુલસ્તાન.
એ સઘળાંથી છું હું હમેશાં ખુશ, દુઆ હું ગુજારૂ શબ અને રૂજ.
કે જોઉં તારો સુંદર ને રોશન ચેહેર, બુજોર્ગી ને મર્દી ને તારી મેહેર.
આવ આપણે બેસીએ ખુદ શાદ કામ પાદશાહની યાદમાં લઈ શરાબની જામ.
જે માગ્યું તે મળ્યું છે મને તે હાલ, ખાહેશની માહરી ફળી છે ફાલ.
આગળ તાહરી આવું વગર સેપાહ, સાંભળું જે કહે મને મુજ શાહ.
લાઉં તારી આગળ લખતના નામ, ખુશરૂ ને કએકોબાદના તમામ.
હવે તું કર મારાં કામપર નેગાહ, જો મારાં સઘળાં કામોની રાહ.
કે કેવી મેં કરી છે નેકી તમામ, સખ્તી ને રંજના કર્યાં છે કામ.
થયો છું શાહનો ફરમાન બરદાર, શું હાલના કે આગલા શાહ નામદાર.
એ સઘળાંનાં બદલામાં મળે જો રંજ, દુ:ખનો જો મલે પાદશાહથી ગંજ.
તો બેહેતર કે ન લે કોઈ જગમાં જનમ, જન્મે તો જલદીથી થાય ખતમ.
હું આવીશ ને કહીશ મારો વિચાર, દુનિયામાં ઉઠાવીશ બુલંદ પોકાર.
જો કર્યો હોય મેં કોઈ આવો ગુનાહ, કે સર મારૂં કાપી કરે તબાહ
તો બાંધે મુજ બાજુ મજબુત ને તંગ, પીઆદો હું આવું થાઈ બતંગ.
પણ માર્યો છે જ્યારે મેં મસ્તાનો પીલ, તન તેનું ફેંકયુ છે દરિયાવે નીલ
તો કર બદ સખુનો મારીથી દૂર, ના કર તું મારા દેલને રંજુર.
બની નહિ શકે તે ના બોલ સખુન, હાથમાં કેમ પકડાય હવાનું ખુન ?
આતશની કરે ન ડાહ્યા આસ્નાઈ, તર્યા વિના રાહ દર્યામાં નહિ.
ચંદ્રની રોશની છુપાવાય નહિ, કોલાહની શીર સાથે શરખામણી નહિ.
કલેશનાં બીજથી દુર રાખ તું રાહ, કજીઆપર નથી મારો કોઈ ચાહ.
નથી કોઇએ દીઠા મુજ બેડીમાં પાએ, નથી લીધી શેરે કદી મુજ જાએ.
પાદશાહને લાયકનુંજ કર તું કોઈ કામ, દેવ લાયક કામથી ના થા બદ નામ.
દેલમાંથી દુર કર કિનો ખશમ, દુનિઆપર ના ફેંક જવાન ચશમ.
આડો માગ તજી ખુંશાલ રાખ દેલ, ખોદા તું પર રેડે દુઆની રેલ.
મુજ મકાનમાં મેલ તારાં ભલાં કદમ, મિત્રોનાં દેલમાં ના ભર તું ગમ.
કયું - જેમ કએકોબાદનું ફરમાન, કરીશ તેમ તારૂં દેલ શાદમાન.
આ જગ્યાએ આવ ને લાવ તુંજ સેપાહ, આવી થા મારો મેહેમાન બે માહ.
આશાયસ લેઈ તું કર અહીં મકામ, દુશ્મનો પડે ઉંધા તમામ.
પક્ષી ને માહીનો કર તું શેકાર, પડાવ અહીં નાંખી લે બહુ કરાર.

જોઉં તારૂં જોર ને કૌવત દલીર, જોઉં તારી લડાઈ અને શમશેર.
જો ઇરાન તું લઈ જાય મારા સેપાહ, રજુ તેમને કરે નજદીકે શાહ
તો ખોલું હું મારો ખજાનો ગંજ, મેલવ્યો છે જે ખેંચી બહુ રંજ.
જે કાંઈ છે મારૂં તે કરૂં હાજર, શમશેરથી મેળવ્યો હોય મેં જે જર.
ગમે તે લે ને બાકીનું આપ, મને ના દે તું રંજ ને સંતાપ.
જ્યારે તું જવાની રાખે આ આસ, કે જાએ તું ઇરાનના પાદશાહની પાસ
તું જ રેકાબ સાથ રાખુ મુજ રેકાબની રાહ, ચાલતો હું આવું નજદીકે શાહ.
માફીથી ગુસ્સો કરૂં નરમ, ચુમું તેના સર, પા ને ચશમ.
પુછું હું સવાલ તે શાહે બુલંદ, કે શા કાજે કરવા માગે છે બંદ?

પછી રૂસ્તમે ફ્રામરોજને તેડી જાલ અને રોડાબેને પેગામ કેહવાડયો કે "અસ્ફન્દયારને આવકાર દેવા તૈયારી કરો. હું તેની સાથે સારી રીતે વર્તીશ, પણ જો તે લડવા માગશે તો લડીશ."

હવે બહમને અસ્ફન્દયાર આગળ જઈ રૂસ્તમની બહાદુરીની તારીફ કરી પેગામ કહ્યો. અસ્ફન્દયારે કહ્યું કે "તેં લડવૈયાને જોયા નથી, માટે તુ તેની એટલી બધી તારીફ કરે છે."

પછી અસ્ફન્યાર તૈયાર થઈ થોડાક સવારો સાથે રૂસ્તમ, જે સામે આવતો હતો, તેને મળવા ગયો. બેઉએ એકમેકને ઘોડાપરથી ઉતરી બગલગીરી કીધી. રૂસ્તમે અસ્ફન્દયારને પોતાને ત્યાં મેમાન બોલાવ્યો, પણ અસ્ફન્દયારે ના પાડી કહ્યું કે "મને તારા હાથમાં બેડી મુકવા દે. કે પાદશાહનો ગુસ્સો તેથી નરમ પડશે. હું તુને બીજું કંઈ દુઃખ થવા દઇશ નહિં" રૂસ્તમે ના પાડયું કે "હાથમાં બેડી મુકવા સિવાય જેબી કાંઈ કહે તે કરૂ." પછી રૂસ્તમે અસ્ફન્દયારને સીસ્તાનમાં પોતાના મેહેલમાં તેડયો. અસ્ફન્દયારે ના પાડયું 'કે તારે ત્યાં જમી તારી સાથે લડું તે દુરસ્ત નહિં. માટે તું મારી સાથે રહી શરાબ નોશ કર" રૂસ્તમે કબુલ્યું, કે "જમતી વખતે મને તેડજે." એમ કહી પોતાના મેહેલમાં જઈ તેણે જાલ આગળ સઘળી વાત કહી અને અસ્ફન્દયારની તારીફ કીધી. પછી અસ્ફન્દયારે પેશોતનને કહ્યું કે "રૂસ્તમ પોતાની મેળે જમવા આવે તો તેમ, પણ હું તેને તેડું નહિ. કારણ અમે એકમેક સાથે લડવાના, તેથી એમ મિત્રાચારી કર્યે તો જે મરે તેનો જે જીવે તેને ઘણો વિલાપ થાય." પછી પેશોતને અસ્ફન્દયારને લડાઇથી વાર્યો કે "તમે બેઉ બહાદુર અને મોટા છો." અસ્ફન્દયારે કહ્યું કે "બાપના સખુનથી હું રૂસ્તમને ખાતર ફરૂં નહિં. તે ગુનાહ ભર્યું છે." પછી રૂસ્તમે તેડાંની વાટ જોયા કીધી અને વાટ જોઈ ખાણું મંગાવ્યું અને અસ્ફન્દયાર આગળ જવા નિકળ્યો કે તેને આવી ગેરસલુકાઈ પુછે. રૂસ્તમે જઇને કહ્યું કે "આ તારા સલુક કે?" પછી રૂસ્તમે પોતાની કીર્તિની વાત કહી અસ્ફન્દયારને મગરૂરી મેલી દેવા કહ્યું.

અસ્ફન્દયારે રૂસ્તમને ખાણાપર નહીં તેડવા માટે ખુલાસો કીધો, અને પછી કહ્યું કે "જયારે તું આવ્યો છે ત્યારે થોભ અને મારી સાથે શરાબ પી." પછી ડાબા હાથ ઉપર રૂસ્તમ માટે બાંક ગોઠવાવી. રૂસ્તમે તે લેવાને ના પાડયું અને ગુસ્સો કીધો. ત્યારે અસ્ફન્દયારે જમણા હાથ ઉપર તે માનથી ગોઠવાવી અને રૂસ્તમ ત્યાં બેઠો.

પછી અસ્ફન્દયારે રૂસ્તમનાં ખાનદાનને વગોવ્યું કે "સામે જાલને જંગલમાં મુકી દીધો અને સીમોર્ગે વડીકે તેને ખાધો નહિ. એવાં તારાં કુટુંબને મારાં કુટુંબે પાળ્યું અને મોટું કીધું." રૂસ્તમે ગુસ્સામાં પોતાના કુટુંબનો બચાવ કીધો કે "સામે તો મોટાં મોટાં બહાદુરીના કામો કીધાં હતાં. રોદાબે એક રાજાની છોકરી હતી. મારો બાપ હોશંગની બુનીઆદનો હતો. મને કાઉસ અને કએખુસ્રુએ મુલકોની સનદ કરી આપી છે." પછી અસ્ફન્દયારે પોતાનાં કુટુંબની તારીફ કરવા માંડી અને કહયું કે "તારા બાપ બપાવા તો મારા બાપ બપાવાના નોકર હતા. હાલ તું તેઓની સત્તા કબુલ રાખતો નથી અને ઈનકાર કરે છે. મેં દીનને માટે લડાઇઓ કીધી છે. ગર્જમે નિંદા કરી મને જે બંદમાં નખાવ્યો હતો તે બંદ મેં મારે હાથે તોડયા હતા."

## રૂસ્તમે પોતાના વડીલોના બચાવમાં અસ્ફન્દયારને કહેલા સખુનો.

રૂસ્તમે કહ્યું "સબુર તું કર, સખુન તું બોલે છે બહુ બદતર.
દેલ તારૂં ફરે છે બદીની તર્ફ, રવાન તારૂં ધરે છે દેવોની સફ.
પાદશાહને લાયકના સખુન તું બોલ, રાસ્તી સીવા ના પોકાર તું કોલ.
ખોદા છે શાહેદ કે દસ્તાને શામ, બુઝોર્ગ ને ડાહ્યો હતો નેકનામ.
બાપ હતો સામનો ખુદ નરીમાન, નરીમાનનો બાપ દલેર કરીમાન.
ગુસ્તાસ્પના જેવીજ તેની નેઝાદ, જમશેદના સુધી તેની બુનીઆદ.
થયા મુજ હાથથી કુલે પાદશાહ, મુજ વગર થાતે શાહો તબાહ.
કેઆબાદ, જે હતો અલબુર્જ પહાડ, લાવ્યો હું ત્યાંથી કર્યો મેં શાદ.
નહીં તો તે રહેતે બીબીશાદ મર્દ, નહીં ખજાનો લશ્કર જહવેર લાજવર્દ.
બેશક તું જાણે છે, વડીલ મારો સામ, ન હતો કોઈ તેના જેવો નેકનામ.
મુજ માતાનો બાપ મેહેરાબ શાહ, સીન્દના મુલકમાં તેની પનાહ.
ઝોહાક હતો જેનો પાંચમો પેદર, શાહોમાં જેણે ઉઠાવ્યું સર.
કોણ રાખે એવી નામચીન ઓલાદ? દાનાવો રાખે ફકત રાસ્તીની યાદ.
પેહેલવાનો ધરાવે જે સર બ સર, લડાઈની ફતેહ, તે મારો હુન્નર.

કૌસથી હું ધરાવું પોતે સનદ, બહાના છે મુજ આગળ ફોકટ ને રદ.
ખુસ્રુએ દીધી છે બીજી સનદ, નથી તેના જેવો થયો કોઇ રદ.
ફર્યો છું હું કુલ જેહાંનને જમીન, માર્યાછે ઘણાક શાહો બા કીન.
ઓળંગ્યું જ્યારે જેહુંનનુ આબ, તુરાનથી નાઠો ચીન અફ્રાસ્યાબ.
ગયો જ્યારે કૌસ માજીનદરાન, જાલે કહ્યું મને તે દાસ્તાન.
તું જાણે છે, તેપર પડયુંતું દુઃખ, જાન તેનો બતંગ, દૂર થયું સુખ.
ગયો હું એકલો માજીનદરાન, અંધારી રાત અને પથ્થર ગેરાન.
માર્યા મેં અઝરંગ ને દીવે સપીદ, સન્જે ને અઓલાદ ને ગન્દી ને બીદ.
ઇરાનના શાહ કાજ મારૂં ફરજંદ, મર્યું મુજ હાથે દલેર બેદમંદ.
સોહરાબની માફક ન કોઈ દલેર, શું જોર અને મર્દી શું લડાઈમાં શેર.
ગુજર્યાં સઘળાં છસો આ શાલ, બનાવો બન્યા છે કુલ તલક હાલ.
દુનિયામાં હતો હું પેહેલવાન, તે જાહેર કે છુપું રોશન નેહાન.
ફરીદુનની માફક છે મારી મીસાલ, બુજોર્ગીનું તાજ હતું તેને કપાલ.
બરગસ્તે કર્યો જેણે જોહાક, કચડયો તેને જમીન પર ખાક.
સામ મારો વડવો હતો નેકનામ, દાનેશ ને અક્કલનું કરતો તે કામ.
જ્યારથી મેં બાંધી જંગની કમર, ત્યારથી રાહત પામ્યા શાહ તાજવર.
નથી તેવી જોઇ કોઇએ ખુર્રમી ખાશ, બુરાઓને રહી નહીં કિલ્લાની આશ.
દુનિઆમાં હતો હું ખુશાની સાથ, શમશીરને ગુરજથી રોકાતા હાથ.
કહું છું આ અસલ વાતોનું મુળ, કે જાણે તું શાહ અને પહેલવાનો કુલ.
જગમાં ધરાવે છે નવું તું સર, ધરાવે જોકે શાહ ખુસ્રુનું ફર.
દુનિઆમાં જોએ છે તું પોતાને એક, દુનિઆની આગાહીનો નથી વિવેક.
કએખુસ્રુ લેતે નહીં માથી જનમ, તો લોહોરાસ્પ તખ્તપર ન મેલતે કદમ.
ગુસ્તાસ્પ કેમ મેલતે સરપર ખુદ તાજ? લેતે તે કેમ શાહ લોહરાસ્પનું રાજ?
કહે છે કે રૂસ્તમને કરે તું બંદ, નહીં કરે બંદ મને આકાશ બુલંદ.
જવાન હું હતો ને જઇફ છું હાલ, ન સાંભળ્યા સખુન આવા કોઇ કાળ.
નરમાશના બોલું છું આવા કલામ, શર્મ મને લાગે છે એથી તમામ.

પછી રૂસ્તમે પાછી પોતાના કામોની તારીફ કીધી અને કહ્યું કે "જોઉં મને બાંધ." અસ્ફન્દયારે તેનો હાથ હીલવી ધિરજના મીઠા શબ્દો કહ્યા. રૂસ્તમે પણ તેમ કહ્યા. પછી અસ્ફન્દયારે રૂસ્તમને કહ્યું કે "કાલે આપણે લડીશું. તેટલાં આજે શરાબ પી. કાલે તારી કોઇ સલામતી લેવાનું નથી. કાલે તુંને ઘોડાની પીઠ ઉપરથી ઉઠાડી લઈ શાહ આગળ લેઇ જઇશ અને ત્યાં હું તુંને છોડવીશ." રૂસ્તમે કહ્યું "હું તુંને ઉઠાવીને જાલ આગળ લેઇ જઇશ અને ત્યાં તુંને તખ્તપર બેસાડીશ અને ખજાનો આપીશ. પછી ત્યાંથી આપણે સાથે ગુસ્તાસ્પ આગળ જઈશું."

પછી તેઓએ ખાણું ખાઇને શરાબ પીધો. રૂસ્તમને ખાતો જોઈ અસ્ફન્દયાર અજબ થયો. શરાબ પીતાં અસ્ફન્દયારે શરાબમાં પાણી નાખ્યું તો રૂસ્તમે તેમ કરવા ના કહ્યું.

પછી રૂસ્તમે અસ્ફન્દયારને પોતાને ત્યાં મેહમાન તેડયો. તેણે ના પાડયું કે "કાલે તો આપણે લડીશું. પણ હજુર બી કબુલ કરી હાથ બાંધવા દે. તેથી તુંને ઘણું માન મળશે." રૂસ્તમે મનમાં વિચાર કીધો કે "જો હું એને બેડી પેહરાવવા દેઉં તો મારૂં જીવતર બળ્યું. બીજા હાથ ઉપર જો એ માર્યો જાશે તો શાહ-જાદાને મારવા માટે મને ખરાબ લાગશે." રૂસ્તમે અસ્ફન્દયારને ઘણો સમજાવ્યો પણ તે સમજયો નહિ. પછી પેશોતને અસ્ફન્દયારને સમજાવ્યો અને જાલે રૂસ્તમને સમજાવ્યો.

પછી બન્ને હાથો હાથ લડયા થાકી ગયા તોંપણ એક યા બીજો એકમેકપર ફાવ્યા નહિ અને પછી બન્નેનાં લશકરો વચ્ચે લડાઇ થતાં અસ્ફન્દયારના બેટાઓ નુશ આજર અને મહેરનુશ સાથે રૂસ્તમના ભાઈ જવારેહને કેટલીક ગરમા ગરમ વાત બાદ લડાઇ થઇ. તેમાં એ બન્ને બેટાઓ માર્યા ગયા.

પછી રૂસ્તમે ઠેડાવ કર્યો કે અસ્ફન્દયારને બનતાં સુધી જીવતો પકડવો કે તેથી પોતાના પાદશાહના બેટાને મારવાનો કલંક લાગે નહિ. એમ ઠેડાવ કરી રૂસ્તમ અસ્ફન્દયાર સાથે બીજે દહાડે લડાઇમાં ઉતર્યો. આખો દહાડો લડાઈ ચાલી પણ સેવટ આવ્યું નહિ. રૂસ્તમ અને તેનો રખસ જખમી થયા. અસ્ફન્યારને રૂસ્તમના હાથે ઘણો કડવો અનુભવ મલ્યો, પણ તે જખમી થયો નહિ, કારણ તેનું શરીર 'રૂઇન તન' એટલે ધાતુ મીસાલે હતું. તેથી હથીયારના જખમો તેને લાગતા નહિં. તેણે પોતાના શરીરને કોઇ વસાણાઓથી એમ મજબુત બનાવ્યું હતું. પેહેલવી પુસ્તકો કહે છે, કે પેગમ્બર જરથોસ્ત તરફથી મલેલી એક ક્રિયા કરેલી ચીજ ખાધાથી તેનું તન એવું બન્યું હતું.

હવે રૂસ્તમ અને તેના રખસને જખમી થયલો જોઇ બુઢો જાલેજર ગભરાતમાં પડયો કે રખે બીજે દીન રૂસ્તમ લડાઈમાં માર્યો જાય. તેમ બને તો તેના બુઢાપામાં તેના અને તેનાં કુટુંબની કમબખ્તી થાય. એવી ચિંતાથી તેણે સીમોર્ગના પીછાં બાલી તેને પોતાની મદદે બોલાવ્યું. કોઈ કહે છે કે સીમોર્ગ નામનો કોઈ દાનેશમંદ હકીમ હતો. સીમોર્ગે રૂસ્તમના અને તેના રખસનાં જખમો તુરત કોઇ દવાથી સારા કર્યા અને રૂસ્તમને સલાહ આપી કે "જંગલમાં જઇ એક ચોકસ ઝાડનું લાકડું કાપી તેના બે તીર બનાવ. તે તીર બરાબર તાંકી અસ્ફન્દયારની આંખમાં માર કે તેથી તે આંધલો થઇ જશે અને મરણ પામશે." બીજે દિવસે લડાઈમાં રૂસ્તમે એમ કર્યું. અસ્ફન્દયાર આંખમાં જખમી થયો અને તે જખમથી મરણ પામ્યો. મરતાં મરતાં તેણે રૂસ્તમને કોઈ પણ પ્રકારની તકસીરથી છુટો કર્યો અને કહ્યું કે

"તારો વાંક નથી. વાંક સઘળો મારા બાપનો છે. હવે તું મારા બેટાને તારી પનાહમાં લે અને તેને લડાઇની અને પાદશાહી કુનેહની કળવણી આપી ગુસ્તારપ પછી ઇરાનની પાદશાહી માટે લાયક કર." રૂસ્તમે તે કબુલ કર્યું અને તે કબુલાત પાળી.

# રૂસ્તમનું મરણ.

આ અરસા બાદ થોડા વખતમાં રૂસ્તમનું મરણ નિપજ્યું. તે કુદરતી મોતે નહિ પણ તેના એક ભાઇના હાથે માર્યો ગયો. તેનો એક સોગાદ નામનો ભાઇ હતો, જે કાબુલના પાદશાહને ત્યાં ઉધર્યો હતો અને તેનો જમાઈ થતો હતો. એ કાબુલનો શાહ જાબુલસ્તાનના માલેક તરીકે રૂસ્તમને દર સાલ ખંડણી આપતો હતો. તે ખંડણીમાં ફકત એક ગાયનું ચામડું (ચર્મે ગાવ), જે કીંમતમાં એક દેરમનું હોતું તે આપતો. જ્યારે રૂસ્તમનો ભાઈ એ કાબુલના શાહનો જમાઈ થયો ત્યારે તે શાહે ધાર્યું કે હવે જો તે આ નાની કીંમતની ખંડણી નહિ આપશે ચાલશે. પણ જ્યારે ખંડણી લેવાનો વખત આવ્યો ત્યારે રૂસ્તમના અમલદારોએ તે પોતાના હક્ક તરીકે માંગી, તેથી કાબુલના શાહના મનમાં અને રૂસ્તમના ભા૦ સોગાદના મનમાં ઓછું આવ્યું. એ સબબે સોગાદે પોતાના સસરા સાથે મળી જઈ રૂસ્તમને મારી નાખવાનું એક દિવસે નીચે પ્રમાણે કાવત્રું રચ્યું:—કાબુલનો શાહ એકદિવસે સોગાદને અપમાન કરે તેથી સોગાદે રૂસ્તમ આગળ જઈ ફર્યાદ કરે; રૂસ્તમ ભાઇને થયલાં અપમાનનો કિનો લેવા કાબુલ ભણી કુચ કરે ત્યારે કોઇ વખતે માર્ગમાં સોગાદ એક ખાડો ખોદી તેને ઘાસથી છુપાવે; રૂસ્તમ કુચ કરતાં તેમાં છુપાવી દાટેલાં ઉભાં હથ્યારોથી જખ્મી થઇ મરણ પામે.

આ યુક્તિ પ્રમાણે બન્યું અને રૂસ્તમ પોતાના ભાઇને થયલાં અપમાનનો કિનો લેવા કાબુલ સામે લશ્કર લઈ ગયો. કાબુલના શાહે માફ માંગી રૂસ્તમની મહેમાનદારી કીધી અને શેકારની ગોઠવણ કીધી. શેકારે જવાના માર્ગમાં તેઓએ ઉપર પ્રમાણે એક ખાડો ખોદાવ્યો ત્યાં આવતાં રૂસ્તમનો રખશ અટકી પડયો અને તેણે આગળ ચાલવાને ના પાડયું. રૂસ્તમે તેજ રસ્તે જવા રખશને ઓહેસ કીધી. રખશે કુદકો માર્યો પણ ખાડો લાંબો હોવાને લીધે તેના પાછળા પગ ખાડામાં પડયા, તેથી ઘોડો ખાડામાં પડયો અને સાથે રૂસ્તમ પણ પડયો અને મરણતોલ જખ્મી થયો. મરતાં મરતાં રૂસ્તમને સોગાદનો દગો માલમ પડયો, તેથી તેણે એક તીરથી સોગાદને વીંધી નાખ્યો અને થોડાક વાર બાદ પોતાને થયલા જખમથી મરણ પામ્યો. ઝાલ અને ફરામરોજને આ બાબદની ખબર પડતાં તેઓએ ઘણો વિલાપ કર્યો અને સેવટે ફરામરોજે કાબુલ ઉપર હુમલો કરી કાબુલના શાહને સજામાં મારી નાખ્યો.

